# પ્રાણહારક વિષ

યાને

# ભયંકર ખુન

ભાગ ૧ લો.

લેખક:-મનસુખ ભીમજી ત્રિવેદી.




# પ્રાણહારક વિષ

યાને

# ભયંકર ખુન

## ભાગ ૧લો.

લેખક અને પ્રકાશક:

ચત્રભુજ ભીમજી ત્રિવેદી સરપદડવાળા.

જોડીયા બજાર—કરાચી.

ભીષ્મ પિતામહ, બ્રહ્મતેજ, ભારતભક્ત દામાજી નાટક ઇત્યાદિના કર્તા.



વિક્રમાબ્દ ૧૯૭૯.   પ્રથમાવૃત્તિ.   ઇ. સ. ૧૯૨૩.

"તરૂણ-સાગર" પ્રેસમાં ગિરિજાશંકર ભી. ત્રિવેદીએ છાપ્યું,
ન્યુ સ્મોલ કૉઝ કોર્ટની સામે, કેમ્પબેલ સ્ટ્રીટ—કરાચી.

કીંમત કાચું પુઠું રૂા. ૨-૮-૦   પાકું પુઠું રૂા. ૨-૧૨-૦

પડી આકાશેથી શિવ શિર વિષે ત્યાંથી ગિરિએ
પડી ત્યાં ઉંચેથી જમીન પર ને ત્યાંથી દરિએ
મળ્યું એ ગંગાને અધમ પદ આશ્ચર્ય તજજો
વિવેક ભ્રષ્ટોની ગતિ સત વશા એવી ગણજો.

# ભુમિકા.

વર્તમાન વખતના વર્તમાન વહેતા વિશ્વ પ્રભાવમાં સાહિત્ય દ્રષ્ટિ પ્રદેશમાં અનેક નવલ કથાઓ બહાર પડે છે, અને નવલ કથાનો શોખ ગુર્જર વાંચકોમાં દીન પ્રતિદીન વિસ્તાર પામતો જાય છે, એ શોખને સંતોષવા અનેક કુસુમો સાહિત્ય વાટિકામાં સંગ્રહિત થાય છે, એ ઉદ્યાનમાં આ એક કુસુમનો ઉમેરો કરતાં મને હર્ષ થાય છે. ગુણજ્ઞ વાંચકોને હવે કાંઇ પ્રસ્તાવનાનાં ઉદ્‌ગારોનાં પાનાં ભરી સારૂં નરસું સમજાવવાનો સમય રહયો નથી, કાળ બળે અને સાહિત્ય કસોટીએ વાંચકવૃંદ કુદરતીજ કદરદાન થતો જાય છે. અને એ કદરદાનીના પરિણામેજ આટલો બધો નવલકથાઓનો બહોળો જન્મ અને ઉઠાવ થાય છે અને થયે જાય છે એ ઘણું ખુશી થવા જેવું છે. માણસને જેટલી વસ્ત્રોની જરૂર છે, તેનાથી અધિક જરૂર વાંચનની છે વાંચન વિદ્યાના પ્રતાપે કરીનેજ આજે પાશ્ચાત્ય પ્રજાની ઉન્નતિ થઇ રહેલી છે તે સૌને વિદીત છે.

આ સંસારમાં અનેક પ્રકારના નવનવા રંગ નજરે પડે છે. મનુષ્યો શું કરવાને શક્તિવાન છે એ પોતે સમજી શકતા નથી? તેમ છતાં ગર્વ ઘેલા મનુષ્યો હુંજ સર્વ કાર્ય કરવાને શક્તિવાન છું એમ સમજી અત્યંત નીચ કર્મો આદરે છે! પરંતુ સર્વેશ્વર તે ગર્વનાં પુતળાંઓને દારૂણ દુ:ખ દઇ તેમનું અભિમાન ઉતારે છે. માણસ માત્રના મનની સ્થિતિને ફરતાં વાર લાગતી નથી. સુખમાં અભિમાની થાય છે, અને દુ:ખમાં પસ્તાય છે. એવા પાપીઓ આખરે ભગવાનના

ક્રોધના ભોગ થઇ રીબાઇ રીબાઇને મરે છે, અને પશ્ચાત રૌ રૌ નર્કના અધિકારી થાય છે. પ્રસ્તુત નવલકથામાં પણ તેવાજ સ્વાર્થ સાધ્ય કરનારા શયતાનોનાં ભયંકર કાર્યો વર્ણવેલાં છે કે, જેના વાંચનથી તેવાં કાર્યો કરનાર પર તિરસ્કાર છુટયા વિના રહેશે નહિ. કુટીલ કેસર જેવાં કૃત્ય કરનારી કુલટાઓ, મહાદેવ જેવા પોતાની સ્ત્રીની કમાઇપર તાગડધિન્ના કરનાર કસાઇઓ, અને તેવા કૃતઘ્નીઓને પોષનાર રતિલાલ જેવા પ્રપંચીઓ, પોતનો સ્વાર્થ સાધ્ય કરવા બિચારા ભોળા હૃદયનાં મનુષ્યોને પોતાના કુટીલ કાવા દાવામાં સપડાવી તેના હાથે અત્યંત નીચ કાર્યો કરાવે છે, અને પોતે કરેલા દોષો તેવા ભોળા મનુષ્યો પર ઢોળી પાડી, પોતાનો બચાવ કરે છે. પરંતુ આખરે તેવા મનુષ્યોની કેવી દશા થાય છે, તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરેલું છે.

સ્વર્ગિય પ્રેમના પરિબળે પ્રેમની પરિપકવ દશામાં આવેલાં પ્રેમી યુગલને અનહદ કષ્ટો સહન કરવાં પડે છે, પણ પ્રેમનો ત્યાગ નહિ કરતાં પ્રભુ પર દ્રઢ વિશ્વાસ રાખી તેઓ પોત પોતાનો ધર્મ યથાર્થ સંભાળી આખરે સુખી થાય છે. એ મોતીલાલ અને મુકતાના વૃતાંતથી સ્પષ્ટ સમજાય છે. પવિત્રતાની મુર્ત્તી મુકતાનું પાત્ર આર્ય અબળાઓને ઉત્તમ બોધ આપનારૂં છે, શાન્તા અને ઉમેદમલનું વર્તન વર્તમાન સમયમાં બનતા કેટલાક બનાવોનું દીગદર્શન કરાવનારૂં છે, સ્વામીનાં અત્યંત નિંદ્ય કર્મો નિહાળી નીચ વૃતિને આધિન થયેલી અને ધર્મથી વિચલિત થતી શાંન્તાને શિયળવ્રતની મહત્તા સમજાવી સાધુવૃત્તિના સુંદરરાયે સદબોધ આપી કેવી રીતે નીતિના માર્ગપર ચડાવી એ વૃતાંત ઘણુંજ અનુકરણિય છે, ઉદારાત્મા આણંદલાલનું દ્રષ્ટાંત, એક નિષ્ઠાથી નોકરી કરનાર નોકરોને તેનો માલિક કેવો બદલો આપે

છે એ સમજાવનારૂં છે, સર્વ પ્રકારે કથાને વિશેષ રસમય બનાવવા મેં યથાશકિત પ્રયત્ન કર્યો છે. તદાપિ તેનો સત્કાર થવો યા ન થવો એ જન સમાજની રૂચિ પર આધાર રાખે છે.

આ નવલકથા કલ્પિત નથી, તેમજ સર્વાંશે સત્ય પણ નથી. તદાપિ જેના વિચારો અને લાગણીઓના ભાવ સમજવાનું આપણે માટે અશકય થઇ પડે એવી કલ્પનામય પ્રતિમાઓ નહિ ચિતરતાં સઘળાં પાત્રોમાં સ્ત્રી અને પુરૂષોનાં આબેહુબ જીવનનુંજ ચિત્ર આળેખેલું છે. છતાં કોઇ વ્યકિતગત આક્ષેપ કરવાના પ્રયત્નથી હું દુરજ રહયો છું, તોપણ પ્રસ્તુઃત કથામાં કેટલાંક એવાં દ્રશ્યો આવશે કે તેવી વૃતિવાળા મનુષ્યો કદાચ એ દ્રશ્યો પોતાને ઉદ્દેશીનેજ લખાએલાં માની લેશે એવો મને ભય રહે છે. કારણ કે જે વખતે મારા હાથથી લખાએલો "ભારત ભકત દાદાજી"નો નાટય પ્રયોગ શ્રી દુનિયા દર્શક નાટક સમાજના બાહોશ માલિકો એ કરાંચીની રંગભૂમિ પર ભજવ્યો, તે વખતે તેમાં મુકાએલી પુરાણીના કોમીકની વસ્તુને નિહાળી, કરાંચીમાં વિદ્યમાન એકાદ, વિપ્ર વિદ્વાને એ વસ્તુ પોતાને ઉદ્દેશીનેજ લખાએલી માની લીધી હતી, અને એ માટે તેઓ શ્રીમાને મને કેટલીક ધમકીઓ પણ આપી હતી; પરંતુ જયારે મારા ઉદ્દેશનું સત્ય સ્વરૂપ તેને સમજાયું—તેવુંજ એક બીજું દ્રશ્ય નજરે નિહાળ્યું ત્યારેજ તેઓ પોતે કરેલી ભુલ માટે પસ્તાયા, અને શાન્ત થયા. આયદે પણ એવું ન બને એટલા માટે હું પ્રથમથીજ જણાવવાની રજા લઉં છું કે આ પુસ્તકમાં કોઇના પર પણ કટાક્ષ કરવાનો મેં યતિંકિંચિત પણ પ્રયત્ન કર્યો નથી. સામાન્ય દ્રષ્ટિમાં જે જે દ્રશ્યો દ્રષ્ટિગોચર થયાં છે. તે તે દ્રશ્યોને મેં તાદ્રશ્ય ચિતરવાનો

યથા સાધ્ય પ્રયત્ન કર્યો છે. આજથી અમુક વર્ષ પુર્વે કરાંચીમાં ગંઠી છોડ, પાંચની નોટના પચાસ. અને દશના હજાર બનાવી આપવાની લાલચ આપનારા બદમાશો સ્વર્ણને પણ ભૂલાવે તેવા બનાવટી દાગીનાઓ ને સ્વર્ણના સમજાવી તે ગીરવી મુકી ભોળા મનુષ્યો પાસેથી નાણાં લુંટી જવાની કોશીષ કરનાર ક્રુર કસાઇઓ, કોઇના ખીસામાં પાંચ પૈસા જોતાં તેને મોટી લાલચો આપી, એક દિવસના ભાડા પર લીધેલા પોતાનાં મકાનમાં તેડી જઇ તેની પાસેથી જબર જસ્તીથી પૈસા કઢા વનાર સોનેરી ટોળીના શયતાનો; એ વગેરેનો દોર ઘણો વધી ગયો હતો તે સમયમાં એક ઉદાર દીલના છુપી પોલીસના અમલદારે તેઓને પક ડવામાં કેવાં કષ્ટો સહન કર્યાં હતાં તેનો સર્વાંશે નહિ, તો કેટલેક અંશે સત્ય હેવાલ રજુ કરવાનો મેં યથાશકિત. પ્રયત્ન કર્યો છે. પરંતુ ધારવા કરતાં પુસ્તકનું કદ વધી જવાથી, કાગળો અને છાપવાનાં સાધનોની એવડી ઉપરાંત મોઘવારી, તેમજ સમયની પ્રતિકુળતા, એ સર્વનો વિચાર કરી આ પુસ્તકને બે ભાગમાં સંપુર્ણ કરવાનું મેં સાહસ કર્યું છે. એટલે એ સર્વ હકીકત બીજા ભાગમાં આવશે. તો પણ કોઇને આઘાત થાય, અથવા લાગણી દુઃખાય, તેવા વ્યક્તિગત દોષો ચિતરવાના સાહસ થી હું દુરજ રહ્યો છું. એ ફરીને પણ આ સ્થળે જણાવવાનું હું વ્યાજબી સમજુ છું.

પુસ્તક લખવાનો જો કે મારો ધંધો નથી. અને વ્યવહારિક કાર્યો માં હું એટલો બધો દબાએલો રહું છું કે, વાંચવા વિચારવા જેટલો સમય પણ મેળવી શકું તેમ નથી. તદપિ મને તે વસ્તુ કાંઇક પ્રિય હોવાથી, જે કાંઇ સમય મળે છે, તેને વ્યર્થ નહિ ગુમાવતાં મારી એ ઇચ્છા તૃપ્ત કરવામાં તેનો ઉપયોગ કરૂં છું જો કે ધનનાં સાધનને અભાવે મારા પ્રયાસને પુસ્તક રૂપે પ્રકાશમાં લાવવાનું બની શકતું નથી,

પણુ મારા શેઠ મેઘજી ગોકળદાસ અને પરમાનંદ ગોકળદાસ કે જેઓની સહાયતાથી હું મારો પ્રથમ પ્રયાસ "ભીષ્મ પિતામહ"નું પુસ્તક પ્રકાશમાં લાવવાને ભાગ્યશાળી થયો હતો, તેમનો મારાપર જે અપુર્વ ભાવ છે તે અકથ્ય છે. વારંવાર તેઓ મારી ઉન્નતિ માટે પોતાનાથી બનતું કરે છે. હું તેમનો નોકર હોવા છતાં તેઓ શ્રી મારાપર ભ્રાતૃવત્ સ્નેહ રાખે છે. તેમની પ્રેમભરી દેખરેખ નીચે જેમ હુશીઆર તરનારો તુફાની સમુદ્ર તરી જાય તેમ હું સાહિત્ય જીવનનાં તોફાની મોજાઓમાંથી સહેલાઇથી અને આનંદથી પસાર થઇ શકું છું મારા મરહુમ શેઠ ગોકળદાસ આસુઆણી કે જેઓ દેહ સ્વરૂપે આજે મારી સમક્ષ નથી, છતાં તેમનો પરોપકારી આત્મા મને સહાનુભુત છે. અને દરેક યત્નમાં તેમનો હાથ, મને સહાય કરતો હોય, અને દરેક સારા નિશ્ચયમાં તેમનો સ્વર મને ઉતેજીત બનાવનો હોય, એમ મને જણાય છે. મારા સાહિત્ય તરફના તિવ્ર પ્રેમનું તેમના સુપુત્રોએ પોષણુ કરવાથી આ પ્રગતિવાન જમાનાંમાં થતા વિકાસ અને જ્ઞાનોદ્દીપનનો વિસ્તાર કરવાના કાર્યમાં મને પ્રોત્સાહન મળ્યું છે. મારૂં આ પુસ્તક પ્રગટ કરાવવાનું માન મારા શેઠ મેઘજી ગોકળદાસ અને પરમાનંદ ગોકળદાસનેજ છે. તેમના લઘુ બંધુ ધરમશી ગોકળદાસ પણ તેમના જેવાજ નિખાલસ હૃદયના અને સાહિત્ય પ્રેમી છે. આ પુસ્તકમાં તેઓ શ્રીએ મને જે ઉમદા સલાહ આપી છે અને યોગ્ય ફેરફાર કરવા સુચના કરી છે, તેને માટે તેઓ શ્રી નો હું ઉપકાર માનું છું. પ્રભુ! આ મારા પરોપકારી શેઠીયાઓને હાથે અનેક પરોપકારનાં કાર્યો થાઓ, તેમને દીર્ઘાયુષ આપો, એજ મારી અંતિમ પ્રાર્થના છે.

અત્રેના ઉદારચિત્ વેપારીઓ અને અન્ય સુજ્ઞ ભ્રાતાઓ, મારી અલ્પ બુદ્ધિ અનુસાર લખાએલાં પુસ્તકોનો યોગ્ય સત્કાર કરી હોંશથી ઉત્તેજન આપે છે. તેઓનો હું જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે.

મારા ગુરૂવર્ય પંડિત પ્રભાશંકર કાળીદાસ રાવળે પોતાના કીંમતી સમયનો ભોગ આપી. મને જે સહાયતા આપી છે તેને માટે એ મહાશયનો ઉપકાર માનવાની આ તક હું જવા દઇ શકતો નથી

કાર્યના વ્યવસાયને લીધે, પ્રુફ સુધારવામાં અને ચિન્હો મુકવામાં જોઇએ તેવી સંભાળ રહી શકી નથી; એટલે તેમાં અનેક દોષો રહી ગયા હશે. તો તે સુધારીને વાંચવા સુજ્ઞ વાંચકોને પ્રાર્થના કરૂં છું.

અંતમાં આ ક્ષુદ્ર પ્રયાસ પૂર્ણ કરતાં તેમાં રહેલી ભૂલોને દોષ રૂપ નહિ જોતાં ગુણગ્રાહી થવા, સુજ્ઞ વાંચકોને પ્રાર્થના કરતો, આ અલ્પજ્ઞ લેખક પ્રભુને યાચે છે કે, હે પ્રભુ! આ ભારત ભૂમિના જનો ને શુભ બુદ્ધિ પ્રેરી, તેમની કીર્તિ, શોભા અને યશને વધારી સદા ચરણી કરી સુખી રાખો. અસ્તુ

લી. કર્તા
**ચત્રભુજ ભીમજી ત્રિવેદી.**



# અર્પણ પત્રિકા.

## સ્વર્ગવાસી શેઠ ગોકળદાસ આસુઆણીના કીર્તિ સ્મરણાર્થે તેમના અમર આત્મા પ્રતિ.

આપની ધર્મ પરાયણ વૃતિ સુવિખ્યાત હતી અને હજુ પણ છે. આપ વિદ્યાનંદી હતા. જ્ઞાનામૃત જિજ્ઞાસુઓને ઉત્તેજન આપી પોતાને કૃતાર્થ થયેલા માનતા હતા. આપના અધિકાર તળેની મારી નોકરીના માત્ર ટુંક સમયમાં પણ આપે મારા પર જે પ્રેમ દર્શાવ્યો હતો તેને હું કદાપિ વીસરી જઇ શકું તેમ નથીજ. આપના જીવન કાળમાં આપના તે સદ્ગુણો અને મારા ઉપરના અતુલ ઉપકારોથી આકર્ષાયા છતાં તે પ્રમાણે વર્તીને ખુલી રીતે કૃતજ્ઞતા દર્શાવવાને ભાગ્યશાળી થવાની તક મને મળી શકી નહોતી પરંતુ અદ્યાપિ પર્યંત આપના તરફની મારી પ્રેમની ઉર્મીઓ ચાલુ રહેતાં આપના સ્વર્ગવાસ પછી પણ આ પુસ્તક અર્પણ કરવાનો આ પ્રસંગ પ્રાપ્ત થતાં કૃતાર્થ થઇ સંતોષ પામું છું પ્રભુ આપના આત્માને શાંતિ આપો.

લી. આપનું આત્મ શ્રેય ઇચ્છનાર.

**ચત્રભુજ ભીમજી ત્રિવેદી–કર્તા**

# અનુક્રમણિકા.

# જ્યોતિષ વિદ્યાનો અદ્દભુત ચમત્કાર

જો તમે તમારા આખા વર્ષનું ભવિષ્ય જાણવા માગતા હો, વેપારની તેજી મંદી સાથે તમારો કાંઇ સબંધ હોય, સટો અથવા એવાજ કોઇ બીજા ધંધામાં ઉતરવા પહેલાં લાભ હાનીનો નિર્ણય કરવાની ઇચ્છા હોય, તો એક વખત અમારી મુલાકાત લઇ **જ્યોતિષ વિદ્યાના** અદ્દભૂત ચમત્કારનો પ્રત્યક્ષ અનુભવ કરો. લાંબા લખાણોથી ખોટા બણગાં ફુંકી ગ્રાહકોને લલચાવવાનો, તેમજ પ્રશ્નના પરિણામને છુપાવી માત્ર સારૂં લગાડવા ઉલટું સમજાવવાનો અમારો નિયમ નથી. પણ જ્યોતિષના આધારે પૂછાએલા પ્રશ્નનું જે કાંઇ ફળ જણાય. તે સાફ અને ખુલ્લું જણાવીએ છીએ. ખાત્રી માટે મળો અથવા લખો—

| | |
|---|---|
| રહેઠાણુ:<br>શેઠ જસરાજ વાલજીના<br>માળામાં—જોડીયા બજાર<br>કરાંચી | **પંડિત પ્રભાશંકર કાળીદાસ રાવળ**<br>ઠે. કર્મકાન્ડ પાઠશાળા—જસરાજ વાલજીનું<br>મંદીર—નાનકવાડા કરાંચી. |

છપાય છે! છપાય છે!!

# પ્રાણહારક વિષ યાને ભયંકર ખુન

—ભાગ ૨ જો—

ગ્લેઝ કાગળો પૃષ્ટ ૨૫૦–૩૦૦

કીંમત પાકું પુઠું રૂ. ૨–૦–૦

# અગાઉથી ગ્રાહક બની આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોનાં મુબારક નામો.



૪૦ શેઠ મામદ ઇસાક ભાયાત
૧૫ ,, શીવજી જાદવજી.
૧૫ ,, હીરાનંદ વેરસીમલ.
૧૫ ,, અમરચંદ માધવજીની કું.
૧૫ ,, હીરજી તુલસીદાસ બ્રધર્સ
૧૫ ,, હાજી જેઠાભાઇ ગોકળ.
૧૫ ,, એન. ડી. મલેક
૧૫ ,, જે. બી. હીરાનંદની કું.
૧૫ ,, રવજી ઝવેરચંદ
૧૫ ,, ત્રીભોવનદાસ કું.
૧૫ ,, ગોરધનદાસ હોતચંદ
૧૫ ,, કેસવજી વીરજીની કું.
૧૫ ,, જસરાજ કલ્યાણજી
૧૫ ,, લાલજી લખમીદાસ
૧૫ ,, ખાલીદ અલગાનીન એન્ડ ફેહાદ મીરઝુક
૧૫ ,, મામદ એન્ડ જાશમ મીરઝુક
૧૫ ,, મજીદ જાશમ
૧૫ ,, સુનીયાન ગાનામ
૧૫ ,, જાશમ મામદ બુધઇ
૧૫ ,, સાલે. ઇબરાહીમ અલફઝલ

૧૫ શેઠ સાલેમામદ ઉમર ડોસલ
૧૦ ,, શાવલદાસ ચાંદુમલ
૧૦ ,, વલભદાસ દયાલ
૧૦ ,, કલાચંદ દેવુમલની કું
૧૦ ,, અમરશી દયાલ
૧૦ ,, અકબરઅલી અબ્દુલહુસેન આદમજી
૫ ,, એન. એમ. ભંડારી
૭ ,, વલભદાસ ઉમરસી
૫ ,, જીવણદાસ ગોર્વીંદજી
૫ ,, ભીમજી માવજી
૫ ,, મણીલાલ શામજી
૫ ,, ગોવુમલ ડોસામલ
૫ ,, વલમજી ગોવીંદજી
૫ ,, માધવજી થાવર
૫ ,, ડી. સી. હકીમ
૫ ,, નસરવાનજી દીનશા કું
૫ ,, મુલજી મોરારજી સુંદરજી
૫ ,, રતનશી લવજી
૮ ,, પ્રેમચંદ હેમચંદ
૫ ,, સુંદરદાસ વલભદાસ

૫ શેઠ પ્રધાનદાસ મગુમલ
૫ ,, મયાશંકર પીતાંમ્બર
૪ ,, વેલજી હરીરામ
૫ ,, ધરમદાસ થાવરદાસ
૫ ,, આસનમલ ત્રીકમદાસ
૪ ,, હાજી લતીફ્અલી
૫ ,, ગોરધનદાસ ધમનમલ
૨૫ ,, રીઝુમલ દલાલ
૧૦ ,, કીશનચંદ
૧૦ ,, ટહેલરામ હૈદ્રાબાદવાલા
૧૦ એક સખી ગ્રહસ્થ
૧૦ શેઠ કેવલરામ
૫ સોની લાલજી માણેકચંદ
૫ એક નાગર ગ્રહસ્થ
૫ સેવારામ ફતેચંદ
૧ શેઠ વીશરામ
૧ ,, લીલાધર
૧ ,, વાધજી
૧૦ પટેલ કરસન માધા
૫ શેઠ રામજી પેથાભાઇ
૫ ,, રતનશી પરશોતમ
૭ ,, હસનઅલી હાજી અબ્દલા
૨ ,, કુંવરજી નરશી

૧ શેઠ પ્રાગજી ઓધવજી
૩ શેઠ પ્રવીણરાય કલ્યાણરાય
૩ ,, કરસનદાસ જીવણદાસ
૩ ,, અલીમામદ અભા
૩ ,, રજબઅલી ઝીણા
૩ ,, કરીમ મામદ
૩ ,, સુંદરજી જેઠાભાઇ
૩ ,, તાલબ હાસમ એન્ડ સન્સ
૩ ,, હાજી રમજાન હાસમ
૩ ,, મુસા જાફર
૨ ,, જગજીવન પ્રધાન
૨ ,, મામદ જાફર કરમાલી
૨ ,, વશરામ મેઘજી
૨ ,, કેશવલાલ મુળજી
૨ ,, મોહનલાલ ફુલચંદ
૨ ,, હાસમ અલાદીન
૨ ,, પ્રાગજી દયાળ
૨ ,, એક સખી ગ્રહસ્થ
૨ ,, રેમતુલા લુતફલી
૨ ,, રણછોડ રૂગનાથ
૨ ,, શાબાન મોહીબ
૨ ,, મામદ રેમુ માવજી
૨ ,, કરસનદાસ ઠાકરસી

૨ શેઠ જાદવજી ખીમજી
૨ ,, હુસેની મામુ
૨ ,, મુલચંદ ખીમનદાસ
૨ ,, ટી. વીસનદાસની કું.
૨ મેસર્સ રાવલ કું.
૨ શેઠ મોહનલાલ નથુભાઇ
૨ ,, ટોકરશી ઘેલાભાઇ
૨ ,, ત્રીકમજી શીવજી
૨ ,, ત્રીકમજી રૂગનાથ
૨ ,, વીસનજી વાલજી
૨ ,, કેશવજી ભીમજી
૨ ,, ભીમજી લખમસી
૨ શાહ ત્રીભોવન ભાઇચંદ
૨ ,, છોટાલાલ છગનલાલ
૨ ,, અમુલખ તલકશી
૨ ,, રતિલાલ
૨ શેઠ કંચનલાલ ડી. શાહ.
૨ ,, કલ્યાણજી હેમરાજ
૧ ,, તુલસીદાસ જીવણદાસ
૧ ,, જોશી ટોપણદાસ વીસનજી
૧ શેઠ ચત્રભુજ હંસરાજ
૧ ,, ઓધવજી ત્રીકમજી
૧ ,, ભાણજી હીરજી

૧ શેઠ ભાણજી વાઘજી
૧ ,, અંબારામ ખેરાજ
૧ ,, અંદરજી રવજી
૧ ,, શેઠ વાલજી ટોપણ
૧ ,, ખટાઉ નેણશી
૧ ,, ટોપણદાસ શીવજી
૧ ,, અંબારામ હીરજી જોશી
૧ મીસ્ત્રી કાનજી દેવકરણ
૧ ,, નારણ મોરારજી
૧ સોની મગનલાલ ઘેલાભાઇ
૧ ,, અરજણ કાનજી
૧ ,, અમૃતલાલ ગોપાલદાસ
૧ ,, ખુશાલદાસ ત્રીકમદાસ
૧ ,, વીસનજી જાદવજી
૧ શુકલ મગનલાલ હરજીવન
૧૦ ત્રિવેદી જટાશંકર પ્રાણજીવન
૧ ,, અમૃતલાલ પ્રાણજીવન
૧ ,, મોતીલાલ ગોવિંદરામ
૧ ,, પ્રાગજી જાગેશ્વર
૧ ,, મોહનલાલ જાગેશ્વર
૧ જોશી મહાશંકર અંબારામ
૧ શેઠ સાકરલાલ દુ. મહેતા
૧ જોશી જટાશંકર ડાહ્યા

૧ શેઠ હોરશંગશાહ મી. કંટ્રાકટર
૧ ત્રિવેદી ગીરધરલાલ આર.
૧ શેઠ જમનાદાસ કાનજી
૧ ,, જેઠાલાલ ઝવેર
૧ જોશી દેવશંકર મમુ
૧ શેઠ અમૃતલાલ જગજીવન શાહ
૧ ,, હંસરાજ ગટાણી
૧ ,, ગોરધનદાસ ટોકરશી
૧ ,, શ્રાવકશા દાદાભાઇ
૧ ,, મુસા ગુલામહુસેન
૧ ,, જાદવજી હરીભાઇ
૬ ,, કેશવલાલ વનમાળી
૧ ,, લાડુ વિશ્નુ
૧ ,, રાજેન ઝીણા પ્રેમજી
૧ ,, ડુંગરશી દામજી
૧ ,, દેવજી છગનલાલ
૧ ,, ચાંપશી વશરામ
૧ ,, શીવજી કરસનજી
૧ ,, અલીમામદ અબ્દુલસતાર
૧ ,, છબીલલાલ મોહનલાલ શાહ
૧ ,, પોપટ તેજાણી
૧ ,, કાસમભાઇ કરીમ જુડા
૧ ,, જુસબ ઇસ્માઇલ

૧ શેઠ હાસમભાઇ
૧ ,, મોહનલાલ દેવજી
૧ ,, લાલજી દામજી ભણુશાલી
૧ ,, મી. એચ. બલસારા
૧ ,, મહેરજી એસ. હકીમ
૧ ,, રતનશી રજા
૧ ,, રામજી બેચર
૬ ,, જાદવજી મુલજી
૧ , દલપતરામ દેવશંકર
૧ સાધુ કેશવલાલ કાળીદાસ નિમ્બાર્ક
૧ શેઠ લધારામ નાથાભાઇ
૧ શેઠ ભુપતરાય કાળીદાસ યાજ્ઞિક
૧ ,, જગજીવન જાદવજી ગણાત્રા
૧ ,, ગીરજાશંકર રામેશ્વર શુકલ
૧ ,, કરૂણાશંકર મોનજી ઠાકર
૧ ,, પ્રભુદાસ
૧ ,, ત્રીકમભાઇ છગનલાલ
૧ ,, ગવરીશંકર સુંદરજી
૧ ,, અમૃતલાલ શંકરજી ત્રિવેદી
૧ ,, ગુલામહુસેન ઇભરામજી હકીમજી

૧ શેઠ એમદઅલી યુસુફઅલી રાવલપીંડીવાલા
૧ ,, તૈયબઅલી મુસાજી
૧ ,, કાનજી ઉદેશી મૈશરી
૧ ,, મથુરાદાસ રવજી
૧ ,, બલુરામ કાળીદાસ દાવડા
૧ ,, રામજી મુલજી કલ્યાણી
૧ ,, મગનલાલ સવજી દવે
૨ ,, એમ. કાનજીની કુ.
૨ ,, કાસમ નામોરી
૧ ,, પ્રભુરામ મોતીરામ
૧ ,, જીવણરામ કાનજી
૧ ,, જાફરઅલી મેઘજી
૧ ,, ઇસ્માઇલજી જીવણજી સન્સ
૧ ,, ઇસાક ઇસ્માલ
૧ શેઠ ઇભરામજી એ. મારવી
૧ ,, પાનાચંદ સંઘજી
૧ ,, હાજી સૈયદ આગા શુસ્તરી
૧ ,, મલુકચંદ અવચલ
૧ ,, જેરામ કાળીદાસ
૧ ,, ડોસા કલ્યાણ કન્યાશાળા
૧ ખોજા ઇસ્માલ મુસા
૧ ,, મામદભાઇ ઇસ્માલ રેમતુલા
૧ શેઠ પ્રાગજી રતનશી
૧ ,, કેવળરામ ટેકચંદ
૧ ,, પ્રેમચંદ સુંદરજી બોરડીયા દીગશરવાલા
૧ ,, અનંતરાય કેસવજી ત્રિવેદી
૧ ,, દેવચંદ નાગજી
૧ ,, હીરજી વીસનજી



૧૦૮૭૮૦

# પ્રાણહારક વિષ

યાને

# ભયંકર ખૂન.

( લખનાર—ચત્રભુજ ભીમજી ત્રિવેદી )

## પ્રકરણ ૧લું.

### માઠા સમાચાર.

રાત્રિના દશ વાગી ગયા છે. સઘળે શાંતિ છે, માત્ર રસ્તે જતી આવતી ગાડીઓના અવાજ શિવાય બીજું કાંઇ પણ સંભળાતું નથી. સર્વ મનુષ્યો નિદ્રાને સેવે છે, જ્યારે એકજ મનુષ્ય આ વખતે રામબાગ ગાડીખાતામાં આવેલી એક જગ્યામાં બારી પાસે કાંઇ વિચારમાં ઉભેલો છે. તેનું મુખકમળ આધિઅર્કના તાપથી કરમાઇ ગયું હોય, ને જાણે શોક સરિતાના વમળમાં ગોથાં ખાતો હોય, એમ તેનો પ્રતાપી ચહેરો નિહાળનારને દ્રષ્ટિગોચર થતું હતું. તેનું મન જો કે સ્થિર નહોતું, તો પણ ગાઢી ચિંતાથી મુંઝાતું હતું. તે મન મુસાફરના મુંઝાતા છતાં તેને તર્કશક્તિ રૂપી સૈનિકો ચોતરફ ઘેરીને ઉભી હતી. વળી તેનું આશારૂપી વહાણ સંસાર સિંધુમાં વહન કરતું હોય તેમ તેની મુખમુદ્રા પરથી જણાતું હતું. તેનું ચિત સ્થિર નહોતું. ઘડીમાં તે આમતેમ

ફેરા મારતો, તો ઘડીમાં તે બારી પાસે આવતો. અને ઘડીમાં આરામ ચેરપર બેસી ખભાને માથું અઢેલી કાંઇક ઊંડા વિચારમાં જણાતો. એથી સ્પષ્ટ જણાતું હતું કે તેના મનની ચિંતા પ્રબળ છે. 'આજે મને આ શું થાય છે, જરૂર કાંઇ અશુભ જણાય છે " એકાએક તેના મોઢામાંથી એ ઉદગારો નીકળી ગયા; અને તેની સાથેજ ટેલીફોનની ટનનનન ટનનનન કરતી ઘંટીનો અવાજ સંભળાયો. યુવક ચમકયો, કંપ્યો, ભયભિત થયો. તરતજ તેને ટેલીફોનનું હેન્ડલ ફેરવી સામો જવાબ આપ્યો; અને ટેલીફોનની કડી પરથી ભુંગળી ઉપાડી કાન પર રાખી સવાલ કર્યો 'હલ્લો ! તમે કોણ છો?'

'હું ગમે તે હોઉં નામ જાણવાની તમોને કાંઇ જરૂર નથી !' સામેથી જવાબ મળ્યો.

'પણ તમે કહેવા શું માંગો છો ?' યુવકે ફરી પશ્ન કર્યો.

'તે પછી, પહેલાં મને કહો કે તમે કોણ છો' સામેથી જવાબ આવ્યો.

'હું મોતીલાલ છું.' યુવકે પોતાનું નામ જણાવ્યું.

ઓહ ! મોતીલાલ છો કે! હું તમારીજ સાથે વાત કરવા માગું છું.' સામેથી સત્કાર થયો.

'એમકે? વારૂ કહો શું કહોછો ? મોતીલાલે પુછ્યું.

'તમે જલદી અહીં આવો આણંદલાલ ભયમાં છે.' સામેથી સ્નાનના સમાચાર સંભળાયા.

'હેં ? શું આણંદલાલ ભયમાં છે ?' મોતીલાલ ગભરાઇ ગયો.

'હા વિલંબ ન કરો જલદી આવો.' સામેથી તાકીદ આપવામાં આવી.

'પણ તમે કોણ છો ?' મોતીલાલે બીજો પ્રશ્ન કર્યો.

'તે પછીથી જણાશે ?' સામેથી ઉડાવનારો જવાબ મળ્યો.

'નામ આપવામાં કાંઇ હરકત છે ?' મોતીલાલે પુછ્યું.

જવાબ ગેબ.

મોતીલાલ ગભરાયો, ટેલીફોન તરતજ છોડી દીધો, મહાદેવ ? તેણે તરતજ પોતાના એક મિત્રને હાક મારી; પરંતુ કાંઇ જવાબ મળ્યો નહિં, નીચેની જગ્યામાંજ તે રહેતો હતો.

કોઇ દિવસ નહિ. અને આજે મહાદેવ મને કહયા સિવાય ક્યાં ગયો હશે ? ખેર. એ મવાલીનો શું ભરોસો ? હું એકલોજ ત્યાં જઇશ તે મનમાંજ બબડયો.

અરધો કલાક બીજો પણ પસાર થઇ ગયો, પરંતુ મહાદેવ આવ્યો નહિ, તેથી મોતીલાલ કપડાં બદલવા પાસેના ખંડમાં ચાલ્યો ગયો કપડાં બદલી નીચે ઉતરવાની તૈયારી કરતો હતો, એટલામાંજ મહાદેવ આવી પહોંચ્યો.

' ક્યાં ગયો હતો મહાદેવ ?' મોતીલાલે તેને જોતાંજ પ્રશ્ન કર્યો

શું જવાબ આપવો એવા વિચારમાં કેટલીકવાર મહાદેવ ચુપ રહયો. પરંતુ એકાએક કાંઇ યાદ આવતાં પોતાના ખીસામાંથી તમાકુનું પડીકું કાઢી બોલ્યો, ' તમાકુ લેવા ગયો હતો કેમ શું કામ છે?"

આ વખતે મોતીલાલે જો ધ્યાનપુર્વક મહાદેવના સામુ જોયું હોત, તો તેના ચહેરા પર પડેલી ફીકાશ તે સ્પષ્ટ જોઇ શકત. પરંતુ તેનું ચિત ભાઇને મળવા તરફ દોરાએલું હતું, એટલે બીજી વસ્તુ ઓ પ્રતિ તેનું લક્ષજ નહોતું. 'તારે મારી સાથે આવવું પડશે.' મોતીલાલે પ્રત્યુતરમાં કહયું.

'કયાં ?' મહાદેવે આશ્ચર્યચકિત થઇ બીજો સવાલ કર્યો,

મોટાભાઇને ઘેર.' મોતીલાલે જવાબ આપ્યો.

'મોટાભાઇને ઘેર ? આટલી મોડી રાત્રે ત્યાં શું કામ છે ? તે તો કયારના સુઇ ગયા હશે.' આટલું કહેતાં તે કંપ્યો. ચમકયો. ભયભિત થયો.

'નહિ મહાદેવ ? હજુ તે જાગતા હશે, કારણ કે આજનો કાંઇ વિચિત્ર મામલો છે.'

'એટલે ?' મહાદેવને પોતાની સ્થિતિનું ભાન આવતાં કંપિત સ્વરે બોલ્યો.

'એટલે એમ કે, મોટાભાઇનો જીવ જોખમમાં છે.'

'હેં ? શું કહો છો ?'

'ખરૂંજ કહું છું ?'

'તમે શા પરથી જાણ્યું ?'

હમણાંજ તેના બંગલા પરથી ટેલીફોન થયો હતો.'

ટેલીફોન ? કોણે ટેલીફોન કીધો હતો ?'

'તે હું નથી જાણતો,'

'તમારે તેનું નામ તો પુછવું હતું?'

'મેં તો પુછ્યું પણ તેણેજ નામ આપવાનો ઇન્કાર કર્યો,

'ભાઇનાજ મકાન પરથી ટેલીફોન થયો છે; એમ તમે શા પરથી જાણ્યું ? નંબર પુછ્યું હતું?' મહાદેવે વળી એક નવીજ શંકા કાઢી.

'ના તે તો હું પુછતાંજ ભુલી ગયો.

ત્યારે તો એ વાત મારા માનવામાં આવતી નથી.' મહાદેવે વાત ઉડાડવાના વિચારથી કહ્યું.

'કેમ ?' મોતીલાલે પ્રશ્ન કર્યો.

'કોઇ બદમાસે પોતાની મતલબ સાધવાના હેતુથી એ કામ કર્યું છે.'

'નહિ મહાદેવ ! તું ભુલે છે. એમાં ટેલીફોન કરનારનો કાંઇ પણ સ્વાર્થ હોય; એમ મને તો નથી લાગતું.'

'હજુ તમોને આ શહેરનો સંપુર્ણ અનુભવ નથી? એથીજ તમને એમ લાગે છે. મારૂં કહેવું માનો તો અત્યારે જવાનું માંડી વાળો.' મહાદેવે પોતાનાથી બનતું કરવા હજુ પણ યુકિત કરવા માંડી.

'એ કેમ બને ? મહાદેવ ? આવી માઠી ખબર સાંભળ્યા છતાં હું ત્યાં ન જાઉં, તો મારા જેવો બેવકુફ બીજો કોણ ? વળી લોકો મારા માટે શું ધારે ? મારે તો અત્યારેજ જવું છે ? તારી ઇચ્છા ન હોય તો તું ના આવતો.!

'ખેર, જ્યારે તમારી એવીજ ઇચ્છા છે, તો ચાલો હું આવવાને તૈયાર છું.' આખરે લાચાર થઇ મહાદેવે કહ્યું.

'ત્યારે કપડાં બદલી જલદી આવ.' મોતીલાલે કહ્યું.

'મારે કપડાં બદલવાની કાંઇ જરૂર નથી,' મહાદેવે જવાબ આપ્યો.

'ત્યારે હવે સમય ગુમાવવો એ પણ ઠીક નથી.'

'ચાલો મારી ક્યાં ના છે, હું તો તૈયારજ છું, જરા ઓરડીનું કમાડ બંધ કરી હમણાંજ આવું છું.' એમ કહી મહાદેવ નીચે ઉતર્યો.

મહાદેવ શરીરે રૂષ્ટ પુષ્ટ, અને તેનો ચહેરો ભયંકર છતાં તે વાતચીતમાં એવો તો ચાલાક હતો કે તેને એક ભલા માણસ તરીકે ઓળખવામાં કોઇ પણ આનાકાની કરે નહિ. આણંદલાલનો તે વિશ્વાસુ હોઇને, આણંદલાલે તેને મોતીલાલની પાસે રાખેલો હતો, જો કે તે શહેરના બદમાસોમાં પહેલું નંબર રાખે તેવો હતો, છતાં તે મોતીલાલ સાથે તો સ્નેહથી વરતતો હતો. મોતીલાલ પણ તેનું ઘણુંજ માન રાખતો હતો. મોતીલાલનાજ મકાનમાં પહેલે દાદરે તેને રહેવા માટે મકાન કાઢી આપવામાં આવ્યું હતું; ઘણું ખરૂં તે મોતીલાલની સાથેજ રહેતો હતો, કેટલીકવારે તે ઉપર આવ્યો. બંન્ને જણા બહાર નીકળ્યા અને થોડીજ વારમાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગયાં.

---

# પ્રકરણ ૨જું.

## આણંદલાલનું ખુન.

આણંદલાલ મુળ જામનગરના વતની અને ન્નાતે નાગર ગ્રહસ્થ હતા. માતા પિતા બાલ્યાવસ્થાથીજ તેનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયાં હતાં. અને તેઓના સ્વર્ગવાસ પછી આણંદલાલે કરાંચીનેજ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. આ સંસારમાં એક ભાઇ શિવાય તેનું કોઇ સગું નહોતું. તેના ભાઇનું નામ મોતીલાલ હતું. તે પણ કરાંચીમાં રહેતો હતો. આણંદલાલે પોતાની કમાણીથી પાંચ લાખ રૂપિઆની મિલકત મેળવી હતી. કરાચીના જુદા જુદા લતાઓમાં તેની જગાઓ

હતી, ભાડાની જે કાંઇ પેદાશ થતી તેમાંથી બેઉ ભાઇનો ઘણો સારી રીતે નિર્વાહ ચાલતો હતો.

આણંદલાલને બાલ્યાવસ્થાથીજ રસાયનશાસ્ત્રનો ઘણોજ શોખ હતો, તે સેંકડો પ્રકારના વિષ બનાવી શકતા હતા. ઘણા દેશો અને પહાડોમાં ફરી ફરીને વનસ્પતિનો ઘણોજ સારો અભ્યાસ કરેલો હતો. તેની એજ પ્રતિજ્ઞા હતી કે મારી આખી જીંદગી રસાયનશાસ્ત્રના અભ્યાસમાંજ ગુજારવી. તેણે પોતાના મકાનમાં ખાસ એજ કામને માટે એક જુદોજ ઓરડો બનાવેલો હતો, તેમાં કોઇને પણ આવવાનો અધિકાર નહોતો. દિવસનો ઘણો ભાગ બહુધા તે ઓરડામાંજ ગુજારતો હતો, તેને બહાર ફરવાનો કે એવો બીજો કાંઇ પણ શોખ નહોતો. તે ઓરડામાંથી ફક્ત ભોજનના અને શયનના ટાઇમ પરજ બહાર નીકળતો હતો. તે ઓરડાને પણ એવી કારીગીરીથી બનાવવામાં આવ્યો હતો કે તેની ગેરહાજરીમાં તે કોઇનાથી ખુલી શકે નહિ ટુંકમાં તે ઓરડાની કળ માત્ર આણંદલાલ એકલોજ જાણતો હતો. મોતીલાલ પોતે પણ તેનાથી અજાણ હતો. આણંદલાલને એકાંતવાસ બહુજ પસંદ હતો તેથી તેણે મોતીલાલને એક જુદું મકાન રામબાગ ગાડીખાતામાં ખરીદી આપી. તેમાં સઘળી ગોઠવણ કરી આપી હતી અને પોતે હવાબંદર પર આવેલા પોતાના બંગલામાં તેનાથી નિરાળો રહેતો હતો. આણંદલાલના એક મિત્રની પુત્રી મુક્તા કે જેનું રક્ષણ કરવાનું કેટલાંક કારણોને લઇ તેના પરજ આવેલું હતું. તેનું ખરચ પણ આણંદલાલજ પુરૂં પાડતો હતો. મુક્તા એટલી મળતાવડા સ્વભાવની હતી કે ટુંક સમયમાંજ તેણીએ આણંદલાલનો સ્નેહ મેળવી લીધો હતો. આણંદલાલ પણ તેણી-

ના પર ઘણોજ સ્નેહ રાખતો હતો. એક પુત્રીથી પણ અધિક પ્યારથી તેને ચાહતો હતો. દિવસો જતાં મુકતા આણંદલાલની એટલી બધી વિશ્વાસપાત્ર થઇ પડી કે આણંદલાલે ઘરની તમામ લગામ તેનેજ સોંપી દીધી. કાંઇ પણ કામ તે મુકતાને પુછીનેજ કરતો. ઘડી પણ તે મુકતાને વીલી મુકતો નહિ. છતાં પણ પોતાને એકાંતવાસ ઘણો પ્રિય હોવાથી તેણે મુકતાને માટે રામસ્વામી ગાડીખાતામાં એક મકાન ખરીદી આપી ત્યાં એક વિશ્વાસુ દાસીના હાથ નીચે રાખી હતી, તો પણ દિવસનો ઘણો ભાગ મુકતા આણંદલાલની પાસેજ રહેતી હતી. આણંદલાલનો વિચાર તેણીને પોતાના ભાઇ મોતીલાલ સાથે પરણાવવાનો હતો, અને તે સંબંધી તેણે એક વખત મુકતાને પણ સેહજ ઇશારો પણ કર્યો હતો. મુકતાએ જવાબમાં માત્ર નિચું જોઇ પોતાની સંમતિ જાહેર સમંતિ જાહેર કરી હતી. અને એથીજ મોતીલાલ મોટી વયનો છતાં તેનું સગપણ કરેલું નહોતું. પરંતુ પોતાનો ખરો વિચ ર તેણે મોતીલાલને બીલકુલ જણાવ્યો નહોતો. કેટલાક દિવસો પછી તેના જણાવવામાં આવી ગયું કે તે પણ મુકતાને ઘણાજ પ્યારથી ચાહતો હતો. આથી બન્નેના પ્રેમમાં વૃદ્ધિ થાય તેવા પ્રસંગો આણંદલાલ વારંવાર લાવતો. પરિણામ પણ પ્રેમનું પોશાક બન્યું. મોતીલાલ અને મુકતા પરસ્પર દાંપત્ય સ્નેહથી જોડાવાની કબુલાત પર આવ્યાં. આણંદલાલના જાણવામાં આ સઘળું આવતાં તે ઘણોજ ખુશી થયો, અને જેમ બને તેમ તે બનેનાં જલદીથી લગન કરી નાંખવા એમ આણંદલાલને વિચાર થયો. તણે ગુપ્ત રીતે સઘળી ગોઠવણ કરી રાખી પોતાનું એક વીલ બનાવ્યું અને તે મુકતાને એકાંતમાં વંચાવ્યું. તે વીલ મુકતાના નામનુંજ હતું. મોતીલાલને પણ તે સંબંધી મુકતા મારફત ખબર મળતાં ઘણોજ ખુશી થયો. આણંદલાલે જો કે મુકતાને લગન

સંબંધી કેટલીક વાતો કરી હતી, પરંતુ તેની મુદત તેણે ઘણીજ લાંબી બતાવી હતી. વાસ્તવમાં તે લગ્નનો દિવસ પણ નકી કરી ચુકયો હતો. પરંતુ આ રીતે તેઓને આશામાં લટકાવવાનો તેનો કંઇક ઉંચ ઉદ્દેશ હતો. જોત જોતામાં આણંદલાલે નકી કરેલો દિવસ પણ નજદીક આવી પહોંચ્યો. માત્ર પંદર દિવસો બાકી રહયા હવે તેણે બંન્નેને પાસે બોલાવી તે સંબંધી તેઓનો અભિપ્રાય જાણી લીધો અને જ્યાં સુધી બીજી વાર કહેવામાં ન આવે ત્યાં સુધી તે ગુપ્ત રાખવાને તે બંનેને ચેતવણી આપી પોતાના કામમાં ગુંથાયો. પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ! અને ઇશ્વર કરે છે કાંઇ! આણંદલાલ પોતાની ઇચ્છા અમલમાં લાવે, તે પહેલાં એક નવો બનાવ બન્યો અને આણંદલાલની સઘળી આશા મનની મનમાંજ રહી ગઇ.

રાત્રિના નવ વાગી ગયા હતા, નોકર ચાકરો વગેરે કામકાજથી પરવારી પોત પોતાને સ્થાનકે ચાલી ગયા હતા, આણંદલાલ રાત્રિનો કેટલોક સમય પુસ્તકો વાંચવામાં અને નવીન પ્રકારનાં વિષ બનાવવામાં ગાળતો હતો. પોતાના નિત્યના નિયમ પ્રમાણે અત્યારે તે એક પુસ્તક વાંચતો બેઠો હતો, પરંતુ આજે તેનું ચિત સ્થિર નહોતું. મુકતા તરફથી એક ચીઠી તેને મળી હતી તેમાં લખેલી બાબતમાંજ તેનું ચિત ચોંટેલું હતું. 'શું એ ખરૂં હશે' એવા ઉદગારો તેના મુખમાંથી વારંવાર નીકળતા હતા જે પુસ્તક તે વાંચતો હતો તેમાં કાંઇ ચેન પડયું નહીં. તરતજ તેણે કબાટમાંથી એક બીજું પુસ્તક કાઢી વાંચવા માંડયું, તેમાં પણ ચિત ન લાગવાથી પાછું તેણે ટેબલ પર મુકી દીધું વળી તે વિષ બનાવવાના સાહિત્યો એકઠાં કરી કાંઇક વિચારમાં આમ તેમ ફરવા લાગ્યો. આવી સ્થિતિમાં લગભગ રાત્રિના

અગિઆર વાગવાનો અમલ થયો. ઓરડામાં માત્ર એક દીપકનો મંદ પ્રકાશ વિસ્તરેલો હતો અને બહાર શહેરના ભાગમાં અંધકારનો અધિકારજ પ્રસરેલો હતો. આણંદલાલની આંખો ઘેરાવા લાગી. તેનો એવો નિયમ હતો કે, નિદ્રા દેવીનું આમંત્રણ થતાંજ ગમે તેવું જરૂરનું કામ પણ પડતું મુકી દેવું. તરતજ તેણે રસાયનવાળો ઓરડો બંધ કીધો, અને શયનવાળા ઓરડામાં ગયો, પલંગપર પડયો થોડીજવારમાં નિંદ્રાદેવીએ તેનાપર કૃપા કરી. અચાનક તે ઓરડામાં બે આકૃતિઓ દાખલ થતી જણાઇ, એ બંનેએ માથાથી પગ સુધી કાળાં વસ્ત્ર ધારણ કરેલાં હતાં, અને તેના મુખ બુરખાથી છુપાએલાં હોવાથી, તેના શરીરનો કોઇ પણ ભાગ દ્રષ્ટિગોચર તો નહોતો. તેઓમાંના એકના હાથમાં એક નાની રીવોલ્વર અને બીજાના હાથમાં એક શીશી હતી, શીશીમાં કાંઇ લાલ રંગનું પ્રવાહી ભરેલું હોય એમ દેખાતું હતું. અંદર દાખલ થતાંજ તેમાંની એક વ્યક્તિએ બીજીને ઉદ્દેશીને કહયું; 'અત્યારે તો અહીં અંદર વધારે ધાસ્તી જેવું નથી. તો પણ સાવધ રહેજો મારી નિશાનીઓ તો ધ્યાનમાં છે ને?"

'હાજી બેફિકર રહો.' બીજી વ્યક્તિએ પણ તેવાજ ધીમા સ્વરથી કહ્યું.

અવાજ પરથી તે બે વ્યક્તિઓ પૈકી એક સ્ત્રી અને એક પુરૂષ હોય, એમ સાબિત થતું હતું. પહેલાં બોલનાર વ્યક્તિનો અવાજ મૃદુ અને કોમળ હતો, તેની ચાલવાની ઢબ સ્ત્રીને લગતીજ હતી; જ્યારે બીજી વ્યક્તિનું સઘળું વર્તન પુરૂષનેજ લગતું સ્પષ્ટ જણાતું હતું. પ્રિય વાંચક ! આપણી અટકળ સર્વાંશે નહિ તો કંઇક અંશે પણ ખરી છે. આવનાર વ્યક્તિઓમાં એક સ્ત્રી અને એક પુરૂષ છે. જુઓ !

સ્ત્રીએ કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરેલાં છે, અને પુરૂષે માત્ર મોઢાપરનો બુરખોજ શ્યામરંગી રાખેલો છે, બાકી સર્વાંગે શ્વેત વસ્ત્રો પરિધાન કરેલાં છે.

કેટલીક વાર સુધી તે બંને ત્યાંજ સ્થિર થઇ ગયાં. પરંતુ થોડી વારે પેલી કૃષ્ણ વસ્ત્રધારી વ્યક્તિએ પોતાના સાથીને કાંઇક ઇશારત કરી. તે ત્યાંજ અટકી ગયો. અને પોતે ધીમા પગલાથી ચાલતી આણુંદલાલના પલંગ પાસે આવી. ઘડીભર તે નીંદ્રિત નરના સૌંદર્ય અને અલંકારોનું અવલોકન કરવા લાગી, થોડીવારના અવલોકનથી તેના જાણવામાં આવી ગયું કે તેના શરીર પર બધો મળીને લગભગ બે ત્રણ હજારનો દાગીનો છે. તેણે તરતજ પોતાના ખીસામાંથી એક કાગળમાં લપેટેલો રૂમાલ બહાર કાઢયો, અને તે રૂમાલ આણુંદલાલની સામે થોડા અંતરપર ધરીને ધીમે ધીમે તેના શ્વાસ સાથે તે રૂમાલમાં છાંટેલી વાસને તેના મસ્તકમાં પ્રવેશ કરાવવા લાગી. તેની એ કૃતિથી જણાતું હતું કે એ રૂમાલમાં કલોરોફોરમની અસર હતી પછી તરતજ તે કૃષ્ણ વસ્ત્રધારીએ પોતાની રીવોલ્વરને બિછાના પર રાખી દીધી; અને તેના તમામ ઘરેણાં ઉતારી લઇ પોતાના ઝબાના છુપા ખીસામાં સેરવી દીધાં. એ કાર્ય કરી લીધા પછી તેણે પોતાના બહાર ઉભેલા સાથીને કાંઇક ચોકસ ઇશારતથી અંદર બોલાવ્યો અને આણુંદલાલને પલંગપરથી ઉપાડવાની ઇશારત કીધી. તેના સાથીએ તેનો તરતજ અમલ કીધો, અને જાણે તે અગાઉથી જાણતો હોય તેમ પોતાના માલિકની બીજી આજ્ઞાની રાહ નહિ જોતાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો. ક્યાં ગયો તે કાંઇ સમજાયું નાહ, પરંતુ થોડીજ વારમાં તે પાછો આવ્યો. આ વખતે તે ખાલી હાથે આવ્યો હતો, આ પરથી

સ્પષ્ટ થતું હતું કે તે આણંદલાલને કોઇ અન્ય સ્થળે રાખી આવ્યો છે. તેણે કૃષ્ણ વસ્ત્રધારી સ્ત્રીના કાનમાં કાંઇક કહ્યું. તે કંઇક ખુશી થએલી જણાઇ, તેણીએ તેના સાથીની તરફ કાંઇ એવી નજરથી જોયું, કે તે ત્યાંથી એકદમ ચાલ્યો ગયો અને તે સ્ત્રીએ બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાં તીજોરી પડી હતી, તીજોરી ખોલવાનો વિચાર કર્યો પરંતુ તેના કમનશીબે તીજોરી ખોલવાનું હથિઆર તે ભુલી આવેલી હતી; તેથી એ કાર્ય તે કરી શકી નહિ. એટલામાં તીજોરીપર પડેલી એક નાની પેટી તેના જોવામાં આવી. હાથમાં લઇને તપાસતાં તે બિલકુલ હલકી જણાઇ, તરતજ તેણે તે પેટી ખોલી અંદર એક કાગળ હતો તે તેણીએ બહાર કાઢ્યો, વાંચ્યો, ઘણીજ ખુશી થઇ, પેટી બંધ કીધી અને તેને પણ પોતાના છુપા ખીસામાં જગા આપી દીધી. બીજું કાંઇ વધારે હાથ ન લાગવાથી તરતજ તે ત્યાંથી પાછી ફરી, થોડી આગળ ચાલી, હજુ તો તે બહુ દુર ગઇ નહિ એટલામાં તેનો સાથી તેને સામો મળ્યો તેને તેણીના કાનમાં કાંઇક કહ્યું. તે ચકિત થએલી જણાઇ. એક પળનો સમય ગુમાવ્યા શિવાય તે તેની સાથે ચાલી, અને થોડાજ વારમાં તે એક નાના પરંતુ ખંડીઅર જેવા મકાન પાસે આવી પહોંચી. સાથીને બહાર ઉભો રહેવા દઇ પોતે અંદર ચાલી ગઇ. પરંતુ તે જેવી અંદર દાખલ થઇ તેવીજ ચમકી, કંપી, ભયભિત થઇ, છતાં હિંમત રાખીને બહાર આવી પોતાના સાથીના પાસામાં બારણાની આડમાં ઉભી રહી અંદરની ચેષ્ટા જોવા લાગી. સુજ્ઞ વાચકને "આવા ખંડિયરમાં આણુંદલાલ ક્યાંથી, તેને અહીં કોણ લાવ્યું," એ વગેરે અનેક શંકાઓ થતી હશે પરંતુ મારા સુજ્ઞ વાંચકોને યાદ હશે કે પેલી સ્ત્રીએ આણુંદલાલને બેશુદ્ધ સ્થિતિમાં પોતાના સાથી સાથે મોકલી દીધો હતો, તેજ તેને અહીં રાખી ગયો હતો. જેવી

સ્થિતિમાં તે લાગ્યો હતો તેવી સ્થિતિમાં આણંદલાલ અત્યારે નથી. તે બિછાના પર આળોટતો જણાય છે, પેલી પિશાચિનીના ભયનું કારણ પણ તેજ છે. સુજ્ઞ વાંચક! ચાલો જેમ પેલાં છદ્મ વેશધારી છુપાઇને જોયા કરે છે, તેવીજ રીતે આપણે પણ અદ્રશ્ય રહી સઘળું જોયા કરીએ.

આણંદલાલે જાગ્રત થતાંજ એક ઉલટી કરી. કલોરોફોરમની અસરથી બેભાન થએલું માણસ જાગે છે, ત્યારે બહુધા ઉલટી કરે છે, પણ એ ઉલટી અને બેચેનીનું કારણ આણંદલાલના સમજવામાં આવ્યું નહિં. અરે! હું કયાં છું? મારૂં મકાન કયાં? મને અહીં કોણ લાવ્યું? ઇત્યાદી અનેક વિચારો તેના હૃદયમાંથી પસાર થઇ ગયા, તે આસપાસ જોવા લાગ્યો. દગો! દગો! આટલા શબ્દોજ માત્ર તેના મુખમાંથી નીકળી શકયા. તે આગળ એક પણ શબ્દ બોલે તે અગાઉ પેલી સ્ત્રીએ અંદર દાખલ થઇ પોતાના સાથીના હાથમાંથી પેલી શીશી ઝુંટાવી લેઇ આણંદલાલના નાકપર રાખી દીધી. બસ, આણંદલાલ એકદમ ચતોપાટ પૃથ્વીપર ઢળી પડયો, તેનાથી એક શબ્દનો પણ ઉચ્ચાર થઇ શકયો નહીં, તેનો આત્મા પરમાત્માની હજુરમાં જઇ પહોંચ્યો.

'ચાલો કામ પાર થયું હવે તેને અહીંથી લઇ જવો જોઇએ.' પેલી સ્ત્રીએ પોતાના સાથીને ઉદ્દેશીને કહ્યું.

'હા, એમજ જણાય છે. ચાલો ઉપાડો ત્યારે' તેના સાથીએ થંડે પેટે જવાબ આપ્યો.

'કેમ તારા એકલાથી એ નહિ બને?' સ્ત્રીએ મહેનતમાંથી છટકવાનો પ્રયત્ન કર્યો.

'નહિ મારા એકલાથી એ નહિં બની શકે.' સાથીએ જવાબ આપ્યો.

'ઠીક છે ચાલો ત્યારે.'

આણંદલાલના શબને બંનેએ ઉચકી લીધું. ત્યાંથી તેઓ ક્યાં ગયાં તે કાંઇ જણાયું નહિ, પરંતુ કેટલીકવારે તે આણંદલાલના શયનગારમાંથી બહાર નીકળ્યાં, ત્યાં તેઓ ક્યારે, અને કેવી રીતે આવ્યાં કેટલો સમય ત્યાં રોકાયાં, એ વગેરે કાંઇ પણ સમજાયું નહિં પેલી સ્ત્રીએ આસપાસ નજર ફેરવી તો સઘળું શાંત હતું. તમરાંના ઝીણાં શબ્દ શિવાય બીજું કાંઇ સંભળાતું નહોતું. 'બસ હવે તમો જાઓ તમારૂં કાંઇ કામ નથી.' તેણીએ પોતાના સાથીને આજ્ઞા કરી, તે ત્યાંથી ચાલ્યો ગયો અને પોતે નિર્ભય ઉભી રહી થોડીવારે કાંઇ વિચાર આવતાં તે રસાયનવાળા ઓરડામાં ગઇ. ત્યાં કેટલીકવાર સુધી આમ તેમ નજર ફેરવી, સઘળું શાંત જણાતાં ને પાછી ફરી અને એકવાર ફરીથી શયનગારવાળા ઓરડામાં દાખલ થઇ, પણ ત્યાં તેણે શું જોયું? એક સ્ત્રી આણંદલાલની લાશ પાસે ઉભી ઉભી રડતી હતી. હાય, આખરે દુશ્મનો ફાવી ગયા! તેના એ ઉદગારો જો કે ગળગળિત સ્વરે નીકળેલા હતા, છતાં સ્પષ્ટ હતા. બહાર છુપાએલી સ્ત્રીએ તેણીને તરતજ ઓળખી લીધી. અચાનક તેણીને અહીં આવેલી જોઇ તે ખુશી થએલી જણાઇ. તે શું કરે છે તેનું નિરક્ષણ કરતી તે બહારજ ઉભી રહી. થોડીજવારમાં તે સ્ત્રી બહાર નીકળી અને રસાયનવાળા ઓરડા તરફ વળી. પેલી બહાર છુપાએલી સ્ત્રી પણ તે દેખી શકે નહિ તેવી રીતે તેની પાછળ ચાલવા લાગી, પેલી નવી આવનાર સ્ત્રીએ રસાયનવાળો ઓરડો યુક્તિથી ઉઘાડયો, હજુ તો તે અંદર દાખલ થઇ નહિ,

એટલામાં તો તે બેશુધ્ધ થઇ જમીન પર ઢળી પડી. તેની પુંઠ પકડનાર વ્યક્તિનુંજ એ કામ હતું આણંદલાલને જે રૂમાલથી બેશુધ્ધ બનાવ્યો હતો તેજ રૂમાલનો અહીં પણ ઉપયોગ થયો હતો. એક પળનો પણ સમય ગુમાવ્યા શીવાય, તેણે તે નવીન સ્ત્રીને ઓરડામાં ધકેલી દીધી; અને રસાયનવાળા ઓરડાનાં બારણાં યુક્તિપુર્વક બંધ કરી નીચે ઉતરી પડી. જેવી તે નીચેનો દાદરો ઉતરવાનો વિચાર કરતી હતી, તેવોજ કોઇનો દાદરો ચડવાનો ધીમો અવાજ તેને સંભળાયો તે ગભરાઇ ગઇ; પરંતુ થોડીજ વારમાં સાવધ થઇ ગઇ, અને બાજુની એક નાની કોટડીમાં છુપાઇ ગઇ. કેટલીકવારે એક માણસ ઉપર આવ્યો, તેના પહેરવેશપરથી તે પોલીસનો માણસ હોય એમ જણાતું હતું. પોલીસ અત્યારે અહીં કયાંથી? એવી સહજ શંકા મારા સુજ્ઞ વાચકોને થાય એ સ્વભાવિક છે. પરંતુ તેના આગમનનું કારણ તો ખુલ્લુંજ છે. જે વખતે પેલી સ્ત્રીએ નવિન સ્ત્રીને કલોરોફોરમની અસરથી બેશુદ્ધ બનાવી તે વખતે તેનાથી એક ધીમી ચીસ પડાઇ ગઇ હતી, અને તે ચીસ હવામાં અથડાતી આ પોલીસના શ્રોત્રદ્વાવારમાં પણ અથડાઇ હતી. વળી એ ચીસ આણંદલાલના મકાનમાંથીજ આવી હતી; અને એવો પ્રસંગ આણંદલાલના મકાનમાં આ પહેલ વહેલોજ હતો. એટલે એ શું બન્યું છે; તે જાણવાને અહીં આવેલો છે. તે જે વખતે ઉપર ચડતો હતો તે વખતે તેની દ્રષ્ટિ એક કાળા આકારપર પડી હતી, પરંતુ તે આકાર ક્ષણ માત્રમાં અદ્રસ્ય થએલો જણાતાં, પોતાને કાંઇ ભ્રમ થયો એમ સમજી તે પરબારો આણંદલાલના શયનગારમાં દાખલ થયો, ત્યાં તેણે આણંદલાલને શબવત પડેલા જોયા. આણંદલાલની આ સ્થિતિ જોઇ, ત્યારે તેને પેલા આકાર માટે કાંઇ પણ તપાસ ન કરી

તેને માટે ઘણો પસ્તાવો થયો, પરંતુ હવે પસ્તાવાથી શું વળવાનું હતું ? જેમ બને તેમ ચોકીમાં જલદી ખબર આપવાની પહેલી ફરજ હતી. તરતજ તે નીચે ઉતર્યો. આસપાસ તપાસ કરી પરંતુ કોઇ જણાયું નહિ. મકાનથી બહાર નીકળી સીધો ચોકીપર ગયો. તેમના જવા પછી કેટલીકવારે પેલી અદ્રશ્ય થએલી સ્ત્રી ત્યાં આવી, 'ચાલો આ પણ ઠીકજ થયું ! હવે જલદી અહીંથી નીકળી જવું જોઇએ.' તે પાછી વળી, આણંદલાલના શયનગારમાં એકવાર ફરીથી તેણે પ્રવેશ કર્યો, લગભગ દશેક મિનીટ પસાર કરી તે બહાર નીકળી. ત્યાં તેણે શું કર્યું તે કાંઇ સમજાયું નહિ પરંતુ તેના અસ્પષ્ટ શબ્દો જે અમારા સાંભળવામાં આવ્યા તે આ પ્રમાણે હતા. 'જલદી આવો......હું ગમે તે હોઉં...... વિલંબ ન કરો......પછી જણાશે......ઇત્યાદિ.' અસ્પષ્ટ શબ્દોનો પરિચય મારા સુજ્ઞ વાંચકોને પહેલા પ્રકરણમાં થઇ ગયો છે, એટલે અહીં તેનું પુનરાવર્તન કરવાની કાંઇ પણ આવશ્યકતા નથી.

---

# પ્રકરણ ૩જું.

## "આ શું આશ્ચર્ય ? આ લોકો અહીં કયાંથી"

અશાડ માસ ચાલતો હતો, આકાશ વાદળથી ઘેરાએલું હતું. વિજળીના ચમકારા અને ગડગડાટ ચાલુ હતા. થોડીવારમાં ધીમે ધીમે વરસાદ પડવા લાગ્યો. એક તો કૃષ્ણપક્ષની રાત્રિ, અને વળી વાદળથી આકાશ ઘેરાએલુ હોવાથી સર્વત્ર અંધકાર વ્યાપી રહયો હતો, તમરાંના ઝીણા અવાજો અને વરસાદની ગર્જના શિવાય સઘળું શાંત હતું.

આવા અંધકારમાંથી પસાર થતા આપણા બંને યુવકો આણંદલાલના ઘર પાસે આવી પહોંચ્યા. દરવાજાને ધક્કો મારતાંજ તે ખુલી ગયો, મોતીલાલને આથી આશ્ચર્ય લાગ્યું, તે ભયભિત થયો. 'મહાદેવ ! અત્યાર સુધી દરવાજો કેમ ખુલો હશે ? મોતીલાલે ગળગળિત સ્વરે પ્રશ્ન કર્યો.

'નોકરોએ બંધ કરેલો નહિ હોય.' મહાદેવે શાંત મુદ્રાએ જવાબ આપ્યો.

'ના મહાદેવ ! એમ ન બને. ભાઇનો સખ્ત હુકમ છે કે, નવ વાગતાં દરવાજા બંધ કરી દેવા. મને બહુ ભય લાગે છે.'

'ગભરાવાનું કાંઇ કારણ નથી. ઘણી વખત નોકરોની એવી ભુલ થયેલી છે, અને તેના માટે આણંદલાલે નોકરોને ઠપકો પણ આપેલો છે.' મહાદેવે દમ માર્યો.

મોતીલાલને આ જવાબથી જોઇએ તેવો સંતોષ થયો નહીં તેની છાતી ધબકવા લાગી. કાંઇ અનિષ્ટ થયું હોય એવો તેને ભાસ થવા લાગ્યો. આણંદલાલના શયનગારમાં ઝીણી બતી બળતી હતી તેના પર મોતીલાલની દ્રષ્ટિ પડી, તેથી તે વિશેષ અજબ થયો, તેની ધીરજ હવે ન રહી. તે બોલી ઉઠયો, 'મહાદેવ ! તું ગમે તેમ કહે, પરંતુ મને આજે કાંઇ અવનવુંજ માલુમ પડે છે. મોટા ભાઇના શયનગ્રહમાં અત્યારે બતી ક્યાંથી ? ઓહ ! જો ! જો ! પેલો રસાયનવાળો ઓરડો પણ બંધ દેખાય છે. અફસોસ ! મહાદેવ, મને તો કાંઇ અનિષ્ટ જણાય છે.' મોતીલાલે મહુર્તમાંજ શોકોદગાર કાઢવા માંડયા.

'કાંઇ નથી ધીરજ રાખો, રાત્રિ કાંઇ થોડી ગઇ નથી, ભાઇનો શયનનો ટાઇમ ક્યારનો થઇ ગયો છે. એટલે કદાચ તે સુવા માટે આવેલા હશે.' મહાદેવે ધીરજ આપતાં કહ્યું.

દુઃખિત હૃદયે મોતીલાલે ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં એક એવો દેખાવ તેની દ્રષ્ટિએ પડયો કે; તે એક જબરી ચીસ પાડી પૃથ્વીપર મુર્છીત થઇ ઢળી પડયો. ત્યાં તેણે શું જોયું ? આણંદલાલને શબવત પડેલાં જોયા.

શુદ્ધિમાં આવ્યા પછી તેણે મહાદેવને સંબોધીને કહ્યું; ' મહાદેવ ? હવે મારૂં શું થશે ? હાય ? મારા બંધુનું કોઇ દુશ્મનોએ ખુન કર્યું જણાય છે ? અરેરે ? મારા વહાલા બંધુ ? તું આમ આ તારા કનિષ્ટ બંધુને નિરાધાર છોડી કયાં ચાલ્યો ગયો ! " મોતીલાલ રડવા લાગ્યો.

"મોતીલાલ આ શું કરે છે ? રડવાથી કાંઇ વળવાનું નથી ? વૃથા શોક કરવાનો સમય નથી ? પોલીસમાં જેમ બને તેમ જલદી ખબર આપવી જોઇએ. " મહાદેવે આશ્વાસન આપવા માંડયું.

મોતીલાલ શાંત થયો. મહાદેવનું કહેવું કેટલેક અંશે તેને વ્યાજબી લાગ્યું તરતજ તે ઉભો થયો.

"મહાદેવ ? તું ખરૂં કહે છે. પરંતુ પોલીસને ખબર આપવા પહેલાં થોડી તપાસ આપણે તો કરી લઇએ ? " મોતીલાલે સમયસુચકતા વાપરી કહ્યું.

" ભલે તેમ કરો " મહાદેવ તેના વિચારને સંમત થયો.

"ત્યારે જો તું અહીંનો બરાબર જાણીતો છે, એટલે તું ઉપર તપાસ કર, હું નીચે જોઉં છું. પણ જોજે બરાબર બારીક તપાસ કરજે ? " મોતીલાલે મહાદેવને ભલામણ કરી.

" તેમાં મને નહિ કહેવું પડે. " એટલું કહી મહાદેવ ઉપર ગયો, મોતીલાલે નીચે તપાસ શરૂ કરી થોડીજ વારમાં મહાદેવ પાછો આવ્યો.

" મોતીલાલ ? મેં ઉપર તો સઘળું તપાસ્યું પરંતુ એવું કાંઇ ચિન્હ જણાતું નથી. "

" બરાબર તપાસ કરી છે ? મોતીલાલે ખાત્રી કરવાના ઇરાદાથી પુછ્યું.

" હા, " મહાદેવે દ્રઢતા પુર્વક જવાબ આપ્યો.

" રસાયન વાળો ઓરડો પણ તપાસ્યો ? " થોડી વાર વિચાર કરી મોતીલાલે પ્રશ્ન કર્યો.

" નહિ ? તે તો બંધ છે. મેં તો ઘણી કોશીષ કરી પરંતુ મારાથી તો તે ખુલ્યો નહિ. " મહાદેવે જવાબ આપ્યો.

મોતીલાલ વિચારમાં પડ્યો, હવે શું કરવું એ તેને કાંઇ પણ સુજ્યું નહિ.

" તમે તો એ ખોલવાની રીત જાણતાજ હશો. " મહાદેવે પુછ્યું.

' નહિ ? ભાઇએ તે મને બિલકુલ બતાવ્યુંજ નથી ?

" કદાચ સુકતા જાણતી હશે. "

" હા કદાચ જાણતી હોય ? કારણ કે ભાઇ તેણીને ઘણાજ પ્યારથી ચાહતા હતા; પુત્રીના કરતાં પણ તેના પર વિશેષ પ્રેમ હતો. પરંતુ મહાદેવ ? ભાઇના માથા પર આ ડાઘ શાના છે ? " મોતીલાલે આણંદલાલના માથા તરફ આંગળી બતાવતાં પુછ્યું.

મહાદેવે નીચા વળી તે ડાઘ બરાબર તપાસ્યો, તેની સાથે તેને ત્યાં એક ખાંડો પડેલો પણ જણાયો તરતજ તે બોલી ઉઠ્યો " મોતીલાલ ? એ લોહીનોજ ડાઘ છે. હવે બરાબર સમજાયું, ભાઇના

માથા પર જે પેલો ખાડો પડેલો છે તેમાંથી એ લોહી નીકળેલું છે, હું ધારૂં છું કે ત્યાં તેને ઘણાજ જોરથી કાંઇ લાગેલું છે. અને તેને લીધે તેનું મૃત્યુ થયું છે."

એકાએક મોતીલાલની નજર એક ગોળ લોઢાના દડા પર પડી. તેના પર પણ લોહીના ડાઘ પડેલા હતા. આથી મોતીલાલે તે બતાવતાં મહાદેવને કહ્યું: "મહાદેવ ? તારી કલ્પના ખરી છે. જો ? પેલા સામે પડેલા લોઢાના દડાને પણ લોહીના ડાઘ છે."

મહાદેવે તે દડા તરફ દ્રષ્ટિ કરી, તેને પણ તેમજ લાગ્યું; "પણ મોતીલાલ ? એ દડો આવ્યો કયાંથી ?" મહાદેવે આશ્ચર્ય ચકિત થઇ પુછ્યું.

મોતીલાલની દ્રષ્ટિ બીજી તરફ હતી. તેથી તેણે મહાદેવનું કહેવું સાંભળ્યું નહિ. તે નીચે પડેલા કાચના ટુકડા તરફ એકી ટસે જોઇ રહયો હતો. એકાએક તેની નજર ઉપર ટાંગેલા લેમ્પ પર પડી. તે બોલી ઉઠયો "મહાદેવ ? જો હવે સઘળું સમજાય તેવું છે ? હું ધારૂં છું કે આ બતી બરાબર રાખવા માટે જે વજન રાખવામાં આવે છે; તેની સાંકળ તુટી જઇ તે વજન કે જે સામે પડેલો ગોળ દડો આપણે જોઇએ છીએ, તે ભાઇના માથા પર તુટી પડયો હોય અને તેનો આ ઘાત બરાબર મગજ પર થતાંજ ભાઇનું મરણ નીપજ્યું હોય. કેમ મહાદેવ ? તને કેમ જણાય છે. જો આ ચીમનીના ટુકડા અને પેલા સફેત કાચના કટકા એ સઘળો બતીનોજ સામાન છે."

"હા એ સઘળું સાફ જણાય છે, અને તમે કહો છો તેમજ અનુમાન થાય છે. પણ એ સઘળું બન્યું શી રીતે ?

" એજ સમજવામાં આવતું નથી ? " મોતીલાલે જવાબ આપ્યો.

" ખેર ? એ સંઘળું જાણવાની આપણે કોશીશ કરીએ તે પહેલાં જલદી પોલીસમાં ખબર આપીએ તો ઠીક. " મહાદેવે સીધો અને સરલ રસ્તો બતાવ્યો.

" હા, તારૂં કહેવું મને વ્યાજબી જણાય છે. બનવાનું હતું તે તો બની ગયું, હવે વ્યર્થ સમય ગુમાવવામાં શો લાભ " તેઓ ઓરડામાંથી બહાર નીકળ્યા, વળી કાંઇ વિચાર આવતાં મોતીલાલે મહાદેવને કહ્યું "મહાદેવ ? આપણે એક વાર ફરીથી રસાયનવાળો ઓરડો ખોલવાની તજવીજ કરી જોઇએ તો કેમ ? મને લાગે છે કે આપણને તેમાંથી જરૂર કાંઇક ભેદ મળી આવશે. " મોતીલાલને કાંઇક શંકા થતાં પ્રશ્ન કર્યો.

" અરે ભાઇ ? હું તો મહેનત કરીને થાકયો. એ દરવાજો ખુલે એમ મને તો નથી લાગતું, છતાં પણ તમારી મરજી હોય તો ચાલો. "

આ પ્રમાણે બેઉ વિચાર કરે છે, એટલામાં એક વિકટોરીઆ દરવાજા પાસે આવી ઉભી રહી. તેમાંથી ત્રણ માણસો ઉતર્યા અને મકાનમાં દાખલ થયાં.

તેમની ચાલવાની ઢબ, અને પોશાક પરથી મોતીલાલે જાણી લીધું કે તે પોલીસનાં માણસો છે. તે બંને ત્યાંજ સ્તબ્ધ બની ગયી. " મહાદેવ ? આ શું આશ્ચર્ય ? આ લોકો અહીં કયાંથી. " મોતીલાલના મુખમાંથી અચાનક એ ઉદગારો નીકળી ગયા.



# પ્રકરણ ૪થું..

## "આશ્ચર્ય ઘટના."

આવનાર માણસો પૈકી એક તો પોલીસ કોનસ્ટેબલ ડુંગરસી હતો, અને બીજા બેમાં એક હરિસિંહ ડિટેકટીવ અને તેનો માણસ હુશેનખાં હતો. મકાનમાં દાખલ થતાંજ તેણે પ્રશ્ન કર્યો, તમે કોણ છો ?"

'મારૂં નામ મોતીલાલ છે; અને આ મારો મિત્ર મહાદેવ છે,' મોતીલાલે નમ્રતાથી જવાબ આપ્યો.

'ત્યારે આણંદલાલના ભાઇ તમે પોતેજ કે ? હરિસિંહે પ્રશ્ન કર્યો.

'જી હા,' મોતીલાલે જવાબ આપ્યો.

'શું તેમનું ખુન થયું છે ?' ડુંગરશીએ પ્રશ્ન કર્યો.

હા, કોઇ બદમાશે એ કરપીણ કામ કરેલું છે, પણ તમોને તે ખબર શી રીતે પડી ? મોતીલાલે આશ્ચર્ય પામતાં પુછયું.

'અમારો પહેરેગીર હમેશાં અહીં પહેરો દે છે એકાએક તેણે એક ચીસ સાંભળી તે અહીં આવ્યો અને ઉપર આવી જોયું તો આણંદલાલ શબવત માલુમ પડયા. તપાસ કરતાં મકાનમાં કોઇ જણાયું નહિં. તરતજ તેણે મને ખબર આપી. સારા ભાગ્યે હરિસિંહ કાંઇ કારણસર મને મળવા આવેલ હતા, એટલે તેઓને પણ મારી સાથે લેતો આવ્યો છું, પણ તમોને કોણે ખબર આપી ?' ડુંગરશીએ ટુંકમાં સઘળું જણાવી દીધું.

મને ટેલીફોનદ્વારા ખબર મળી કે આણંદલાલ ભયમાં છે. મોતીલાલે પ્રત્યુતર આપતાં કહ્યું.

'ટેલીફોન કરનારે પોતાનું નામ તો આપ્યુંજ હશે? હરિસિંહે વચમાં પ્રશ્ન કર્યો,

'નહિં મેં તેને નામ જણાવવા કહ્યું પરંતુ તે ટેલીફોન છોડી ચાલી ગયેલો જણાયો.' મોતીલાલે જવાબ આપ્યો.

'નંબર તો કહેવામાં આવ્યુંજ હશે?'

'નહિ, તે પણ મને ધ્યાનમાં નથી.'

'તેની સાથે તમોને કાંઇ વિશેષ વાતચીત થએલી હતી.'

'નહિં.'

'અવાજપરથી તમોએ કાંઇ પણ અનુમાન તો કર્યુંજ હશે?' હરિસિંહે ઉલ્ટ પાલટ સવાલો પુછવા જારીજ રાખ્યા.

'અવાજ તો મારા પરિચયવાળો જણાતો હતો. પરંતુ બરાબર તેને ઓળખી શકયો નહિ.' મોતીલાલે ખરેખરૂં જણાવી દીધું.

'તમને ખાત્રીછે કે, તે ટેલીફોન અહીંથીજ કરવામાં આવેલો હતો?' હરિસિંહે એક નવોજ પ્રશ્ન કર્યો.

'તે પણ હું ચોકસ કહી શકતો નથી.' મોતીલાલે જવાબ આપ્યો.

'ઘણીજ ગંભીર ભુલ કરી. જ્યારે અવાજ તમારા પરિચયવાળો હતો, ત્યારે તમારે તે જાણવા કોશેષ કરવી જોઇતી હતી? જરા બીજી વાતોપર દોરીને પણ તમારે તેનું નામ જાણી લેવું જોઇતું હતું.

અરે! નામ નહિં તો નંબર તો પુછવું હતું ?' હરિસિંહે સહજ ક્રોધમાં એ પ્રશ્ન કર્યો.

'પણ સાહેબ ! એ સઘળા માટે મેં કોશીષ ઘણી કરી પરંતુ સઘળું વ્યર્થ ! તે તો આણંદલાલ ભયમાં છે જલદી આવો' એટલીજ ખબર આપી ગેબ થઇ ગયો. ખરે એ મારી જબરી ભુલ થએલી છે, પરંતુ હવે શું થાય ?' મોતીલાલે શાંતિથી જવાબ આપ્યો.

'હરિસિંહ આથી વિચારમાં પડયો. તે મોતીલાલ સામે એકી ટસે જોઇ રહયો.

હરિસિંહની ઉમર પચાસ વરસની હતી, તે શરીરે રૂષ્ટ પુષ્ટ જણાતો હતો. અત્યાર સુધીમાં તેના હાથે આવા સેંકડો કેસો આવી ગયા હતા અને તેમાં તેને દરેક વખતે જય મળ્યો હતો. આવા કામો માટે તે આખા કરાચી શહેરમાં મશહુર હતો ' થોડીવારે તેને કાંઇ વિચાર આવતાં મોતીલાલને પ્રશ્ન કર્યો, તમે ઉપર તપાસ કીધી છે ?'

'હા, અમે તો સઘળું તપાસી ચુકયા, અમને કાંઈ વિશેષ જાણવા જોગ મલ્યું નથી. જે કાંઇ જણાયું છે તે તમો પણ જોઇ શકો તેવું સ્પષ્ટ છે.' મોતીલાલે જવાબ આપ્યો.

'અને તે શું છે ?' હરિસિંહે પ્રશ્ન કર્યો.

'તે સઘળું ઓરડામાં દાખલ થતાં જણાશે.' મોતીલાલે કહ્યું.

'વારૂ ઠીક છે ! હમણાં આપણે ત્યાં ચાલીએ છીએ.' તેણે ડુંગરશી તરફ ફરીને પુછ્યું, ' તમે કહેતા હતા કે પહેરેગીરે એક સ્ત્રીને આ મકાનમાં જોઇ હતી, એ શું ખરૂં છે. ?

'હા, પહેરેગીરે એક સ્ત્રીને સીડી પર ઉભેલી જોઇ હતી.' ડુંગરશીએ કહ્યું.

'તે સ્ત્રી કોણ હતી ? હરિસિંહે પ્રશ્ન કર્યો. પહેરાવાળો તેને બરાબર ઓળખી શક્યો નહોતો.' ડુંગરશીએ જવાબ આપ્યો.

'પછી તે સ્ત્રી ક્યાં ગઇ ?' હરિસિંહે બીજો પ્રશ્ન કર્યો.

'તે કાંઇ જણાયું નહિ. પણ પહેરાવાળાના કહેવા પરથી જણાય છે કે તે મકાનથી બહાર ચાલી ગઇ હતી. કારણ કે જે વખતે પહેરાવાલાએ મકાનમાં પ્રવેશ કર્યો; તે વખતે તેને કાંઇ મનુષ્ય જેવો આકાર જતો જણાયો હતો, પરંતુ તેની દરકાર નહિ કરતાં ઉપરના બનાવ તરફ તેમનું ધ્યાન ખેંચાએલું હોવાથી. તે ઉપર ગયો, જ્યાં તેને આણંદલાલ શબવત જણાયા હતા. તરતજ તે ખબર આપવા દોડી આવ્યો, અને પછીનું સઘળુ તમે જાણોજ છો' ડુંગરશીએ ટુંકમાં સઘળું જણાવી દીધું.

બધાએ આણંદલાલના ઓરડામાં પ્રવેશ કર્યો દાખલ થતાંજ હરિસિંહે ઘણીજ બારીકીથી ઓરડામાં આસપાસ નજર કરી પણ તેને કાંઇ નવિન જણાયું નહિ. એકાએક તેને કાંઇ વિચાર આવવાથી મોતીલાલને પુછ્યું; તમોએ આ મકાનની બધી કોટડીઓ તપાસી છે કે ?

'મેં તો જોવું નથી, પરંતુ આ મારો મિત્ર સઘળે ફરી વળ્યો છે, માત્ર એક કોટડી શિવાયની તમામ કોટડી એણે તપાસી છે.' મોતીલાલે જવાબ આપ્યો.

'વારૂ ચાલો પહેલાં આપણે આણુંદલાલની લાશ તપાસીએ.' હરિસિંહે ડુંગરશીને સંબોધીને કહ્યું.

'હા એ ઘણુંજ જરૂરનું છે.' ડુંગરશીએ જવાબ આપ્યો.

હરિસિંહ ડુંગરશી તથા હુસેનખાંને સાથે લેઇ આણુંદલાલના શયનગારમાં દાખલ થયો. મોતીલાલ અને મહાદેવ પણ તેની પાછળ ગયા.

હરિસિંહ જેવો અંદર દાખલ થયો તેવોજ આણુંદલાલની લાશ પાસે ગયો. મોતીલાલે આણુંદલાલના માથા પરનો થએલો જખમ ચીમનીના ટુકડાઓ અને પેલો લોઢાનો દંડો વગેરે હરિસિંહને બતાવ્યાં. હરિસિંહે તે સઘળું બારીક નજરે જોઇ લીધું પરંતુ તેનાથી તેને કાંઇ સંતોષ થયો નહિ. તેણે આણુંદલાલનાં કપડાં તપાસવા માંડયાં પરંતુ કાંઇ જાણવા જેવું મેળવી શકયો નહિ. આથી તે નિરાશ થયો. એકાએક તેની નજર આણુંદલાલના કોટના ઉપલા ખીસામાં સફેદ રંગનું કાંઇ બહાર દેખાતું હતું તેના ઉપર પડી, તરતજ તે તેણે ખેંચી કાઢયું. તે એક કાગળ હતો. તેની અંદરના અક્ષરો પરથી સ્પષ્ટ જણાતું હતું કે તે કોઇ સ્ત્રીનો લખેલો હોવો જોઇએ. હરિસિંહે તે વાંચ્યો, કાંઇક ખુશી થએલો જણાયો, પરંતુ થોડીજવારમાં તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો, ગુસ્સામાં તેણે તે કાગળને જમીન ઉપર ફેંકી દીધો, વળી કાંઇ વિચાર આવતાં પાછો ત્યાંથી ઉપાડી પોતાના ખીસામાં સેરવી દીધો.

'મોતીલાલ ! ટેલીફોન ક્યા ઓરડામાં રાખેલ છે ? હરિસિંહે કાંઇ વિચાર આવતાં પ્રશ્ન કર્યો.

આ ઓરડાની પરશાળમાંજ ટેલીફોન રાખવામાં આવેલો છે. ચાલો, હું તમોને બતાવું.' મોતીલાલે કહ્યું.

" હા ચાલો. " મોતીલાલ. અને હરિસિંહ બંને પરશાળમાં ગયાં. હરિસિંહે ટેલીફોન અને તની આસપાસ બારીક નજરે તપાસ કરી; પરંતુ કાંઇ જાણવાજોગ મલ્યું નહિ. એકાએક તેની નજર સામેની દીવાલ પર પડેલા લોહીના ડાઘ પર પડી, તે આશ્ચર્ય પામ્યો. એક કુદકો મારી તે દિવાલ પાસે ગયો. ડાઘ બરાબર તપાસ્યો વળી તેને કાંઇ વિચાર આવતાં તે આણંદલાલની લાશ પાસે ગયો, લાશના બંને હાથો તપાસ્યા, પરંતુ તે સાફ હતા. આથી તેની ખુશીનો પાર રહ્યો નહીં તે એકદમ ડુંગરશી તરફ ફર્યો.

આ સઘળો વખત ડુંગરશી પેલા લોઢાના દડા પર પડેલા લોહીના ડાઘ તપાસતો હતો, તેને પાસે બોલાવીને હરિસિંહે કહ્યું, ' ડુંગરશી ! ખુની ઘણોજ ચાલાક જણાય છે. '

' કેમ ? મને લાગે છે કે આણંદલાલનું કોઇએ ખુન કરેલુંજ નથી ? ડુંગરશીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

' ત્યારે ?

' આ બતીજ તેના મૃત્યુનું કારણ છે. '

' શી રીતે ? '

' જુઓની ! આણંદલાલના માથા પર જે જખમ જણાય છે. તે સામે પડેલા લોઢાના દડાથી થએલો હોય એમ સિદ્ધ થાય છે, કારણ કે તેના પર પણ લોહીના ડાઘ છે. '

' ખેર ! કદાજ એમ પણ આપણે ઘડીભર માની લઇએ, પરંતુ એ સઘળું બન્યું શી રીતે ? તેની કાંઇ કલ્પના કરી શકો છો ? '

' હું તો ધારૂં છું કે. આ વજનમાં જોડાએલી કડી તુટી ગઇ હોય, અને તેથી આમ બન્યું હોય. '

' તમે કેટલા ભોળા છો ? ડુંગરશી ! તમે એટલું પણ સમજી શકતા નથી ? કે એ વજનને આધારેજ બતી રહેલી છે. કદાચ તમો ધારોછો તે રીતે કડી તુટી જવાથી એમ બન્યું હોય, પણ તેની સાથે બતી પણ નીચેજ પડવી જોઇએ તેનું કેમ ? "

" હા, તે એમજ થએલું છે. જુઓની ? સામે ચીમનીના ટુકડા પણ પડેલા છે. "

" અરે ? એતો સઘળું મેં જોયું ? પણ પેલો લેમ્પ હજુ જેમનો તેમ પડેલો છે, તે તો તમે જોઇ શકો છો ને ? "

ડુંગરશીએ તરતજ ઉંચે જોયું અને બોલ્યો, "એ તો કડી પાછી જોડી દેવામાં આવી છે. તેના આધારે તે લટકી રહયો છે. નહિતો બરાબર તે નીચેજ આવવો જોઇતો હતો. " ડુંગરશીએ પોતાની હુશિયારીની હદમાં રહીને જવાબ આપ્યો.

" અરે ? સાહેબ હજુ પણ તમે ન સમજ્યા ? એ કડી જોડાઇ શી રીતે એ મને સમજાવી શકશો ? " આખરે હરિસિંહે કંટાળી જઇ કહ્યું.

"ઓ આઇ સી ? હરિસિંહ ? હવે હું સમજ્યો. નકી આ કામ કોઇ બદમાશનુંજ છે. વજન તુટીને નીચે પડેલ નથી, પરંતુ કોઇએ સંભાળપુર્વક કાઢેલો છે. અને પાછી કડીઓ જોડી દીધી છે. " ડુંગરશીએ પોતાની ભુલ કબુલ કરતાં કહ્યું,

" હા, એમજ છે. વારૂ ડુંગરશી ? આ સામે દીવાલ પર શાના ડાઘ પડેલા છે, તે તમો જાણી શકો છો ? " હરિસિંહે ડુંગરશીને બહાર લાવી ટેલીફોનવાળી દીવાલ પર પડેલા ડાઘ બતાવતાં પુછ્યું.

" હા, તે લોહીનાજ છે. " ડુંગરશીએ જવાબ આપ્યો.

" એતો ઠીક પણ નિશાન કેવી છે ? " હરિસિંહે વિશેષ ખાત્રી કરવા સુચના કરતાં કહ્યું.

" તે તો બરાબર જણાતું નથી. "

હરિસિંહે તરતજ પોતાના ખીસામાંથી એક યંત્ર કાઢી ડુંગરશીના હાથમાં મુક્યું અને કહ્યું કે, આમાંથી તમો સઘળું સાફ જોઇ શકશો. ડુંગરશીએ તે લીધું તેમાંથી તેને દિવાલ પર હાથના આંગળાનાં સાફ નિશાનો જણાયાં. તે ચકિત થયો અને મનમાં ને મનમાં હરિસિંહની પ્રશંસા કરવા લાગ્યો.

" કેમ ? ડુંગરશી શું જોયું ? " હરિસિંહે પુછ્યું.

" હરિસિંહની બુદ્ધિની જેટલી તારિફ કરૂં તેટલી થોડી છે તમે પણ તપાસમાં હદ કરી છે. " ડુંગરશીએ તારિફ કરતાં કહ્યું.

" તારિફ કરવાની વાત જવા દો. પ્રસંગ આવે તારિફ કરજો હાલ તો તે નિશાનો શાનાં છે તેજ કહો ? " હરિસિંહે વિવેક બતાવ્યો.

" હાથના આંગળાંનાં ? " ડુંગરશીએ કહ્યું.

" ઠીક હવે અહીં આવો આણંદલાલના હાથ પણ તપાસી લો ? " એમ કહી હરિસિંહે આણંદલાલના બંન્ને હાથ ખુલા કરી બતાવ્યા. ડુંગરશી તો દંગજ થઇ ગયો,

" પણ હરિસહિં ? એ પરથી તમે કહેવા શું માંગો છો ? " કેટલીક વારે ડુંગરશીએ પ્રશ્ન કર્યો.

" એજ કે આ દિવાલ પર દેખાતા ડાઘ આણંદલાલના હાથના નથી ? "

"હા એતો નથીજ ? પણ તેથી આપણે મેળવ્યું શું ?" ડુંગરશી પોતાની હુશિયારીની હદ ઓળંગી ગયો.

"મેળવ્યું શું ? અરે ત્યારે સાહેબ ? તમે પણ આટલાં વરસો પોલીસ નોકરીમાં કાઢયાં છતાં ભોળા ભટાકજ રહી ગયા. આ પરથી આપણે ઘણું જાણી શકયા છીએ ?"

"પણ હરિસિંહ ? અમને તો આમાં કાંઇ સમજ પડતી નથી ?" મહાદેવે વચમાંજ પ્રશ્ન કર્યો.

"તમે શાંન્તપણે જોયા કરો, વચ્ચે બોલવાનું તમારૂં કામ નથી." હુસેનખાંએ મહાદેવને આગળ બોલતાં અટકાવ્યો.

"ડુંગરશી ? આણંદલાલના હાથપર કોઇપણ પ્રકારનું નિશાન નથી. અને આ સામે દિવાલ પર હાથનાં આંગળાંનાંજ નિશાન છે, અને એ તમો પણ જોઇ શક્યા છે;! ત્યારે હવે કહેશો કે એ નિશાન ત્યાં કેવી રીતે થયાં ?"

"હા, હવે હું સમજ્યો. જરૂર કોઇ બદમાશનુંજ એ કામ છે ?"

"બરાબર છે ?" આ વખતે હરિસિંહ મહાદેવના સામે બરાબર તાકીને જોઇ રહયો હતો. તે ગભરાએલો જણાતો હતો. તેને બેચાર પ્રશ્નો કરવાનો હરિસિંહને એકવાર વિચાર થયો; પરંતુ બીજીજ પળે તેનો એ વિચાર બદલાઇ ગયો. તે ફરીને દિવાલ પરનો ડાઘ તપાસવા લાગ્યો. તે કાંઇક ખુશી થએલો જણાયો તે ડુંગરશી તરફ ફરીને બોલ્યો ડુંગરશી ? મને લાગે છે કે આ કામ કોઇ સ્ત્રીનું છે. જો કે હરિસિંહ ડુંગરશી સાથે વાત કરતો હતો. પરંતુ તેની નજર મહાદેવ

તરફજ હતી. હરિસિંહની આ તપાસથી મહાદેવ તો દંગજ થઇ ગયો. તે બિલકુલ બેભાન•જેવો બની ગયો. પરંતુ તે પણ દુનિયાનો ખાધેલો હરિસિંહથી હઠે તેવો નહોતો, તેણે તરતજ પોતાનો ભાવ બદલી નાખ્યો. ચાલાક હરિસિંહ ચેતી ગયો. તેણે પોતાના આશ્રિત હુશેનખાનને મહાદેવ પર પુરતી નજર રાખવાની નેત્રપલ્લીદ્વારા ઇશારત કરી દીધી હુસેનખાં પોતાના માલિકનો હેતુ સમજી ગયો. બદમાશોનો પીર મહાદેવ પણ સાવધ થયો તેણે જાણી લીધું કે, પોતાના માટે હુશેનખાંને કાંઇ ગુપ્ત ભલામણ થઇ ગઇ છે. તેણે હુસેનખાં તરફ દ્રષ્ટિ કરી; પરંતુ હુશેનખાં તેનાથી ઉતરે તેવો નહોતો; તેણે જાણે કાંઇ બન્યુંજ ન હોય તેવો ભાવ બતાવ્યો. મહાદેવને તેથી જો કે શાન્તિ તો વળી, પરંતુ તે વધારે સાવધ થયો. પોતાનો ચેહરો ગમગિન બનાવી દીધો, જાણે કે આણંદ લાલના મરણથી તે ઘણોજ દિલગીર થયો છે. પરંતુ તેની આ ચેષ્ટાથી છેતરાય તેવો હુશેનખાં નહોતો તે પોતાને સોંપાયેલું કાર્ય બજાવવામાં માલિકની આજ્ઞા મળવાની રાહ પર અટકી રહયો હતો; નહિ તો ક્યારનો તેણે મહાદેવને પોતાની ચાલાકીનો સ્વાદ ચખાડી દીધો હોત. યુક્તિ અને બળ બંન્નેમાં બેઉ સમાન છે. હુશેનખાં યુકિતમાં આગળ પડતો છે; મહાદેવ બળથી કામ કરનારો એક મશકુર ઉઠાવગીર છે, જોઇએ છીએ કે હવે તે બેમાંથી કોણ સરસ થાય છે.

હુસેનખાંને એ કાર્ય સોંપ્યા પછી અને બીજી કેટલીક •તપાસ કર્યા પછી હરિસિંહ ડુંગરશીને સાથે લઇ ફરીને આણંદલાલની લાશ પાસે ગયો અને કહયું; " હવે આ માથા પરના જખમને બરાબર તપાસી જુઓ ? એ જખમ પાછળથી કરવામાં આવેલો છે. " હરિસિંહે તે જખમ તરફ આંગળી બતાવતાં કહ્યું.

ડુંગરસીએ નીચા નમીને બરાબર તપાસ્યો હરિસિંહનું કહેવું તેને ખરૂં લાગ્યું.

"પણ હરિસિંહ ? એમ કરવામાં એની મતલબ શું હશે ?" ડુંગરશીએ થોડીવારે હરિસિંહને પુછ્યું.

"આપણને ભુલાવામાં નાખવાની ?" હરિસિંહે જવાબ આપ્યો.

"હા બરાબર છે પણ હરિસિંહ ? આપણને તેના મૃત્યુનું કારણ તો શોધી કાઢવુંજ પડશે ?" ડુંગરશીએ કહ્યું.

"મૃત્યુનું કારણ શોધવા પહેલાં ખુનીને શોધવાની જરૂર છે. કારણ કે તેના શિવાય મૃત્યુનું કારણ શી રીતે જાણી શકાશે ?"

હા, ખુનીને પહેલાં શોધવાની જરૂર છે."

"તે શોધી કાઢીશું ?" હરિસિંહે ટુંકામાંજ પતાવ્યું. તરતજ તેણે મોતીલાલને હાક મારી નજીક બોલાવ્યો. મોતીલાલ ? તમારા માણસે કઇ કોટડી જોએલી નથી ? ચાલો તે આપણે તપાસી લઇએ ?"

સાહેબ ? એ કોટડી બંધ છે. તે ખોલવાની રીત હું નથી જાણતો ?" મોતીલાલે કહ્યું.

"શું આણંદલાલે તે તમને નથી બતાવ્યું ? હરિસિંહે પુંછ્યું.

"નહિ ? એ કોટડીમાં કોઇને આવવાનો હુકમ નહોતો. તેમાં તે એકલાજ રહેતા હતા ખોલવાનું અને બંધ કરવાનું તે એકલાજ જાણતા હતા." મોતીલાલે જવાબ આપ્યો.

"ચાલો ? એકવાર એ કોટડી તો જોઇએ ?"

વગર વિલંબે સઘળા સીડી ચડવા લાગ્યા ત્યાં પ્હોંચતાજ હરિસિંહે ઘણીજ બારીકીથી તે ઓરડાના દરવાજાની તપાસ કરી પરંતુ ખોલવાનું

કાંઇ ચિન્હ જણાયું નહિ. તે મોતીલાલ તરફ ફરીને બોલ્યો કે, " જ્યારે આ દરવાજો બનાવવામાં આવ્યો ત્યારે તમે અહીં નહિં હતા ? "

" જી નહિ ! એ વખતે હું શહેરમાં પણ નહિ હતો મોતીલાલે જવાબ આપ્યો.

" તો પણ તમે આ દરવાજાને ખોલતાં તો જોયો હશે ! "

" નહિ ! મારા ભાઇ ઘણીજ ચુપકીદીથી ખોલતા હતા. ઘણું કરી ખોલતી વખતે અમને અહીંથી કાંઇ કામનું બહાનું કાઢી દુર કરતા હતા. " મોતીલાલે જવાબ આપ્યો.

" તમે કોઇ દિવસ એ વિષે તમારા ભાઇને કાંઇ પુછ્યું હતું ? "

" એ પુછવાનું હું સાહસ કરી શક્યોજ નથી ! "

" મેં સાંભળ્યું છે. કે, તમારા ભાઇ એક અનાથ બાલિકાનું પોષણ કરે છે ? "

" હા તે ખરૂં છે. મુક્તાને તે પોતાની પુત્રીજ ગણતા હતા. "

" મુક્તા કોણ છે ? "

" મારા ભાઇના મિત્રની એક છોકરી છે ? "

" તમારા ભાઇ પોતાના એ મિત્રનું ઘણુંજ સારૂં માન રાખતા હશે!"

" ઘણુંજ સારૂં ! "

" તમારા ભાઇના એ મિત્રનું નામ શું ?"

" સુંદરરાય. "

" અહો સુંદરરાય! એને તો હું સારી રીતે ઓળખું છું! તેઓ આણુ દલાલ પાસે નોકર હતા.

હા તેજ ! મુક્તા તેનીજ પુત્રી થાય. ? "

" એમકે ત્યારે તો મુક્તા આ દરવાજો ખોલવાનો સંકેત જાણતીજ હશે ! "

" કદાચ ભાઇએ તેને કાંઇ ગુપ્ત ભેદ જણાવ્યો હોય તો કહી શકતો નથી ? "

" મુક્તા ક્યાં રહે છે ? "

" અહીંથી અર્ધા કલાકનો રસ્તો છે. "

" અહીંઆ કેમ રહેતી નથી ? "

" મોટા ભાઈને એકાંતવાસ બહુજ પસંદ હતો તે કોઇની સાથે વધારે વાતચિત પણ કરતા નહોતા. હું પોતે પણ કોઇ કોઇ વખત તેમને મળવાજ માત્ર આવતો હતો અને જરૂરી વાતચિત કર્યા પછી ચાલ્યો જતો હતો. નોકરો પણ પોત પોતાનું કામ ખલાસ થયા પછી સંધ્યા સમયે પાસેના મકાનમાં ચાલ્યા જતા હતા. આ કારણથી મુક્તાને પણ એક વિશ્વાસુ દાસીની દેખરેખ નીચે જુદા મકાનમાં રાખતા હતા. "

" મુક્તાને આ ખબર મળી છે ? "

" ના, હજુ સુધી તે કાંઇ પણ જાણતીજ નથી ? "

" વારૂ ઠીક છે ? પણ મારે આ કોટડી તો જરૂર જોવીજ પડશે ? મને લાગે છે કે તેની અંદરથી કાંઇક ગુપ્ત રહસ્ય મળી આવશે. "

" તો ચાલો આપણે ફરીથી ખોલવાની મહેનત કરી જોઇએ. "

" હા એમજ કરવું પડશે. " હરિસિંહે તેનો દરવાજો એક વાર ફરીથી તપાસ્યો પરંતુ ખોલવાની કડી અથવા તો એવું કાંઇ પણ નિશાન જણાયું નહિ. તેથી તેણે લાચારીએ કહ્યું; મોતીલાલ ! આ દરવાજો તોડયા શિવાય બીજો કાંઇ ઉપાય નથી ! જો એક હથોડી અને છીણી લાવી આપો તો આપણે તેમ કરીને અંદર દાખલ થઇએ.

મોતીલાલે મહાદેવ સામું જોયું. મહાદેવ થોડીજ વારમાં સઘળાં સાધનો લઇ આવ્યો. દરવાજા પર હથોડાનો મારો શરૂ થયો. પરંતુ કાંઇ અસર થઇ નહિ આખરે બહુ મુશ્કેલીએ દરવાજો ખુલ્યો. અંદરથી દવાઓની વાસ આવવા લાગી. હજુ તો હરિસિંહ મોતીલાલ વગેરે અંદર દાખલ થયા નહિ. એટલામાં તો " ખબરદાર ? તમે કોણ છો ? " એવો એક સુરીલો અવાજ સંભળાયો. સઘળા વિસ્મિત, ચકિત, અને ભયભિત થઇ ગયા. તેઓએ ઓરડામાં શું જોયું ? એક સ્ત્રી ઓરડાની વચ્ચોવચ ઉભેલી દીઠી. તેની આકૃતિ અત્યારે ઘણીજ ભયંકર માલુમ પડતી હતી. તે થરથર કાંપતી હતી. શ્વાસો શ્વાસ ચાલુ હતો. મોતીલાલ તો અચાનક આ બનાવથી આશ્ચર્ય ચકિત થઇ ગયો; તેણે તે સ્ત્રીને તરતજ ઓળખી લીધી. " અરે ! આ શો ગજબ ! મુકતા ! તું અહીં કયાંથી " તેના મુખમાંથી એકાએક એ ઉદગારો નિકળી ગયા.

---

# પ્રકરણ ૫મું.

## સંભ્રમ અને વિશેષ ખુલાસો.

મુકતા સ્થિર ચિત્તે ઓરડાની વચ્ચોવચ્ચ ઉભીજ રહી. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેણી હરિસિંહ અને આવનાર માણસોના સામું ધારી ધારીને જોવા લાગી.

મુકતાની ઉમર પંદર વર્ષની છે, તેણી મધ્યમ ઉંચાઇએ છે. તેનો આકાર ગોળ અને નાજુકાઇથી ભરેલો છે, તેની આંખો કાળી લંબધાટી અને સહજ આસમાની છે. જયારે નિર્મળ આંસુ તે આંખોમાં

ઉભા રહે છે, ત્યારે તે ઝાકળમાં પલળેલા એક ખુબસુરત ફુલની માફક દેખાય છે. તેના વાળ કાળા અને કુમળાશમાં રેશમ જેવા છે. સફાઇમાં નાજુક અને ઉમદા છે. તેની ભ્રકુટી વર્તુલાકારે છે, અને તે વાળ કરતાં જરા કાળી છે. આંખની પાંપણો કાળી-લાંબી તથા જાડી છે, અને તે જ્યારે નીચું જુએ છે, ત્યારે તેની કીકીઓને ઢાંકવાને તે એક બુરખા અથવા ઝુલના જેવી માલુમ પડે છે. તેના હોઠ હિંગળોકીઆ રંગ જેવા ચળકતા નહિ, પણ કાંઇક સુંદર લાલાશવાળા છે, કે જે ઝાકળની ભીનાશની માફક છવાએલા લાગે છે.

ઓરડો સુંદર અને વિશાળ હતો, બંને પાસે પાંચ પાંચ કબાટો ગોઠવેલા હતા, અને તે દરેક સેંકડો શીશીઓ, દવાઓ, અને યંત્ર વગેરે રસાયન બનાવવાનાં ઉપયોગી સાધનોથી ભરેલા હતા. બે ત્રણ કબાટો તો પુસ્તકોથીજ ભરેલા માલુમ પડતા હતા. અનુમાન પરથી એ સઘળાં પુસ્તકો રસાયનિક વિષયનાંજ હોય એમ જણાતું હતું.

મુકતા પહેલાં દરવાજાનીજ પાસે ઉભેલી હતી, અને દરવાજો ખોલતાંજ તે ત્યાંથી ખસી ગયેલી હોય, એમ ત્યાં પડેલાં નિશાનો પરથી જણાતું હતું. મુકતાને ચુપચાપ ઉભેલી જોઇ હરિસિંહે પુછ્યું ' તમારૂંજ નામ મુકતા છે કે ? '

મુકતાએ ઘણીજ તિરસ્કાર ભરેલી દ્રષ્ટિથી મોતીલાલના સામુ જોયું, કારણ કે તેણીએ સાંભળ્યું હતું કે તે નામ હરિસિંહને તેણેજ કહ્યું હતું.

' જી હા ! મારૂંજ નામ મુકતા છે ! ' થોડીવારે તેણીએ જવાબ આપ્યો.

'અમને સ્વપ્ને પણ આશા નહિ હતી કે, તને અહીં જોઇ શકશું !' એમ કહેતાંજ હરિસિંહે ડુંગરશીના સામું જોયું. કેટલીકવાર શાંતિ પ્રસરી રહી. થોડીવારે ડુંગરશીએ નમ્રતાથી મુક્તાને પ્રશ્ન કર્યો 'મુકતા ! જો તું આ બાબતમાં કાંઇ પણ જાણતી હોય તો ખુલે ખુલું જણાવ. સઘળો ભેદ ખુલો થયા શિવાય અમો ખરા ખુનીને પકડી શકશું નહિ, અને વખતે કોઇ નિર્દોષ માર્યો જશે.

'નિર્દોષ માર્યો ન જાય, એવી સંભાળથી કામ લેવું એ તમારૂં પોલીસનું કામ છે ? ' મુકતાએ પણ તેવોજ દમ ભરાવ્યો.

'અમે અમારી ફરજ બરાબર સમજીએ છીએ,? જો તું ખરેખરૂં નહિ જણાવે તો અમારે લાચારીથી તને પકડવી પડશે. ?' ડુંગરશીએ પોતાનું ખરૂં સ્વરૂપ બતાવ્યું.

'બસ એજ તમારી ફરજ કે ? વાહરે જમાદાર સાહેબ ! વાહ, સ્ત્રીઓના પર તો સંપુર્ણ શુરા જણાઓ છો ? પણ પેલા ડઉબાજોથી તો દુરજ નાસોછો.' મુકતાએ પણ તેવાજ ક્રોધિત ભાવથી કહ્યું.

મુકતા આ શબ્દો જો કે સહજ બોલી હતી તો પણ તેની અસર મહાદેવ ઉપર સચોટ થઇ, તે હવે ત્યાંથી નાસવાનો લાગ શોધવા લાગ્યો. તેણે વિચાર્યું કે આ મામલામાં નાહક આપણે માર્યા જઇશું. એવો વિચાર કરી હુસેનખાંની તેના પર ગમે તેવી બારીક નજર છતાં, તે ત્યાંથી પસાર થઇ ગયો સઘળાની દ્રષ્ટિ મુકતાપર ચોંટેલી હોવાથી તેના તરફ કોઇનું લક્ષ રહયું નહિ.

મુકતાની આવી દ્રઢતા જોઇ હરિસિંહે તેની સાથે એકાંત લેવાનું યોગ્ય ધાર્યું. તેણે પાસે ઉભેલાઓને દુર ખસેડવા ડુંગરશીને ઇશારો કર્યો, ડુંગરશી તરતજ તે સઘળાને બીજા ઓરડામાં લઇ ગયો.

'મુક્તા ? જો તું સાચું નહિં કહે તો મારે લાચારીથી બીજો કાંઇ રસ્તો લેવો પડશે. ?' હરિસિંહે સઘળાના જવા પછી કહ્યું.

હરિસિંહ ? શું તમો પણ તમારા સાથીઓની માફક મનેજ દોષિત માનો છો ?' મુકતાએ ગભરાએલી હાલતમાં પુછ્યું.

'હા, પણ જો તું આ સંબંધમાં જે કાંઇ જાણતી હોય તે સ્પષ્ટ કહી દે તો હું તને દોષમાંથી મુકત કરવાને મારાથી બનતું કરીશ. મુકતા! આ કાગળ વિશે તું કાંઇ જાણે છે ? એ કાગળ મેં આણંદલાલના ખીસામાંથીજ મેળવ્યો છે હરિસિંહે એક કાગળ પોતાના ખીસામાંથી કાઢી મુકતાના હાથમાં આપતાં કહ્યું,

'હા મેંજ ગઇ કાલે એ ચીઠી આણંદલાલપર મોકલાવી હતી, ?'

'ત્યારે તો તું સઘળો ભેદ લગભગ જાણતીજ હોઇશ. ? મુકતા! જો તું તારૂં ભલું ઇચ્છતી હોય. તો તું જેટલું જાણતી હોય તેટલું મને જણાવ. હું તારા બચાવ માટે મારાથી બનતું કરીશ.' હરિસિંહે મુક્તાને આશાના શિખર પર ચડાવી દીધી.

'હરિસિંહ! તમારી સાથેના ટુંક પરિચયમાં પણ પ્રભુ જાણે શાથી તમારા તરફ ભકિતભાવ ઉત્પન્ન થાય છે. હું જે વખતે આ ઓરડામાં દાખલ થઇ તે વખતે આણંદલાલ શબવત પડેલા હતા હું ગભરાઇ ગઇ હરિસિંહ! મારા જેવી એક સ્ત્રીને ભયંકર રાત્રિના સમયે એક મડદાની પાસે ઉભા રહેવાથી ડર નહિં લાગે ? તરતજ હું ત્યાંથી પાછી ફરી, વળી કાંઇ વિચાર આવતાં હું તે ઓરડામાં દાખલ થઇ. મેં આણંદલાલની લાશને બરાબર તપાસી તમે જે કાંઇ જોયું છે એજ

મેં પણ જોયું છે. માત્ર એક ચીજ કે જે ત્યાંથી મને મળી છે અને જેના તરફ મારૂં સંપુર્ણ ધ્યાન ખેંચાયું છે તે મેં મારા પાસે રાખી છે, અને જો આપની ઇચ્છા હોય તો હું આપને બતાવી શકું છું.' એમ કહી મુકતાએ એક શીશી કાઢી હરિસિંહના હાથમાં મુકી, હરિસિંહે તે બરાબર તપાસી, અને બોલ્યો. 'મુકતા ! આ શીશી શાની છે એ તું જાણે છે?'

'હા સારી રીતે જાણું છું ! એની અંદર જે લાલ પાણી દેખાય છે, તે ભયંકર વિષ છે, અને તેને 'પ્રાણહારક વિષ' એ નામથી ઓળખવામાં આવે છે. એ વિષ એવું છે કે જેના મસ્તકમાં પ્રવેશે તેનું તત્કાળ મૃત્યુ થાય.'

'એ સઘળું તેં શી રીતે જાણ્યું?' હરિસિંહે પુછ્યું.

આણંદલાલે પોતેજ મને તેના સંબંધમાં સઘળું સમજાવ્યું હતું.

'તું કોઇ દિવસ આણંદલાલના રસાયનવાળા ઓરડામાં ગઇ હતી!'

'ઘણી વખત ! હું એ દરવાજો ખોલવાની રીત પણ બરાબર જાણું છું. જે વખતે આ શીશી મને મળી તેજ વખતે હું તે ઓરડામાં ગઇ હતી શીશીઓ કઇ જગ્યાએ રહે છે એ હું બરાબર જાણતી હતી. ઓરડામાં દાખલ થતાં જે કબાટમાં એ શીશી પડેલી હતી તે કબાટ ખોલ્યો અને તેમાંથી આ શીશીનું બોકસ બહાર કાઢ્યું. બોકસના તળીયા પર ચોંટાડેલી ચીઠીમાં લખેલું મેં બરાબર વાંચ્યું તેમાં શીશીની સંખ્યા લખેલી હતી. મેં તરતજ તે બોકસ ખોલી તેમાંની શીશીઓ ગણી તેમાંથી એ કમતી થએલી જણાઇ.'

મને ભય લાગ્યો. મેં એજ વખતે નક્કી કર્યું કે આણંદલાલનું મૃત્યુ એજ પ્રાણહારક વિષથી થયું છે. તે બે શીશીઓ પૈકી એક તો મને મળી, અને બીજીનો પતો લાગ્યો નહિં. હું ધારૂં છું કે તે શીશી ખુની પોતાની સાથે લઇ ગયો હશે, જુઓ! આ શીશી પણ અરધી તુટેલી છે, અને તેના કટકા આણંદલાલના મકાનમાં મેં પેલા કાચના ટુકડા સાથે જોયા હતા.'

હરિસિંહ અજબ થયો. હવેજ તેને જણાયું કે ચીમની વગેરે કાચના ટુકડા કરવામાં ખુનીનો શું હેતુ હતો? મુક્તાને તેણે ફરીને પ્રશ્ન કર્યો, મુક્તા! એ પરથી તેં શી અટકળ કીધી?'

'મેં એ અટકળ કરી કે, મારા શિવાય પણ કોઇ બીજું એ ઓરડો ખોલવાની રીત જાણે છે, એટલુંજ નહિ, પરંતુ આ શીશીમાં રહેલું વિષ કેમ ઉપયોગમાં લેવાય છે, અને તેની શીશીઓ કયા કબાટમાં રહે છે એ સઘળું પણ સારી રીતે જાણે છે, પણ તે શીશીના બોક્સ નીચે ચોડેલો કાગળ અને તેમાં લખેલી સંખ્યા તેના જાણવામાં નહિં હોય.

'તેં આણંદલાલને સાવચેત રહેવા ચીઠીદ્વારા સુચના શા માટે કરી હતી?'

'તેના દુશ્મનોના ભયથી બચવા.' મુક્તાએ કહ્યું.

'એનો દુશ્મન કોણ છે?'

'હમણાં એના ઘણા દુશ્મન થઇ ગયા છે.'

'તું એ લોકોને ઓળખે છે? તને કોઇના પર શક છે?'

'હા છે, પણ તેનું નાંમ અને ઠેકાણું હું જાણતી નથી. એક દિવસ એક માણસની સાથે થએલી વાતચિત મેં સાંભળી હતી, અને

એ પરથી મને તે માણસ પર શક જાય છે. પણ હું તેને બિલકુલ ઓળખતી નથી, અને એજ રીતે એ પણ મને કદાચ નહિં ઓળખતો હોય.'

"મુક્તા ? એ માણસ પેલો ડોક્ટર રતિલાલ તો નહિ હોય ? તારા પિતાના પર આફત લાવવામાં એ ડોક્ટરનો હાથ હતો એમ મને તારા પિતાના ચાલી જવા પછી જણાયું હતું, પરંતુ આણંદલાલે એ તપાસને આગળ નહિં લંબાવવા જણાવેલું હોવાથી એ વાત અંધારા માંજ રહી ગઇ હતી. પણ તારા કહેવા પરથી જણાય છે કે આણંદલાલની સાથે વાત કરનાર એજ માણસ હોવો જોઇએ ?" હરિસિંહે કાંઇક નવું જાણવાની ઇચ્છાએ પ્રશ્ન કર્યો,

"નહિ, હરિસિંહ ? આણંદલાલ અને રતિલાલની કોઇ દિવસ મુલાકાત થયેલીજ નથી. એ હું ખાત્રી પુર્વક કહું છું. કોઇના પર ખોટો દોષારોપણ કરવો વ્યાજબી નથી. હા, એ ખરું છે કે; રતિલાલ એક ભયંકર માણસ છે. તેનામાં એવી શકિત છે કે ગમે તેવા માણસને પણ તે વશ કરી શકે છે ? જેવો એ છે તેવીજ તેની છોકરી છે. મોતીલાલને તેની સાથે સારી મૈત્રી છે તેમાં પણ ખાસ કરીને તેની છોકરી સાથે તો તેનો ગાઢો સંબંધ છે. અરે ? ખરૂં પુછો તો મોતીલાલ તેના હાથનું પુતળું બની ગયો છે ? એમ થવાનું કારણ શું છે ? ને હું જાણતી નથી; તો પણ આવું કરપીણ કામ કરે તેવો એ નીચ નથી." મુક્તાએ નિર્દોષ ભાવે રતીલાલનો બચાવ કરતાં કહ્યું.

"વારૂ ઠીક છે તેની તપાસ હું જાતેજ કરી લઇશ." એમ કહેતો હરિસિંહ મુક્તાની વાકયચાતુર્યતા અને ગુણની પ્રશંસા કરતો

તેણીની સાથે બહાર આવ્યો અને ડુંગરશીને ઉદ્દેશીને બોલ્યો; “ મુકતાની સઘળી હકીકત મેં સાંભળી છે જે હું તમોને ચોકી પર આવ્યા પછી જણાવીશ. હાલ તો આણંદલાલની લાશનો બંદોબસ્ત કરી તમો ચોકી પર જાઓ. એટલામાં મુકતાને તેના મકાન પહોંચાડી હું પણ ત્યાં આવું છું. આજનો રિપોર્ટ તૈયાર કર્યા પછી આપણે કયા માર્ગ પર કામ લેવું તેનો ત્યાં સાથે બેસીને વિચાર કરી લઇશું.” એમ કહી હરિસિંહે હુસેનખાંની તરફ કાંઇક એવા ભાવથી જોયું કે હુશેનખાં ચમકયો, કંપ્યો, ભયભિત થયો. આસપાસ નજર કરી. મહાદેવ ગુમ થયેલો જણાયો. હુસેનખાંએ પોતાની થયેલી ભુલ માટે પોતાના માલિકની માફી માંગી. હરિસિંહે વિશેષ કાંઇ પણ નહિં કહેતાં સોંપેલું કાર્ય જલદી કરી લાવવાની આજ્ઞા કરી. હુસેનખાં ચાલ્યો ગયો. અને હરિસિંહ મુકતાની સાથે ગાડીમાં બેઠો ગાડી ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ. ડુંગરશી પણ એક પહેરેગીરને મકાનની સંભાળ રાખવાની ભલામણ કરી ચોકી પર ચાલ્યો ગયો. મહાદેવના ચાલી જવાથી આશ્ચર્યચકિત થયેલો મોતીલાલ પણ અનેક વિચાર તરંગોમાં અથડાતો એકલો ઘર તરફ ચાલ્યો મકાનમાં પુનઃ શાંતિ પ્રસરી રહી.

પ્રિય વાંચક ! મહાદેવની પાછળ ગયેલો હુસેનખાં અને મુકતાને મુકવા ગયેલો હરિસિંહ આવે, ત્યાં સુધી આપણે આપણો સમય વ્યર્થ ગુમાવીએ તેના કરતાં ચાલો આપણે કેટલીક આગલી પાછલી બાબતો જાણી લઇએ. જેમાંથી રતીલાલ, સુંદરરાય, મહાદેવ. વગેરે કોણ છે ? એ આપણા જાણવામાં આવી જશે. અને તે સાથે આ ભેદ ભરેલા ખુનનું ગુચવાએલું કોકડું ઉકેલવાનું પણ સુગમ પડશે. ? ?

# પ્રકરણ ૬ ઠું.

## પૂર્વ પરિચય

રતિલાલના પિતા ભગવાનદાસ ભાવનગરમાં ડોકટર હતા અને એથી રતિલાલને પણ તેણે એસ. એમ. એન્ડ એસ. સુધીનો અભ્યાસ કરાવેલો હતો. રતિલાલે એ અભ્યાસમાં એક મેઝીક પ્રોફેસર પાસેથી મેસમેરીઝમનું પણ સારૂં જ્ઞાન મેળવ્યું હતું, ભગવાનદાસે પોતાના ધંધામાંથી સારો પૈસો મેળવ્યો હતો. રતિલાલ તેનો એકનો એક છોકરો હતો તેથી તેના મરણ પછી તેની મિલકતનો તે એકલોજ વારસ થયો અને દુનિયાની કહેવત ' ભરતામાં ભરાય ' એ પ્રમાણે તેના સસરાની મિલકત પણ તેનેજ મળી.

આધુનિક સમયના ઉછરતી વયના યુવાનીઆઓ સંસારની સરલ મુસાફરીમાં કુમાર્ગે ચઢાવનાર દુષ્ટ દોસ્તોની મિત્રતાથી નષ્ટ બની રાગ રંગના શોખીન થઇ કુમાર્ગ રૂપી વ્રક્ષનાં ફળ ચાખવા નિમગ્નતાથી મચ્યા રહી પોતાના વડીલોની ઇજતને ખલેલ પહોંચાડે છે, તેઓમાંનો આ રતિલાલ પણ એક હતો. બાપના મરણ પછી તેણે ધંધામાં જોઇએ તેવું ધ્યાન આપ્યું નહિ. ખરાબ દોસ્તોની સોબતથી ને કુચ્છંદમાં પડ્યો.

મનુષ્યને તારે અને ડુબાડે એવી જો દુનીયામાં કોઇ વસ્તુ હોય તો તે પૈસો અને પ્યારજ છે પૈસાના પુણ્યથી પાપીના નાવ તરે છે અને પૈસાની કુમદેજ નીચ કુળનાઓ સરજોરી કરે છે.

પિતા અને સસરાનો પૈસો હાથ આવતાં રતિલાલ લુચ્ચા અને જુગારી દોસ્તોનો સરદાર બન્યો. આ માર્ગે તેનો કેટલોક પૈસો ખરાબ થયો. તેની સ્ત્રી સદગુણી હતી તેણી વારંવાર તેને ઘણું સમજાવતી પરંતુ પત્થર પર પાણી. થોડા દિવસ તેણે પોતાની ટેવ સુધારવા પ્રયત્ન કર્યો પરંતુ "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એ કવિશ્વર દલપતરામ ના મહાવાક્ય અનુસાર પાછો તે પોતાના જુના દોસ્તો સાથે મોજશોખ મારવામાંજ વખત ગુમાવવા લાગ્યો આખરે તેમાં તે પાયમાલ થઇ ગયો. એક કોડી પણ પાસે રહી નહિ, જયારે ભુરૂં થવાનું હોય છે, ત્યારે તેવીજ જાતના સંજોગો આસપાસથી એકઠા થઇ જાય છે. આ અરસામાં રતિલાલની સ્ત્રીએ સ્વર્ગવાસ કર્યો. તે પોતાની પાછળ એક પુત્રીરત્ન મુકતી ગઇ રતિલાલને દુઃખ શું છે? તે હવેજ સમજાયું જે મિત્રો તેની સારી સ્થિતિમાં સલામો કરતા અને હાજરના હાજરજ રહેતા તેઓએ સદંતર તેની પાસે આવવાનું છોડી દીધું આવી સ્થિતિમાં તેના સગા સંબંધીઓએ પણ તેની સાથનો વહેવાર છોડી દીધો. રતિ લાલને પૈસાના પણ સાંસા પડયા અને ખાવાના પણ વાંધા પડયા શું કરે? કોની પાસે જાય? ભાવનગરમાં તેને એક પાઇનું પણ કોઇ ઉધાર આપે એમ નહોતું. નિર્વાહ કેમ ચલાવવો તેની તેને ચિંતા થઇ. પોતાના કેટલાક અંગત સગાઓ પાસે તેણે પૈસાની મદદ માંગી જોઇ પરંતુ સઘળેથી તેને નિરાશ થવું પડયું. બે ત્રણ દિવસના તો કડાકા થયા. એવું કેટલાક દિવસ ચાલે? અરે! પોતે તો ગમે તેમ ચલાવી લે પરંતુ બિચારી બાળક પુત્રીનું શું ગજુ? તેણીનાપર દયા કરી કેટલાંક તેને ખાવાનું આપતાં પરંતુ તેથી કાંઇ તે બિચારીને સંતોષ થાય! બહારથી

મળતા કંસારથી જે તૃપ્તિ ન થાય તે ઘરના સુકા રોટલાથી થાય છે. તે બિચારી સુકાવા લાગી. રતિલાલને આથી ઘણું લાગી આવતું પણ કરે શું.? ગમે તેમ કરી તે પોતાની પુત્રી માટે ખોરાક જેટલું મેળવતો, અને પોતે ચલાવી લેતો. આવી સ્થિતિમાં કેટલાક દિવસો પસાર કર્યા. સુંદરરાય નામના તેનીજ જ્ઞાતિના સાધારણ સ્થિતિના યુવકને તેના પર દયા આવી તેને થોડા પૈસા રતિલાલને આપ્યા અને કાંઇ પણ ધંધો કરવાની ભલામણ કરી. રતિલાલે તેની સલાહથી ભાવનગરમાં એકવાર ફરીથી દવાખાનું ખોલ્યું પરંતુ તેને ત્યાં દવા લેવા કોણ આવે.? રડયુંખડયું કોઇ આવી ચડતું તેમાંથી તેનું સાધારણ ખર્ચ નીકળી શકતું તો પણ દુકાનનાં ભાડાં વિગેરે ખર્ચ માટે તો તેની એની એજ સ્થિતિ રહેતી.

સુંદરરાયની સ્ત્રી પણ તરતમાંજ સ્વર્ગવાસ પામેલી હતી તેને પણ રતિલાલની માફક એક પુત્રી હતી જેનું નામ તેણે મુક્તા રાખેલું હતું. અત્યારે તેની ઉમર માત્ર બે ત્રણ વર્ષનીજ હતી. સુંદરરાય સાધારણ સ્થિતિનો માણસ હતો. વળી નાગરોમાં કન્યાઓની બહુ અછત રહે છે, તેમાં પણ ગરીબોને તો કન્યા મળવાના વાંધાજ. છતાં પણ સુંદરરાયની આબરૂ ભાવનગરમાં સારી હતી, એટલે તેનું સગપણ થવાની અણીપર હતું પરંતુ સુંદરરાયેજ ફરી લગ્ન નહિ કરવાની પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેણે ના કહી હતી. પોતાની સ્ત્રીના અવશાન પછી તેને ભાવનગર સ્મશાન સમાન લાગતું હતું તેથી તેણે બીજે નોકરી મેળવવાનો પ્રયાસ કરવા માંડયો. પેપરોમાં આર્ટીકલો આપી તેના સારા ભાગ્યે કરાંચીમાં ડૉકટર આણંદલાલને ત્યાં નોકરી મળી એટલે તે પોતાની પુત્રી સાથે કરાંચી જવાને તૈયાર થયો. અને રતિલાલને પણ

તેણે કરાંચી આવવાની સલાહ આપી. રતિલાલને એ રૂચ્યું અને તે પણ સુંદરરાયની સાથે જવા તૈયાર થયો. રતિલાલની પુત્રીનું નામ ચપળા હતું તેણીની ઉમર સાત વર્ષની હતી. બંને જણા ભાવનગરથી એકજ દિવસે નિકળ્યા. રતિલાલ પાસે ખરચીના પૈસા ન હોવાથી સુંદરરાયે તેને આપ્યા. ભાવનગરથી તેઓ પોરબંદર ગયા અને ત્યાંથી મેલની સ્ટીમર લીંગામાં કરાંચી આવી પહોંચ્યા. સુંદરરાયે અગાઉથી તાર કરેલો હોવાથી આણંદલાલનો માણુસ મહાદેવ તેને સ્ટીમરપર લેવા આવ્યો હતો પરંતુ તે સુંદરરાયને ઓળખતો નહિ હોવાથી સુંદરરાય કાકુભાઇ સુંદરરાય કાકુભાઇ એમ પોકાર કરતો ધકા પાસે ઉભો હતો બીજી સ્ટીમરો કરતાં મેલની સ્ટીમરોમાં પેસેન્જરોની ભરતી ઘણીજ રહે છે. એટલે બિચારો મહાદેવ બરાડા પાડીને થાકયો પરંતુ સુંદરરાયનો પત્તો ન લાગ્યો. આથી તે નિરાશ થઇ આણંદલાલ પાસે ગયો અને સઘળી હકીકત કહી. આણંદલાલ સમજ્યા કે કદાચ તેઓ ટાઇમ ચુકી ગયા હશે એટલે શુક્રવારે આવતી શેફર્ડની સ્ટીમરમાં આવશે. સુંદરરાય તેમજ રતિલાલનું કરાચીમાં કોઇ સગું નહિ હોવાથી અને ધર્મશાળાની પણ સગવડ ન હોવાને લીધે તેઓએ કોઇ લોજનો આશ્રય લેવાનું નકી કર્યું પરંતુ જેમ પોરબંદરના કિનારા પર સંખ્યાબંધ વીશીવાળા પેસેંજર માટે પોકાર કરતા ઉભેલા હોય છે. તેવું કરાચીમાં નથી એટલે હવે શું કરવું, ગામમાં ગયા પછી સઘળી ગોઠવણુ કરીશું આવા વિચારમાં તેઓ ટ્રામમાં બેઠા તેના સારા ભાગ્યે અચાનક શ્રી શંકર વિજય હીંદુ લોજ કે જે રામસ્વામી ગાડીખાતામાં આવેલી હતી તેના પ્રે.પરાઇટર પ્રાગજીભાઇનો ટ્રામમાં ભેટો થઇ ગયો. તેઓ તેને પોતાની લોજમાં

લઇ ગયા, અહીં તેમને ઘણોજ સંતોષ મળ્યો. કારણ કે માલિકે તેમાં દરેક જાતની સગવડ રાખી હતી. અહીં તેઓ એક અઠવાડીયું રહયા તે દરમિયાનમાં સુંદરરાયે આણંદલાલનું મકાન શોધી કાઢયું. સુંદરરાયનો આણંદલાલે સારો સત્કાર કર્યો અને સઘળું કામકાજ બતાવી નોકરીમાં દાખલ કર્યો. આણંદલાલને એકાંતવાસ પસંદ હોવાથી સુંદરરાય માટે પોતાની પાસેનાજ એક બંગલામાં રહેવાની સગવડ કરી આપી આ રીતે સુંદરરાયની ગોઠવણ થઇ જતાં તે પોતાની પુત્રી સાથે ત્યાં રહેવા ગયો. હવે રતિલાલ એકલો પડયો તેણે શ્રી શંકર વિજય હિંદુ લોજના માલિકને એક મકાન લઇ આપવા કહ્યું તપાસ કરતાં રામબાગ ગાડીખાતામાં રતિલાલને લાયકનું મકાન મળી ગયું તેથી તે પણ ત્યાં રહેવા ગયો. કેટલાક દિવસો પછી તેણે રામબાગ ગાડીખાતામાંજ એક ડિસ્પેનસરી ખોલી. આ વખતે કરાચીમાં કોલેરાનું ઘણુંજ જોર હતું. રતિલાલના પિતા ઘણાજ બાહોશ ડોકટર હતા. તેની કેટલીક પેટંટ દવાઓના ઉપયોગથી રતિલાલે કોલેરાના કેસો સુધાર્યા અને દિન પ્રતિદિન તેને એ ધંધામાં જય મળતો ગયો. આખા રામબાગ ગાડીખાતામાં તેણે સારી નામના મેળવી રફતે રફતે તે આખા કરાચી શહેરમાં મશહુર થઇ ગયો.

સુંદરરાયને પણ આણંદલાલ તરફથી સારો પગાર મળવા લાગ્યો. સુંદરરાયની પુત્રી પર આણંદલાલનો ઘણોજ સ્નેહ બંધાયો તેના કાલા ઘેલા શબ્દોપર આણંદલાલ ઘેલાજ બની જતા હતા. તેણીને માટે નવિન પ્રકારના રમકડાં અને એવાંજ બીજાં રમતનાં સાધનો આણંદલાલ વરંવાર બજારમાંથી ખરીદી લાવી મુકતાને ખુશી રાખતા. તેણીના પર તે પોતાના ભાઇ કરતાં પણ વધારે સ્નેહ રાખતા હતા. આણંદલાલની ઉમર અત્યારે ચાલીસ વર્ષ ઉપરની હતી. લક્ષ્મી દેવીની પણ તેના પર

મહેર હતી છતાં તેણે લગ્ન કરેલું નહોતું લગ્ન કરવાની તેની ઇચ્છા પણ નહોતી. જ્યારથી મુકતા અહીં આવી ત્યારથી તેણીના રક્ષણ માટે આણંદલાલે એક ગુલાબ નામની ચાકરડી રાખી હતી. જો કે ઉમરમાં તો ગુલાબ પણ નાનીજ હતી, તો પણ તેનું વર્તન વૃદ્ધને અનુસરતુંજ હતું એટલે આણંદલાલે તેણીને મુકતાના રક્ષણ માટે રાખી હતી. જ્યારે મુકતા સાત વર્ષની થઇ ત્યારે સુંદરરાયની સલાહથી તેણીને સ્કુલમાં મોકલી. ગુલાબ પણ મુકતા સાથે સ્કુલમાં જતી. અને સાંજના ફરી તેની સાથે આવતી. આણંદલાલનો સ્નેહ દિન પ્રતિદિન મુકતાપર વધતો ગયો અને મુકતા પણ આણંદલાલનેજ પોતાના પિતા સમજવા લાગી. ત્રણ વર્ષમાં તેણે ગુજરાતી ચોથું ધોરણ પુરૂં કર્યું. કરાંચીમાં ગુજરાતી ચોથા ધોરણ સુધીજ અભ્યાસ ચાલતો હોવાથી આણંદલાલે મુકતાને ઘેર આગળ સંસ્કૃત અભ્યાસ કરાવવા માંડયો ટુંક સમયમાંજ મુકતાએ ગુજરાતી તેમજ સંસ્કૃતનું સારૂં જ્ઞાન મેળવી લીધું.

રતિલાલ અને સુંદરરાય આ રીતે કરાંચીમાં સુખી જીંદગી ગાળતા હતા. તેઓને કરાંચીમાં આવ્યાં લગભગ દશ બાર વર્ષ જેટલો સમય પસાર થઇ ગયો હતો છતાં પરસ્પર એક બીજાને મલ્યા નહોતા. એજ માત્ર દિલગીર થવા જેવું હતું, છતાં પણ રતિલાલ જેવા નીચ માણસોના સહવાસમાં સુંદરરાય નથી આવ્યા એ પણ એક રીતે ઠીકજ થયું છે. કારણ કે કુતરાની પુછડી વાંકી તે વાંકીજ તેવીજ રીતે રતિલાલને ગમે તેટલી ઠોકરો લાગ્યા છતાં પણ જ્યારે તેને સારી કમાઇ થઇ અને પાંચ પૈસા મેળવ્યા કે પાછો કુચ્છંદમાં પડયે. સુંદરરાય જો તેના સહવાસમાં આવ્યો હોત તો તે બિચારાના પણ એજ હાલ થાત. પરમાત્માની કૃપાથી એ દુર રહ્યો એ પણ ઠીકજ થયું છે. રતિલાલ

વિચાર કરે તો સુંદરરાયનો તેના પર કાંઇ થોડો ઉપકાર નથી પરંતુ વાંચક ઉપકારનો આભાર માનવાનો સમયજ ક્યાં છે! આધુનિક સમયમાં તો ઉપકારનો બદલો અપકારથીજ અપાય છે.! રતિલાલે પણ તેમજ કર્યું છે એ આગળ જતાં જણાશે. રતિલાલ જેવો રખડેલ ઉપકારની કદર શું કરી શકે.! સુંદરરાયે રતિલાલને પોતાનો એક જ્ઞાતિ બંધુ સમજીને મદદ કરી હતી. આપેલ મદદ પાછી લેવાની તેની ઇચ્છા પણ નહોતી છતાં રતિલાલની તે આપવાની ફરજ હતી. અત્યારે જો તે કાંઇ પણ સારી કમાણી કરતો હોય તો તે સુંદરરાયનોજ પ્રતાપ હતો.

સગાં સબંધીઓથી તજાએલા અને સુખી સ્થિતિમાંથી એક ભિખારી કરતાં પણ હલકી સ્થિતિ ભોગવતા પોતાના એક જ્ઞાતિ બંધુને મદદ કરી સાધે રસ્તે દોરનાર સુંદરરાય ! તમોને ધન્ય છે! તમારા એ સત્કાર્યનો બદલો પ્રભુએ તમને યોગ્યજ આપ્યો છે અને આપશે પરોપકારીઓનું પ્રભુ પરોક્ષ રીતે પણ ભલુંજ કરે છે.

---

# પ્રકરણ ૭ મું.

## કુસંગત એજ મનુષ્યના સુખનું સત્યાનાશ વાળનાર છે.

રતિલાલની કમાણી વધવા સાથે તેના કુચ્છંદમાં પણ વધારો થતો ગયો. તેનીજ પાડોશમાં એક કાળીદાસ નામનો ડાકટર રહેતો હતો તે ઘણોજ બદમાશ હતો તેને ત્યાં એક કેસર નામની સ્ત્રી રસોઇ કરતી

હતી તે દેખાવમાં ઘણીજ સુંદર હતી. તેના પર રતિલાલની નજર પડી. તેણીને મેળવવા તેણે ઘણું કર્યું પરંતુ તેમાં તે ફાવી શકયો નહિ, અચાનક એક માણસનો તેને ભેટો થયો, અને તેની મદદથી તે તેણીને મેળવી શકયો.

કેસર કાળીદાસના મકાનમાંજ રહેતી હતી તેણીનાં સૌભાગ્યનાં ચિન્હો પરથી તે સૌભાગ્યવંતી હોય એમ જણાતું હતું પરંતુ તેના પતિના દર્શન રતિલાલે આટલા વર્ષમાં કોઇ દિવસ કર્યાં નહોતાં. કોઇ કોઇ વખત મોતીલાલનો નોકર મહાદેવ ત્યાં આવતો અને તેણીની સાથે કેટલીક ગુપ્ત વાતો કરી ચાલ્યો જતો હતો. વખતે મહીનામાં એકાદ બે દિવસ રાતવાસો પણ રહેતો આથી રતિલાલે તેની મારફત તેણીને મેળ-વવાનો નિશ્ચય કર્યો અચાનક એક દિવસ એ તેની ડીસ્પેનસરીમાં આવી ચડયો.

'અહો પધારો પધારો! આજે તમે આ સ્થળે આવી ચડયા!' રતિલાલે આવકાર આપતાં કહ્યું.

'હા, જરા આ તરફ આવ્યો હતો, એટલે વિચાર થયો કે ડોકટર સાહેબને મળતો જાઉં?' મહાદેવે પણ વિવેક બતાવ્યો.

'ઘણુંજ સારૂં. વખતે વખતે આવતા રહેજો, અરે હા, પણ હું તમારૂં નામ ભુલી ગયો?'

'મારૂં નામ મહાદેવ છે.'

'મહાદેવ! વાહ નામ તો બહુજ સરસ છે.' હા, મહાદેવ! 'કાળીદાસ વૈદને ત્યાં કામ કરે છે તે બાઇ તમારી કાંઇ સગી થાય છે.' રતિલાલે પોતાના મતલબની વાત કાઢી.

" હા તે મારી ઓળખાણ વાળી છે." મહાદેવે કહ્યું

'દેખાવમાં તો તે ઘણીજ સુંદર જણાય છે? કાળીદાસ તેણીને શું પગાર આપે છે?'

'પંદર રૂપિઆ.'

'હું તેમને ત્રીશ રૂપિઆ આપીશ. મારે ત્યાં કામ કરવા રહેશે? હમણાં મને ઘણીજ જરૂર છે?'

'તે તો તેને પુછીએ ત્યારે ખબર પડે પણ મને તો લાગે છે કે તે કાળીદાસને છોડે તેમ નથી. કારણકે તે બંનેનો કાંઇ જુદોજ સબંધ છે. ડોકટર સાહેબ! ખરૂં પુછો તો કાળીદાસ જેવો લુચ્ચો માણસ આખા કરાંચી શહેરમાં નથી." મહાદેવે પોતાની મતલબ સાધવા માટે કાળીદાસનું ભુંડું બોલવા માંડયું.

રતિલાલ પણ મહાદેવના દોરંગી દોર પર ચડયો. તે પોતાની મગજ કોથળીમાં સહજ ગુમાનની ધુળ ભરી કહેવાં લાગ્યો. 'મહાદેવ? હું સઘળું જાણું છું આજે કાલ કાળીદાસનું દવાખાનું બિલકુલ બંધ પડયું છે. બિચારો મુશ્કેલીએ પોતાનું ખર્ચ પુરૂં કરે છે, મારા આવવા પછી તો તે પાયમાલ થઇ ગયો છે.'

'છતાં પણ તે શોખીન છે, કેસરને આનંદ કરાવવામાં તે કાંઇ પણ કચાશ રાખતો નથી.'

'અરે! મહાદેવ? એ તો મારો કોઇની સાથે પ્યાર બાંધવાનો વિચાર નથી, પણ જો મારો વિચાર થાય તો હું વળી એ કાળીદાસના કરતાં ઘણીજ મોજ કરાવું સમજ્યો?'

'અરે સાહેબ! એ તે તમે શું બોલ્યા? એ કાળીદાસ તે બિચારો તમારા શું હિસાબમાં! શું કરૂં! જો તમે મને પહેલા કહ્યું હોત, તો કેસરને તમારાજ હાથમાં સોંપત પરંતુ હવે તો લાચાર. તો પણ સાહેબ,! કરાંચીમાં તેવી સ્ત્રીઓની કયાં ખોટ છે. એક એક કરતાં સરસ હું તમારી પાસે હાજર કરૂં? શું એકલી કેસરજ સ્વરૂપવતી હશે કે?'

"નહિં મહાદેવ! જો તારાથી બને તો તે કેસરનેજ લાવી આપ. હું તને નિહાલ કરીશ મારૂં તો ચિત બસ એજ લલનામાં લાગ્યું છે"

'તે હું માનું છું. પણ કેસર કાંઇક ભપકાને પસંદ કરનારી છે. અને તમે તો બિલકુલ સાદો પોશાક અને સઘળો ઠાઠ પણ સાદોજ રાખો છો, એટલે તેણીના ધ્યાનમાં એ વાત ન પણ ઉતરે!"

'અરે મહાદેવ,! એ તો હું દેખાઉ છું સાદો પણ જો હું ધારૂં તો એવો રોફ મારૂં કે કાળીદાસ મારા તેજમાંજ અંજાઇ જાય. અરે યાર! ભાવનગરમાં એવી મોજ કરી છે કે કરાંચીમાં કોઇએ તેવી ભાગ્યેજ મોજ કરી હશે?' રતિલાલે બડાઇ મારવા માંડી.

"અરે! એ શું બોલ્યા? તમે તે કાંઇ કમ છો? જો તમારી એવીજ મરજી હોય તો કાલને કાલ એજ કેસરને તમારા હાથમાં સોંપી દઉ પરંતુ તે જે કહેશે તે પગાર આપવો પડશે અને તેની ઇચ્છા મુજબની રહેવા કરવાની સગવડ કરી આપવી પડશે." મહાદેવે પોતાના સ્વાર્થની વાત કાઢી.

"હા હા, મોઢે માગ્યો પગાર અને ઇચ્છા મુજબની સગવડ, પછી છે કાંઇ?"

પણ કાળીદાસ તમારી પાડોશમાંજ રહે છે એટલે કેસર કદાચ અહીં તમારી સાથે રહેવાનું કબુલ નહિ કરે તો ?'

"તેમને માટે જુદું મકાન રાખીશું ? પણ તે કાળીદાસને છોડશે તેની તને ખાત્રી તો છેના ? નહિ તો પછી મકાનનું ભાડું પણ માથે ન પડે" ?

"અરે ! એમ તે બને ? મહાદેવનો એક બોલજ બસ થશે."

"ત્યારે તો તારો પણ તેની સાથે કાંઇક ગાઢો સબંધ લાગે છે."

"ઘણોજ સાહેબ ! કાળીદાસ કરતાં પણ વધારે, એ તો તમે તેણીના પરિચયમાં આવશો ત્યારે જણાશે!"

"પણ મારી પાસે આવ્યા પછી તારાથી તેની સાથે કાંઇ પણ સબંધ રાખી શકાશે નહિ" રતિલાલે મજાક કરતાં કહ્યું.

"અહીં પણ હું કયાં તેની સાથે કાંઇ સબંધ રાખું છું." મહાદેવે પણ હસતાં હસતાં કહ્યું.

"તો પણ કેટલીક વખત રાતનાં હું તને અહીંજ જોઉં છું તે પછી નહિ બની શકે સમજ્યો!" એમ બોલતાં રતિલાલ મુછમાં હસ્યો.

"અરે તમે જુઓ તો ખરા! પછી તમે પોતેજ કહેશો કે મહાદેવ તું આખો દિવસ અને રાત્રી અહીંજ રહેતો જા."

"એમકે ? ત્યારે તમારી વચ્ચેનો સબંધ કાંઇ ભેદ ભરેલો જણાય છે.!"

"હશે એ સઘળું તમને સમય આવતાં જણાશે. હવે હું રજા લઇશ. હજુ મારે કેસર પાસે ખોટી થવું પડશે. પણ જોજો તમે તમારા નિશ્ચયથી ના ફરતા !"

"અરે મારો નિશ્ચય તે ફરે ? હું મારા નિશ્ચયમાં દ્રઢ છું તું તારા કામમાં દ્રઢ રહે એટલે બસ."

મહાદેવ ત્યાંથી ચાલ્યો ગયો.

આ રીતે રતિલાલે નિશ્ચયના નાવમાં બેસી અનીતિના પથરા ભરી વહાણુને સંસાર સાગરમાં ડુબતું મેલ્યું. મહાદેવ રૂપી કુસંગના વાયુએ કરી રતિલાલનું નાવડું ફરીને પણ એક વાર કુમાર્ગ તરફ વળ્યું ખરે ! કુસંગત એજ મનુષ્યના સુખ અને સંપતિનું સત્યાનાશ વાળનાર છે. !!

---

# પ્રકરણ ૮મું.

## પાતકી પતિ પત્નિ.

હવે મહાદેવમે એક નવીન આશાનો નેજો હાથમાં આવ્યો તેની હૃદય ભુમિની અંદર નુતન ઉમેદોના ફણુગા ફુટી નીકળ્યા હવે આ વાતથી કેસરને વાકેફ કરવાની તેની ઇચ્છા થઇ તે તરતજ તેણીની પાંસે ગયો. હમેશના નિયમ પ્રમાણે મહાદેવે બહારથી બારણાની સાંકળ ધીમેથી ઠોકી થોડીજવારમાં બારણાં ઉઘડી ગયાં અને મહાદેવ અંદર દાખલ થયો. આ કેશર મહાદેવની પરણેતર સ્ત્રી હતી. અત્યાર સુધીમાં મહાદેવે સેંકડો સારા ઘરની વહુ દીકરીઓને વ્યભિચારના ઊંડા ખાડામાં હોમી હશે. આવા નીચ માણસોના સંબંધમાં તેની નિચ વૃતિની પ્રસ્તાવના સિવાય વિશેષ કાંઇ પણ જાણવાનું હોતું નથી એટલે તેના એ નિચ કૃત્યોનું ચરિત્ર રજુ કરૂં તેના કરતાં તેનો વિચાર કરવાનું મારા સુજ્ઞ વાંચકોને સોંપું એ કેટલેક અંશે વ્યાજબી ગણાશે. ટુંકમાં એટલુંજ •

કહેવું બસ થશે કે મહાદેવનો સઘળો ડોળ દમામ પોતાની સ્ત્રીની કમાઇ ઉપરજ હતો, ઘરમાં દાખલ થતાંજ તે આશ્ચર્ય પામ્યો. તેને કેસરને સંબોધીને કહ્યું 'કેમ આજે કોઇ જણાતું નથી. આજનો દિવસ ખાલી ગયો હોય એમ જણાય છે.'

'ના બિલકુલ તેમ થયું નથી, જો કે તમે ધારો છો તેમ કોઇ ઉત્તમ કર તો નથીજ મળ્યું તોપણ પંદર વીશ રૂપિઆનો માલ આજે પણ મળ્યો છે.' કેસરે જવાબ આપ્યો.

'માલ મળ્યો છે ? ઘેલી દેખાય છે! માલમાં આપણું શું વળ્યું! આપણને તો નવા સિકકાના નગદ જોઇએ સમજી?'

'નગદ પણ છે, જુઓ આ બે રૂપિઆ રોકડા મળ્યા છે, અને આ વીંટી આશરે પોણા તોલાની હશે.'

'વાહ એ વળી કયો શિકાર હાથ આવી ગયો હતો?'

'પેલો હીરજી સોની ઘણા દિવસથી ટળવળતો હતો આજે લાગ મળી ગયો રોકડા તો માત્ર તેની પાસે બેજ રૂપિઆ હતા, એટલે ફરેબથી તેના હાથની વીંટી મેં ઉતારી લીધી.

'ચાલો એ પણ ઠીકજ થયું પણ કેસર? હવે આ કાળીદાસમાં આપણું કાંઇ વલે તેમ નથી લાગતું ?'

એ તો હું પણ સમજું છું પણ બીજો કાંઇ ઉપાય નથી.'

'પણ પંદર રૂપિઆમાં આપણું પુરૂં થાય તેમ નથી, એ તો સારૂં છે કે આ ઓરડીને બે બારણાં છે એટલે અવાર નવાર આવી સાધારણ પેદાશ થાય છે નહિં તો આપણું કાંઇ આટલામાં પુરૂં થાય તેમ નથી ?'

'એવું છે ત્યારે તો અહીં રહયાં છીએ નહિં તો ક્યારનો કાળી દાસને છોડી દીધો હોત.

'પછી કાળીદાસે સો રૂપિઆ આપવાનું કહ્યું હતું તે આપ્યા કે નહિ.'?

'નહિ હજી કયાં આપ્યા છે?'

'હેં! શું હજુ નથી આપ્યા? મને તો લાગે છે કે તે હમણાં પૈસાની બહુજ તંગીમાં છે.'

'હા, મને પણ એમજ જણાય છે.'

'ત્યારે હવે તારો શું ઇરાદો છે?'

'હું તો તમે જેમ કહો તેમ કરવા તૈયાર છું પણ મહાદેવ? તમને મારા આ કૃત્ય તરફ જરા પણ તિરસ્કાર આવતો નથી.?

'અરે! તિરસ્કાર તે શાનો આવે? પૈસા કોને વહાલા ન લાગે કેસર? ખરૂં પુછે તો મને તારા પર આગળ કરતાં પણ વધારે વહાલ આવે છે.'

'વહાલ કેમ ન આવે? કમાવાની દાનત નહિ અને સફેત કપડાં પહેરીને શેઠની માફક ફરવું, જુઓની!· તમને કાંઇ ચિંતા છે? મારીજ કમાણી પર લાગઉચિન્તા થાય છે જો હું ન હોત તો તમને ખબર પડત.'?

'ખરૂં કહ્યું મને પણ એજ વિચાર થયા કરતો હતો કે જો તું ન હોત તો હું પરણુત કોને.'?

'તમને પરણીને પણ હું શું સુખી થઇ છું.?

'અરે તું સુખી નથી થઇ તો હું તો થયો છું ના ? મારા સુખમાં પણ તારો હિસ્સો તો છે કે નહિ !'

'બળ્યો તમારો હિસ્સો ? હવે એ તમારી મજાક જવાદો અને મને કહો કે પછી તમે મારા એરીંગનું શું કર્યું ?'

'અરે ગાંડી ? એરીંગ તો શું ! પણ હવે તો તને સોના ચાંદીના દાગીનાથી દાટી દેવી છે. આજે એક એવો સધર આશામી હાથ આવ્યો છે કે જેમાંથી એક સારી જેવી રકમ તરતમાંજ મળી શકે તેમ છે.

'એ વળી કોણ છે ?'

'ડોકટર રતિલાલ.'

'ડોકટર રતિલાલ ! તે તો અહીં પાસામાંજ રહે છે.'

'હા તેજ.'

'ત્યારે તો તેની પાસેથી તરતમાંજ બસો પાંચસો કઢાવજો કે જેમાંથી મારાં એરીંગ થાય.'

'અરે ગાંડી ? કાંઇ બસો પાંચસોમાં આપણું સાર્થક થાય એ તો કહયું છે કે 'મારવો તો મીર અને લુંટવો તો ભંડાર' આ રતિલાલ પાંસેથી તો એક તડાકે એક હજાર લેવા છે. કાળીદાસમાં તો આપણું કાંઇ વળે તેમ નથી. એ લુખાલાલમાં હવે કાંઇ માલ નથી. જો રતિલાલ હાથ આવે તો કામ પારો પણ પ્રથમ એને ખુશી કરવા એ તારા હાથમાં છે.'

'અરે ? તેને એકવાર અહીં લાવો તો ખરા પછી જુઓ કે તેને કેવા વશ કરી લઉં છું.?

'એ તો મને ખાતરી છે; પણ કેશર ! આજના વિહારની તમારી કાંઇ પ્રસાદી બચી હોય તો તેમાંથી મને તો કાંઇક આપો કે

હા, લ્યો તૈયારજ છે ? એમ કહી કેસરે એક બ્રાન્ડીનો શીશો અને થોડું ખાવાનું તેની પાસે રાખ્યું મહાદેવ બ્રાન્ડીનું એક ગ્લાસ ભરી ગટગટાવી ગયો અને કેસર તરફ ફરીને બોલ્યો. કેસર ! ભલે થાય એક તમારાજ હાથનું ભરેલું પ્યાલુ મને આપો.

‘ ભલે મારી કયાં ના છે, પણ જોજો પછી વધારે ન થઇ જાય. ? ” તરતજ તેણીએ એક બીજું પ્યાલું ભરી આપ્યું.

મહાદેવ એ પણ પી ગયો, હજુ પણ વધારે પીવાની તેની ઇચ્છા હતી પરંતુ કેસરે તેને અટકાવ્યો, હવે તે ખાણા પર બેઠો.

અરે ! ધિકકાર છે ? આવા મુત્ર તુલ્ય મદીરા પીનારને ! અને અભક્ષાભક્ષ કરનારને ! ધિકકાર છે ! આવી કુલટા સાથે વિહાર કરનારને ! હજારો પુરૂષોના હાથથી મરદન થયેલી માનુનીથી રંગે રમનાર એવા હરામી કુતરાઓ જે તેની હજારો કુતરાથી એોટાએલી તનરૂપી ચાટમાં જીભ ફેરવનાર છે ? અને આ મહાદેવની માફક સ્ત્રીની કમાઇ પર તાગડધિન્ના કરનાર છે ! તેમની આસપાસ કાળના વિકાળ દુતો મોત રૂપી પીંજરામાં પુરી યમરાજા પાસે ખડા કરવાને સદા ભ્રમણ કર્યા કરે છે !

કાળીદાસ જેવા સેંકડો પુરૂષોએ આ કરપીણ કૃત્ય કરનારી કેસર સાથે વિહાર કરેલો હશે અને તેઓને નીચોવવામાં આ ક્રુર કેસરે કશી પણ ન્યુનતા રાખી નહિં હોય પરંતુ અનીતિનો પૈસો અનીતિનાજ માર્ગમાં વપરાય છે. એ કુદરતી કાયદા મુજબ પોતાની સ્ત્રીના વ્યભિચારથી ઉત્પન્ન થએલું વિત મહાદેવ વ્યભિચારમાંજ ખર્ચે તો આણંદલાલને ત્યાં કામકાજ કરવા રહેલી ગુલાબ સાથે તેને સ્નેહ બંધાયો હતો, અહીં કેસર જે કાંઇ કમાતી તે સઘળી કમાઇ મહાદેવ મારફતે ગુલાબના ઘરમાંજ સમાતી અને આ નર પિશાચ અને પિશાચીની વચ્ચે નાણાં સબંધી હમેશાં તકરાર થયાજ કરતી હતી.

ખાણું ખલ્લાસ થયા પછી મહાદેવે પોતાના વિકારને પણ શાંત કર્યો અને પછી બોલ્યો ' ત્યારે હવે હું રતિલાલ પાસે જાઉં છું અને સઘળી ગોઠવણ કરૂં છું તું કાળીદાસ પાસેથી રજા લેવાની તજવીજ કરજે. '

" પણ મકાન એલાએદુ રાખવા માટે રતિલાલને કેહેજે એમ કરવામાં આપણને એવડો ફાયદો છે. "

" એતો મેં પહેલેથીજ ગોઠવણ કરી છે. " રતિલાલે પણ તે કબુલ કર્યું છે.

" ત્યારે ઠીક હવે તમે જાઓ. અને રતિલાલને સમજાવી કોઇ સારા મકાનની તજવીજ કરો હું કાળીદાસ પાસેથી રજા મેળવવાની પ્રપંચ જાળ ગોઠવું છું. "

મહાદેવ ત્યાંથી સીધો રતિલાલ પાસે ગયો અને યુક્તિથી આડું અવળું સમજાવી એક મકાન લીધું બે ચાર દિવસ પછી કેસરે પણ કાળીદાસ પાસેથી દેશમાં જવાને બહાને રજા લીધી અને રતિલાલે તેમના માટે તૈયાર કરાવેલા મકાનમાં રહેવા ગઈ.

આ મકાન ફાટકથી થોડે દુર હવાબંદરના રસ્તા પર આવેલું હતું. મકાન વિશાળ અને તેની આસપાસ નાનો પણ સુંદર બગીચો હતો તેમાં કેસરને એક ચાકરડી સાથે રાખવામાં આવી અને ડોકટર રતિલાલ પણ પોતાની ડીસ્પેનસરીના ટાઇમ શિવાયનો સમય ત્યાંજ ગુજારતો હતો. કેસરે પોતાનાથી જેટલું બન્યું તેટલું રતિલાલ પાસેથી મેળવ્યું. રતિલાલે તરતમાંજ તેણીને પાંચસો સાતસોના દાગીના કરાવી આપ્યા હતા. એ સિવાય હમેશના લખલુટ ખર્ચનો તો હિસાબજ નહોતો. છતાં પણ એ નીચ કેસરની તેટલાથી તૃપ્તી થાય તેમ

ક્યાં હતું ! તેની આશા તો દિન પ્રતિદિન લંબાતીજ ચાલી. ૭ સાત મહિના જેટલો સમય પસાર થઇ ગયો પરંતુ રતિલાલ પાસેથી ત્રણ હજાર મેળવવાની તેની આશા ફળીભુત થઇ નહિ છતાં પણ એટલું તો કહેવું આવશ્યક છે કે રતિલાલને તેણીએ ગુલામજ બનાવી દીધો હતો. તેણી ગમે તેટલું ખર્ચ કરે ગમે તેવાં કપડાં પહેરે અને ગમે તે વસ્તુ મંગાવે તો પણ રતિલાલ તેને કશુ કહેતો નહીં તેની આવી સ્થિતિનો લાભ લઇ કેસરે પોતાની પ્રપંચ જાળ પાથરવા માંડી. આખરે રતિલાલ તેમાં ફસાયો અને કેશરની આશા પણ ફળીભુત થઇ.

પ્રિય વાચક ! એ વિષય લંપટ મનુષ્યોથી થોડા વખતને માટે આપણે દુર જઇએ અને પહેલાં મુક્તાની કેટલીક હકીકત જાણી લઇ એ પછી એ વિષય લંપટ રતિલાલ પાસેથી પૈસા કઢાવવા માટે કેસરે કેવી પ્રપંચ જાળ ગોઠવી તે જાણીશું.

---

# પ્રકરણ ૯મું.

## પ્રેમાકર્ષણ.

આણંદલાલને એકાંતવાસ બહુજ પ્રિય હતો એથી તે કોઇને પણ પોતાની સાથે રાખવા ઇચ્છતા નહોતા. કારણ કે શિષ્ય બનાવવા માં અને તેની સંભાળ રાખવામાં કેટલી જવાબદારી રહેલી છે. એ આણંદલાલ સારી રીતે જાણતા હતા, વળી એવી વસ્તુ કોઇ અપાત્રના

હાથમાં જાય તો તેનો કેવો દુરૂપયોગ કરે એ પણ આણુંદલાલ થી અજાણ્યું નહોતું એટલે એ ધંધો કોઇને પણ બતાવવાની આણુંદલાલ ની ઇચ્છા નહોતી. મોતીલાલને પણ તેણે તે સબંધમાં અજ્ઞાનજ રાખે લો હતો. એકાંતવાસ પસંદ કરવાનું પણ એજ કારણ હતું મુકતા જ્યાં સુધી બાળક હતી ત્યાં સુધી તો તેણીને પોતાની પાસેજ રાખતા. પરંતુ હવે તે બાળક નથી તેની ઉમર ચૌદ વરસની થઇ છે. હવે તે સઘળું સમજવા લાગી છે, એટલે તેને પોતાની પાસે રાખવી વ્યાજબી નથી એમ ધારી મુકતાને માઠું ન લાગે એવી રીતે યુક્તિ પ્રયુક્તિથી સમજાવી સુંદરાયની સાથેજ રાખી હતી છતાં પણ તેનો સ્નેહ તેના પર પુત્રી વત જેવોને તેવોજ હતો. દિવસમાં એક બે વખત મુકતા આણુંદલાલને મળી જતી અને બાકીનો આખો દિવસ પોતાના પિતાની સાથેજ રહેતી. મોતીલાલ જો કે આણુંદલાલને ત્યાં દરરોજ એક વખત આવતો હતો છતાં પણ તેણે મુકતાને કોઇ વખતે જોયેલી નહિ હતી. આણુંદલાલ કાંઇક પુખ્ત વિચાર કરીનેજ મોતી- લાલને એવા ટાઇમ પર બોલાવતો કે જે વખતે મુકતા તેની પાસે ન હોય. આથી મોતીલાલ મુકતાને જોવાને મંદભાગીજ રહયો હતો માત્ર તે એટલુંજ જાણતો હતો કે સુંદરરાયને મુકતા નામની એક પુત્રી છે. તદપિ તેણીને તેને કોઇ દિવસ જોએલી નહોતી મુકતાના સબંધમાં પણ તેમજ હતું. આમ કરવામાં આણુંદલાલનો ગમે તે હેતુ હોય, પરંતુ પરમાત્માની ઇચ્છા કાંઇ જુદીજ હતી.

આજે આણુંદલાલનો જન્મ દિવસ હોવાથી મોતીલાલ હમેશ કરતાં વહેલો આવ્યો જેવો તેણે આણુંદલાલના મકાનમાં પ્રવેશ કર્યો તેવોજ તેને એક મધુસ્વર સંભળાયો, તે ચમકયો તે સ્વર ક્યાંથી આવે

છે તે જાણવા તે ત્યાં ઉભો રહયો. ફરી તે મધુરધ્વની સંભળાયો, મકાનની આસપાસના નાના બગીચામાંથી તે આવતો હતો. મોતીલાલે તે મનોહર વાટિકામાં પ્રવેશ કર્યો. બે સ્ત્રીઓ એક નાના બેંચ પર બેસી કાંઇ વાર્તાલાપ કરી રહી હતી. બન્નેની વયમાં બહુ તફાવત જણાતો હતો એક તો કુમારિકા જણાતી હતી અને બીજી સંપુર્ણ સ્ત્રીના રૂપમાં આવેલી હોય એમ જણાતું હતું. મોતીલાલે કુમારિકાને તો તેના ચહેરા પરથી સુંદરરાયની પુત્રી તરીકે ઓળખી લીધી. અને બીજીને તેણીની અંગરક્ષક તરીકે માની લીધી. અહા ! મુકતાએ આ વખતે એવો તો સુંદર પોશાક પહેર્યો હતો કે એ મૂર્તિ ખરેજ જોવા જેવી બની હતી. શું કહીએ નજરે નિહાળી નિહાળીને જોઇએ છીએ. એની છબી હૃદયમાં જોતાની સાથે આળેખી લઇએ છીએ પણ એ સ્વર્ગ સુંદરી મુકતાનું તે શું વર્ણન કરીએ! કલમ હાથમાં છે સુંદરતા સ્મરણમાં તરી આવેલી છે. છબી હૃદય મંદિરમાં રમીજ રહી છે, પણ એ સારલ્ય એ મુગ્ધતા એ રમણિયતાનો ભાસ સરખો કરાવવાને શબ્દ જડતોજ નથી! મહા પ્રયાસે કંઇ શબ્દ મનમાંને મનમાં ગોઠવાય છે, પણ વિવેક બુદ્ધિને તે હિનોપમા જેવો લાગે છે, ને રસવૃત્તિ એમાં શુષ્કતાજ દેખે છે. કોઇ ઉપમા સુઝતીજ નથી. કોઇ અલંકારના ગ્રંથોમાંની સાદ્રશ્ય જડતુંજ નથી. અને કાદંબરીકાર સમર્થ બાણભટ પણ આ મુર્તિને જોઇ એનું શું વર્ણન કરત એ માત્ર અભિલાષાજ રહી જાય છે. ઘણી નવલકથાઓ અને નાટકો વાંચ્યાં હશે પણ એકે પાત્ર અત્યારે આ પાત્રને સરખાવીએ એવું બનતું નથી.

મોતીલાલ તો મુકતાના સૌંદર્યને નિહાળતો ત્યાંજ સ્થંભી ગયો. અહા ! સુંદરરાયની પુત્રી આવી સુંદર છે એ તો મેં આજેજ

જાણ્યું, ! હું તો ધારતો હતો કે તે હજુ બાળક હશે પણ આતો યુવાવસ્થામાં પ્રવેશી ચુકી છે. તે મનમાંજ બબડયો. અને તેઓની વચ્ચે થતી વાતચિત સાંભળવાના ઇરાદાથી તે એક ઝાડની ઓથે છુપાઇને ઉભો રહયો. થોડી વાર શાંતિ પ્રસરી રહી.

'મુકતા બ્હેન? કેમ મૌન્ય રહયાં, જરા ઉતાવળે વાંચોને? હું પણ તેનો લાભ લઉં.' આખરે ગુલાબે શાંતિનો ભંગ કરતાં કહ્યું.

'ભલે તારી એવી ઇચ્છા છે તો સાંભળ સાધ્વી સ્ત્રી કોને કહેવી તેના ગુણ અને લક્ષણો કેવાં હોવા જોઇએ તે વિષે આ પુસ્તકમાં ઘણુંજ સારૂં લખેલું છે. તે વિષયમાંથી એક કવિતા વાંચવા માંડી છે. સમજણ ના પડે તો પુછજે. એમ કહી તેણે વાંચવા માંડયું.

નીતિ નેપુરો એ રહયાં પાય ગાજી,
રહયાં બાંહય બાજુ દયા દાન રાજી;
પતિ મુદ્રિકા હેત હીરે જડાણી,
ખરી એ સુભદ્રા કવિએ પ્રમાણી.

'આ પ્રમાણે કવિ સ્ત્રીઓના અલંકારનું વર્ણન કરે છે. અર્થાત સોળે શણગાર સજે, હજારો ઓપતા અલંકારો પહેરે પરંતુ જ્યાં સુધી આ અલંકારો સજયા નથી ત્યાં સુધી ઇતર અલંકારો તે અંગાર સમાન છે.'

'હા એમાં મને પણ સમજણ પડી, આગળ વાંચો.'

'સારૂ સાંભળ.'

સરિતા તણા સ્નેહને તો વિચારો,
ભલે ખુબ ખારો ગણે સિંધુ પ્યારો;
પતિ સેવતી વેદ વાણી વદાણી,
ખરી એ સુભદ્રા કવિએ પ્રમાણી.

'ખરેખર પતિના પ્રતિ સતીની સદા એજ ફરજ છે, સ્વામી ગમે તેવો હોય, વ્યસની વ્યભિચારી કે વિરૂપ હોય, ? રોગી હોય કે યોગી હોય! કાંતિવાન હોય કે કુબડો હોય,! પરંતુ સતીને તો તે પરમેશ્વરજ છે. કેમ ગુલાબ આમાં કાંઇ ખોટું છે ?'

'છે તો એમજ, પરંતુ બહેન? કળીયુગમાં તારા જેવા વિમળ વિચારની ભામાઓ થોડીજ. આજ કાલની સ્ત્રીઓ તો છેલ છટાકી ઓ પોશાક પહેરી છેલની સાથે વેલ ડીયર કરી વરની પહેલ મહેલ પર ચડી સહેલ કરવી, માર્ગે ચાલતા માથું ઉઘાડે તો પણ મલપતી માનુની શિર ઢાકવાની પણ પરાણે તસ્દી લે, તન બદન તંગ રહે અને અંગ અનુપમ દેખાય એવાં રંગ બેરંગી પોલકાં, શરીર દેખાય એવા બારીક પોતના મલમલના આછા રંગના સાળુ અથવા ગવન આવી રીતે પશ્ચિમ દિશાના વાયેલા પવનમાં શહેરની સુંદરીઓ ઉડવા લાગી છે. અનીતિને અંધારે કુવે ડુબવા લાગી છે. બહેન! પતિનો પ્રભાવ ખંડન કરનારી પાષાણરૂપ પ્રેમદાઓ પૃથ્વી પર ઘણી વધી પડી છે!

'હા, એ તારૂં કહેવું ખરૂં છે, પરંતુ કાંઇ બધી સ્ત્રીઓ તેવી હોતી નથી.'

'તો પણ સ્ત્રીઓનો મોટો ભાગ તો તેવોજ છે. ?'

'નહિ તારી ભુલ થાય છે. તું અત્યાર સુધી એવાજ સહવા-સમાં રહી હોઇશ, તેથીજ તને એમ જણાય છે.'

ગુલાબ બિચારી શરમાઇ ગઇ તેણે નીચું જોયું, તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ.

ગુલાબને શરમાવાનું કારણ મારા સુજ્ઞ વાંચકો સમજી ગયા હશે, એટલે તેનું વિશેષ લંબાણ કરવાની આ સ્થળે કાંઇ જરૂર નથી.

ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે મુકતાના કહેવા મુજબ ગુલાબ તેવા ખરાબ સંસ્કારોમાં ઉછરેલી હતી, અને તેના પરિણામે આપણે આગળ વાંચી ગયા છીએ તેમ મહાદેવના પ્યારમાં પડેલી હતી.

'ગુલાબ જો ખરૂં પુછે તો અભણ સ્ત્રીઓમાંજ એવું ઘણી વાર બને છે.' મુકતાએ પોતાનું બોલવું જારીજ રાખ્યું.

પરંતુ જારીણી ગુલાબથી એ સહન ન થયું, તે બોલી 'મુકતા એ તારૂં કહેવું કેવળ ખોટું છે. શું સ્ત્રી ભણી એથી કરીને સંસાર તરી સમજવી ? ભણતરનું અભિમાન કરનારી ભામિનીઓજ ભુમીને ભાર રૂપ છે, એમજ હું તો માનું છું.'

'ભુમીને ભારરૂપ એમ કહેવું ખોટું છે. હોય કદાપિ ગુમાન આવી જાય પણ આખરે ભણેલી તે ભણેલી અને અભણ તે અભણજ.'

'એટલે શું! જે ગુણો અભણ સ્ત્રીઓમાં જોવામાં આવે છે તે ગુણો ઘણે ભાગે ભણેલી સ્ત્રીઓમાં જોવામાં આવતા નથી.' મુકતા બહેન! હાલના ભણતરની તો વાતજ ના કરશો. કોણ જાણે શાએ પ્રકારની પદ્ધતિ થઇ ગઇ છે કે નાનપણથીજ ઉંધે રસ્તે વિદ્યાર્થીઓનું વલણ થઇ જાય છે.'

૯

'એ તો સારાસાર સંસ્કારનું પરિણામ છે સારાસાર સંસ્કાર પામવાનું કારણ સંગતિજ છે. સારાં માતા પિતાના સંરક્ષણ નીચે શિક્ષણ પામેલા સંતાનો સદા ઉત્તમ વ્રુતિના અને ઉત્તમ વિચારો ધરાવનારાં થાય છે. બાગની અંદર ઉછરેલા વ્રુક્ષનો આધાર જેવી રીતે ઉદ્યાન પાળકના હાથમાં રહે છે, તેવી રીતે પ્રજાની ઉન્નતિનો સઘળો આધાર તેમનાં માત પિતા ઉપરજ રહે છે. ખરી રીતે જોતાં તો વિદ્યા એ ત્રીજું લોચન છે અને સુખ દુઃખની બેન્ન છે. ગમે તેવી અકળામણ આવી હોય તો પણ જરા પુસ્તક લઇને બેઠાં એટલે સઘ સંતાપ સમ્યા સમજવા.'

'એ તો બ્હેન મારા જેવી ભોળીને સમજાવવાનું છે. ખરી રીતે તો ભણેલીજ નખોદ વાળે છે.'

'તે તો મેં તને કહ્યું તેમ સારાસાર સંસ્કારનુંજ પરિણામ છે.'

'એ હું ન માનું.'

'ત્યારે શું તારૂં એમ કહેવું છે કે બાળાએ શાળામાં શિક્ષણ લેવુંજ નહિ.'

'હા તેમ પણ કહી શકીશ. હાલ વેળુ કરતાં પણ વિદ્યા સોંઘી થઇ ગઇ છે પહેલાં સોમાં પાંચ સ્ત્રીઓ ભણેલી હતી અને હાલ સોમાં પાંચ અભણ માલુમ પડે છે મોંઘી ચીજ સોંઘી થઇ જાય તેમ તે ઘણી અવદશાને પ્રાપ્ત થાય. દ્રષ્ટાંત તરીકે હાલ જે સુવર્ણ ઉંચી પદવીને ભોગવે છે તેજ જો અત્યંત સોંઘું થઇ જાય તો લોકો તેના

બાજરૂં જવાના લોટા બનાવીને વાપરે અને ઉચ્છિષ્ટ પદાર્થો નાંખવાના નળા તરીકે મોહલે, મોહલે મુકાય. કંગાળને આંગણે કસ્તુરી કાદવ તરીકે વપરાય અને હસ્તી સમાન ઉત્તમ વાહનો ધોબીને દ્વાર બંધાય જ્યારે વિદ્યા દેવીએ વિશ્વમાં સ્ત્રી પુરૂષો પર દયા કરી ઉંચ અથવા નીચ સર્વના હૃદયમાં વાસ કરવા માંડયો ત્યારે તેમને વધારે વગોવવા માંડી છે. વિદ્યા ભણવાને એજ લાયક છે. કે જેના ઉત્તમ પવિત્ર માબાપ છે જેના હૃદય રૂપી સરોવરને કાંઠે ઉત્તમ વિચાર રૂપી વિહંગો વિલાસ કરે છે. જે નાનપણમાંજ જાતિના નાવમાં બેસી સત્યના સાગરમાં શિયાળના સુકાની અને ચતુરાઇના ચાટવાની મદદથી સફર કરે છે. જે પવિત્ર પ્રેમરૂપી પોપટને પાળી પવિત્ર મંત્રથી કેળવી જાણે છે! બીજી કુલટાઓ છોને ભણી ગણી મોટી બી. એ. અથવા તેથી પણ વધારે થાય તો પણ તે સઘળું હું તો નિષ્ફળજ, કેતકી વૃક્ષ સમાન ગણું છું. '

"ગુલાબ તારા વિચારો પણ ખુબ આઘા દોડે છે હો! તારા વિચારો પણ એકંદરે ઇચ્છવા જોગ છે. હવે આપણને એટલો સમય નથી. એટલે હું એ સબંધમાં ઉંડી ઉતરતી નથી તો પણ એટલું તે ચોકસ છે, કે વધારે ભણવાની ઇચ્છા કરનાર વિદ્યાર્થીએ કુસંગના કુંડમાં નહાતાં પહેલાં વિચાર કરવો જોઇએ."

"હશે બહેન બહુ થયું વળી કોઇ અન્ય પ્રસંગે આપણે એ સબંધી વિવાદ કરીશું, હાલ તો ચાલો આપણે પુષ્પ ચુંટી લઇએ." ગુલાબે વાતને ટુંકી કરવાના હેતુથી કહ્યું.

બન્ને ત્યાંથી ઉઠી પુષ્પ ચુંટવા લાગી.

મોતીલાલ તો મુક્તાના આવા ઉત્તમ જ્ઞાનથી દંગજ થઇ ગયો તેના પ્રસંશનિય વિચારો માટે તે મનમાંજ ખુશી થયો.

શ્રીમંત લોકો જેમ પોતાના મકાનની પાસે બગીચા બનાવી મકાનની શોભામાં વધારો કરે છે તેમ આણંદલાલે પણ સુંદર બગીચો બનાવ્યો હતો બગીચાને ઘણુંજ ઉત્તમ ફળદ્રુપ કુસુમિત વૃક્ષો અને વેલાઓથી શુશોભિત કરવામાં આવ્યો હતો, બગીચાની મધ્ય ભાગે એક આંબાનું ઝાડ હતું તે હાલ વસંતરૂતુ હોવાથી મનને ઘણુંજ આનંદ મય લાગતું હતું અહા! આંબાનો મ્હોર કમળનાં પુષ્પ કેતકીનો કાંટો નવ વિકસિત કેસુડા અને ભ્રમર ગુંજારવ આટલાં વાના કયાં વિલાસીના ચિતને ચળાયા વિના રહે?

"બગીચામાં વિહાર કરતી આનંદથી પુષ્પ ચુંટતી બંને રમણીઓ પેલા આંબાના વૃક્ષની નજીક આવી પહોંચી. આ તેજ આમૃ વૃક્ષ છે કે જ્યાં મોતીલાલ છુપાયો છે. આ બંનેને પોતાના તરફ આવતી જોઇ મોતીલાલને ત્યાંથી ખસી જવાનું મન થયું પરંતુ કાંઇ કુદરતી આકર્ષણને લીધે તે ત્યાંથી ખસી શકયો નહિ તે ત્યાંજ ઉભો રહયો ગુલાબ પોતાના ધ્યાનમાં પુષ્પ ચુંટતી હતી પરંતુ મુક્તાની નજર મોતીલાલ પર પડી, ચારે નેત્રો એક થયાં બંનેની દ્રષ્ટિ એક થતાંબંનેના શરીરમાં રોમાંચ થયો. મોતીલાલનું સૌંદર્ય તેજસ્વિતા અને ચહેરાની ભવ્યતા જોઇ મુક્તા મોહ પામી ગઇ. સ્રીઓને મોહ થતાંજ લજ્જા ઉત્પન્ન થાય છે. તેમજ થયું મુક્તાનું મુખ અને નેત્રો નીચાં ઢળી ગયા જે ફુલ ચુંટવા હાથ લંબાવ્યો હતો તે ફુલ ઉપરજ આંગળી ઠરી ગઇ ફુલ ચુંટાયું નહિ મુક્તાએ નીચે મોટે કેટલાએક વિચારો કરી

લીધા. સ્ત્રીઓને જે વસ્તુની જરૂર હોય છે, તે જ્યારે નજર સામે આવે છે ત્યારે તેમનો અતિષય આનંદ થાય છે. એ આનંદનું વર્ણન કરી શકાય તેમ નથી પરંતુ સ્ત્રીઓને ડગલે દુઃખ છે તેમના દરેક સુખનાં કામોમાં દુઃખના વાદળાં આવી પડે છે. મુકતાના હૃદયમાં પણ આનંદ અને ભય એ બંને એકઠાં થઇ જવાથી તેને અકળાવી મુકી ત્યાંથી આડી નજરે જોતી જરાં આઘી ખસી ગઇ ગુલાબ થોડી આગળ ચાલી ગયેલી હતી. તેની સાથે તે પણ મળી ગઇ. મોતીલાલે વિચાર્યું કે અહીં વધારે થોભવું ઉચિત નથી. લાગ સારો છે માટે જલ્દી અહીંથી નીકળી જવું જોઇએ. તે ત્યાંથી થોડે દુર ખસ્યો પરંતુ તેના પગ પાછા પડવા લાગ્યા તેની દ્રિષ્ટ મુકતા ઉપરજ ઠરી હતી. અને મુકતા પણ તેની સામુંજ જોઇ રહી હતી. આશ્ચર્ય તો એ હતું કે ગુલાબ મુકતાની પાસેજ હોવા છતા તેની નજર મોતીલાલ પર પડીજ નહોતી અને મુકતાએ પણ તેણીને એ સબંધમાં કાંઇ પણ કહ્યું હોય એમ જણાતું નહોતું. કહેવાના તે અખાડાજ કરવાની હોય, એમ તેની નેત્ર પલ્વી પરથી સ્પષ્ટ જણાતું હતું, તેના શાંત નેત્રો હજુ પણ મોતીલાલને ત્યાંજ ઉભો રહેવાના ઇશારા કરી રહયા હતાં. મોતીલાલ તો વિધાતાની અપૂર્વ લીલા રૂપસુંદરી મુકતાને જોઇ ત્યારથીજ સર્વ ભાન ભુલ્યો હતો તેનું ચિત ભ્રમિત થયું હતું તે ત્રૈલોકય મોહિનીને કેવી રીતે મેળવવી તેનાજ વિચારમાં ઉભો રહીને મુકતાના સામુંજ જોઇ રહયો હતો.

ચંદ્રનો ઉદય જેમ આકાશને દીપાવે છે તેમ જગતનાં પ્રાણી માત્રને પણ આનંદ આપે છે. પ્રેમનો ઉદય પણ એવોજ ચમત્કારિક છે. એકના હૃદય આકાશમાં ચંદ્ર ઉગ્યો એટલે બીજાનાં હૃદયમાં નેત્રોમાં

અને આખા શરીરની નસે નસમાં તે આનંદ ઉછળી રહે છે. પ્રેમ એ ચમત્કારિક વસ્તુ છે. બે ને બે ચાર નેત્રોનો પ્રેમ એક બીજાના હૃદયમાં ઉતરતાંજ કાંઇક નવો દેખાવ બતાવે છે. મુક્તાનાં હૃદયમાં ઉદય થએલા પ્રેમ ચંદ્રે મોતીલાલના હૃદયમાં પ્રકાશ પાડ્યો. હજારો માણસોની વચમાં છુપાઇ બેઠેલાં પ્રેમીઓની પરિક્ષા કરવાનું સાધન તેમના નેત્રો અને મુખના ચિન્હો છે. પ્રેમ કદી છુપો રહેતો નથી, કોઇ સુર્યને ઢાંકે તોજ મનુષ્ય પ્રેમને ઢાંકી શકે. સ્વર્ગિય પ્રેમની એજ બલિહારી છે.

બગીચાયાં બધું શાંત સ્તબ્ધ છે વચમાં વચમાં ઝાડ ઉપરનાં પાદડાં ખરવાનો ખડખડાટ થાય છે. કોઇક વખતે ઝાડની ઓથમાં ભરાઇ બેઠેલાં પક્ષિઓની પાંખો ફફડાવાનો અવાજ સંભળાય છે. બધું સ્તબ્ધ છે એ સ્તબ્ધતાને ભેદી કોઇનો અવાજ સંભળાયો કોઇએ બુમ પાડી. " મુક્તા હજુ પણ તમારૂં પુષ્પ ચુંટવાનું કામ પુરૂં થયું નથી કે ? "

મોતીલાલ આ અવાજથી ચમક્યો. તે અવાજ તેણે ઓળખી લીધો. સુંદરરાયનોજ તે અવાજ હતો. હવે ત્યાં થોભવું વ્યાજબી નથી એમ સમજી મોતીલાલ જરા દૂર ખસ્યો. પરંતુ મુક્તાના પ્રેમાકર્ષણે તેને ત્યાંથી આગળ વધવાજ દીધો નહિ.

સુંદરરાયનો અવાજ સાંભળી મુક્તા ચમકી તેણે ફુલ ચુંટવાનું છોડી દીધું. તરતજ તે ત્યાંથી આડી નજરે મોતીલાલ સામું જોતી ગુલાબ સાથે ચાલી ગઇ. અને જેમ લોઢું લોહચુંબક તરફ ખેંચાય છે તેમ મોતીલાલ પણ મુક્તા રૂપી લોહચુંબક તરફ ખેંચાતો તેની પાછળજ ગયો.

આણંદલાલ પોતાની જન્મ તિથીનો દિવસ સર્વ ઉપાધિ રહિત બની પોતાના સ્નેહીઓ સાથે આનંદમાં ગુજારતો હતો. આજે તેણે મોતીલાલ, સુંદરરાય, મુકતા વિગેરેને જેમ પોતાને ત્યાં બોલાવેલાં હતાં. તેમ કરાંચીના સુપ્રસિદ્ધ પંડિત પ્રભાશંકર કાળીદાસને પણ નિમંત્રણ કરેલું હતું પરંતુ હજુ સુધી તેઓ આવેલા ન હતા. એથી પોતાના વિશ્વાસુ નોકર રામગોપાલને તેને તેડવા માટે મોકલાવેલો હતો.

મુકતા મોતીલાલ, સુદરરાય વગેરેના આવી જવા પછી કેટલીક વારે પડિતજી પણ રામગોપાલ સાથે ત્યાં આવી પહોંચ્યા આણંદલાલે તેમને આદર સહિત આસન પર બેસાડયા અને પછી સુંદરરાય તરફ ફરીને બોલ્યા ; સુંદરરાય ! આ પડિતને તમે ઓળખો છો એ મહા રાય સરપદડના વતની છે. તેમનું નામ પ્રભાશંકર કાળીદાસ છે. જ્યોતિષના કામમાં તેઓ એટલા બધા પ્રવિણ છે કે કરાંચીમાં ભાગ્યેજ કોઇ તેની બરાબરી કરી શકે છે.! શ્રીયુત શેઠ જસરાજ વાલજીના મંદિરમાં ચાલતી કર્મકાંડ પાડશાળાના તેઓ ઉત્પાદક છે. એટલુંજ નહી પરંતુ અત્રે "ચાલતી ઔદીચ્ય સહાયક યુવક મંડળની સંસ્થા" કે જે હડીયાણા ચોવીસીના ઔદીચ્ય વિદ્યાર્થીઓને ફ્રી પુસ્તકો સ્કોલર શીપ અને ગરીબ નિરાશ્રીત કુટુંબો ને અન્ન વસ્ત્રાદી પહોંચાડવાનું કાર્ય કરી રહી છે. તેના એ અગ્રગણ્ય આશ્રયદાતા છે. એમ કહું તો કાંઇ ખોટું નથી. કારણ કે જેમ તેઓ પોતાને માટે દ્રવ્યો પાર્જન કરે છે. તેમ ઉકત સંસ્થાને આશ્રય આપવાની યાચના પણ કરે છે. અને એમ કરીને "બ્રાહ્મણોએ દાન લેવું અને દેવું " એ સુત્ર ને સિધ્ધ કરી બતાવે છે. તેમની આ પવિત્ર ભાવનાને લઇ તેમની કરાંચી

માં એટલી બધી પ્રતિષ્ઠા જામી ગઇ છે. કે હિંદુ કોમનો મોટો ભાગ કર્મકાંડને લગતાં દરેક કાર્યો માટે એમનેજ બોલાવે છે જ્યોતિષની ખરી ખુબી ગણિત છે. અને ગણિત ઉપર એ મહાશયનો સંપુર્ણ કાબુ હોવાથી તેમના હાથે બનેલાં જન્મપત્રી વર્ષ ફળ ટપકા વગેરે એક ભવિષ્યવેતાની ગરજ સારે છે. એથી વેપારી વર્ગમાં તેમનું એટલું બધું માન છે. કે વેપારની તેજી મંદી જાણવાના જિજ્ઞાસુ વેપારીઓ તેમને શાંતિથી બેસવા પણ દેતા નથી. આમીર અને પારસી કોમ પણ પંડિતજીને ઘણીજ માનની નજરે જુએ છે. મારા માટે તેઓએ ભાખેલું ભવિષ્ય. અદ્યાપિ બિલકુલ સત્ય માલુમ પડયું છે. મને તેમના પર એટલો બધો વિશ્વાસ છે કે ગમે તેવું સાધારણ કામ પણ હુ તેમની સલાહ લઇનેજ કરૂં છું આણંદલાલે પંડિતજીની પ્રસંશા કરતાં અને સર્વને તેમનો પરીચય આપતાં કહયું. સર્વ સાનંદાશ્ચર્ય ભાવે પંડિતજીના સામે એકી દ્રષ્ટીએ જોઇ રહયા એટલાંમાં અગાઉથી કરેલી ગોઠવણ મુજબ નોકરોએ આવી ચ્હાના પ્યાલા અને રકાબીઓ સૌના આગળ ગોઠવી દીધાં ચ્હા પીતાં પીતાં આણંદલાલે પંડિતજીને પોતાના ભાઇ મોતીલાલની ઓળખાણ કરાવી મોતીલાલ આણંદલાલના ભાઇ થાય છે, એ જાણી મુક્તાના આનંદનો પાર રહયો નહિં.

ચ્હા પીવાઇ રહયા પછી કેટલીક વારે સઘળાંએ સાથે બેસી ભોજન લીધું મુક્તાએ અગાઉથી બેઠકની જાજમ ખંખેરી સાફ કરી રાખી હતી. ગાદી તકીયાના ગલેફ બદલ્યા હતા અને આણંદલાલને બેસવાના તકીયા પાસે પાન સોપારીની પેટી પણ મુકી દીધી હતી. ભોજન લીધા પછી સઘળાં ત્યાં ગયાં પાન સોપારી વિગેરે મુખવાસ લીધા પછી શેત્રંજ આદિ રમતનાં સાધનોથી આખો દિવસ પસાર કર્યો.

રાત્રીનું ભોજન લીધા પછી મોડું થઇ જવાથી સુંદરરાય મુક્તા વિગેરે ઉઠયાં પંડીતજી પણ જવાને તૈયાર થયા પરંતુ આણંદલાલે તેમને રોકયાં સવારનું ભોજન લીધા પછીજ જવાનો આગ્રહ કર્યો કોઇનાથી ના કહેવાઇ નહી. મોતીલાલતો પ્રથમથીજ જાણતો હતો કે રાત્રિ પણ ત્યાંજ રહેવું પડશે એટલે તે ઘરની ભલામણ મહાદેવને કરીનેજ આવ્યો હતો. ગુલાબને બે નોકરો સાથે આણંદલાલે સુંદરરાયના મકાન પર મોકલાવી દીધી. અને નોકરોને ઘેરજ સુવાની ભલામણ કરી મુક્તા ત્યાંજ રહી. છેક મોડી રાત્રે બધાએ શયન કર્યું.

---

# પ્રકરણ ૧૦ મું.

## પ્રેમયાતના–પ્રેમાકર્ષણનો પ્રભાવ.

રાત્રિનો સમય છે ચંદ્રના સ્નિગ્ધ કિરણોમાંથી પડતી રજતધારા વડે આસપાસના મકાનમાં શિખરો સફેદ રંગે રંગાઇ જઇ પોતાની શોભા વધારી રહયાં છે. અહા ! કેવું સુંદર દેખાય છે ! ચંદ્ર દેવે જગત ની જડ વસ્તુઓને પણ કેવી નયન મુગ્ધ કર સુંદર બનાવી દીધી છે. જગતે શુષુપ્તિ દશા પ્રાપ્ત કરી છે. કોઇનો શબ્દ નથી માત્ર. ચિંતાને જેણે બેનપણી બનાવી છે. ચિંતાએ જેના હૃદયને જર્જરિત કર્યું છે. તેમનેજ આવા શાંતિના સમયે આનંદના સમયે નિદ્રા નથી તેજ માત્ર આ સ્વર્ગિય સુખ ભોગવતાં નથી. તેમનાંજ વિરહી નેત્રોમાં ચંદ્ર

ની અમૃતમય શીતળતા પ્રવેશ કરતી નથી. કોઇ ધનનું વિરહી છે, કોઇ પ્રેમનું વિરહી છે, કોઇ પુત્રનું વિરહી છે, કોઇ પતિ પત્નિનું વિરહી છે. એ વિરહી જનોના હ્રદયને વિરહ વેદના આવી વારંવાર ડંખ મારે છે તેમના કોમળ કાળજાને કોરી ખાય છે. તેમના હ્રદયમાં વિરહ વિષની જ્વાળાના ભડકા ઉઠે છે. ત્યાં ચંદ્રની ઠંડી જ્યોતિ પ્રવેશ કરતી નથી. તેમજ તેના હ્રદયમાં શાન્તિ નથી. સુખ નથી આનંદ નથી ચિંતાતુર પ્રાણીઓ પાસે નિદ્રા દેવી પણ આવતી નથી. મુકતાની પણ એવીજ સ્થિતિ છે. પહેલા માળની એક બારી પાસે તે ઉભી છે. તેનો ચહેરો ચિંતાતુર છે. એક હાથ ગાલે ટેકવી ગંભીર વીચાર કરતી ચંદ્ર તરફ જોઇ રહી છે. આકાશમાં અનેક વાદળાં જા આવ કરે છે. તેમ મુકતાના હ્રદયાકાશમાં પણ અનેક વિચારનાં વાદળાં જા આવ કરી રહયાં છે. તેનો મનોહર ચહેરો જોતાં જણાય છે કે પાપીણી ચિંતાએ તેના હ્રદયને ઘેર્યું છે ચિંતારૂપી ચિતાના પ્રચંડ તાપથી ઘેરાયલી સુંદરીના કપાળ ઉપર પરસેવાના ટીપાં જણાય છે. રાત્રિના શીતળ સમયે પરસેવો કેવો? પરસેવાથીજ જણાયછે. કે તેના હ્રદયમાં ચિંતાની પ્રચંડ ચિત્તા બળે છે. તે ચિંતાના સાગરમાં ડુબેલી છે. શ્વાસોશ્વાસથી હ્રદય ઉછળતું નથી. આંખો પલક મારતી નથી. સ્થિર નેત્રે બારીમાં ઉભી ઉભી સામેના રસ્તા તરફ જોઇ રહી છે. ત્યાં પણ તેને શાન્તિ આવી ન હોય તેમ તે ત્યાંથી પાછી ફરી અને શય્યા પર પડી. પથારીમાં ચંદ્રના કીરણોએ પેસી જઇ શય્યાને શીતળ કરી છે. મુક્તા શય્યામાં પથરાયલી શીતળતાનો ઉપભોગ કરવા પથારી સાથે ચોંટી ગઇ પરંતુ તેના શરીરમાં વિરહ તાપનું એટલું બધું જોર વધી ગયું છે ! કે શીતળ પથારી વારંવાર ગરમ થઇ જાય છે. તેથી તે વારવાર તરફડે છે. આળોટે છે

એજ સમયે શીતળ પવનની લ્હેકી આવી, પથારી ઉપરની ચાદર અને મુક્તાએ ઓઢેલું ઝીણું લુગડું ઉડવા લાગ્યું ઓરડાની બધી વસ્તુઓ હાલવા લાગી પવને મુક્તાને અંગે સ્પર્શ કર્યો તેજ ક્ષણે મુક્તા કંપી ઉઠી ઓઢેલું લુગડું ઉડી ગયું. પહેરેલું વસ્ત્ર પણ ખસી ગયું. ઠંડો પવન આવતાં છતાં પણ તેને શાંન્તિ વળી નહી, ઉલટો તે એક ઉંડો નિશ્વાસ નાંખી દુઃખી થઇ તે ઉઠી ને ઉભી થઇ. બારી પાસે ગઇ પણ ત્યાં તેને શાંન્તિ મળી નહી. કોમળ બીછાનામાં તેને કાંટા લાગતા હોય તેમ થતું મોઢું છેક ઉતરી ગયું. બારીમાં પણ કાંઇ ગમ્યું નહી પહેરેલું કપડું શરીર પરથી ખસી ગયું તેનું પણ ભાન રહ્યું નહી તેવેજ વેશે તે પથારીમાં જઇ પડી.

વિરહી યુવતીના હૃદયમાં બધી વસ્તુની ખોટજ જણાવા લાગી નેત્રો માંથી અગ્નિ વરસતો હતો. ઓરડામાં ગોઠવેલી સુંદર વસ્તુઓ તેમને ગમતી ન હતી. ઠંડો પવન શીતળ સુધા વરસાવતો ચંદ્ર પણ તેનો શત્રુ થઇ પડ્યો તેથીજ તે સુખ લેવા જતાં દુઃખી થઇ પડી. ઘણા દુઃખે ઘેરાઇ તે બોલવા લાગી રે! શું નારી જન્મ આટલો બધો પાપ મય છે? શું સ્ત્રીના જન્મમાં આટલાં બધા દુઃખ! વિધાતાએ પુર્વ જન્મનુ પ્રાયશ્ચિત કરવા માટેજ સ્ત્રીની ઉત્પતિ કરી હશે? તેમ નહોય તો સ્ત્રીને જરા પણ સ્વતંત્રતા કેમ નથી? સંસાર સમુદ્ર તરવાનું જે સાધન તે નારી જાતિ પોતાની સ્વેચ્છાથી ન મેળવી શકે એ કેટલી બધી પરતંત્રતા! સ્ત્રીઓને ડગલે ડગલે પરતંત્રતા! બાલ્યાવસ્થામાં માત પિતાને અધિન-યુવાવસ્થામાં પતિ પ્રેમને આધિન-અને વૃદ્ધાવસ્થામાં પુત્રને આધીન. બસ પરતંત્રતાજ! અહા મારા ભાગ્યમાં એ પરતંત્રતા હજુ પણ આવી નહિ. ભગવાને મારા નસીબમાં એ ઉપભોગ લખ્યો નથી

મને સ્વામીને આધીન કરી નહિ આ જન્મ વૃથા જશે એમ જણાય છે. યુવાવસ્થામાં સુખોથી વેગળી રહેલી સ્ત્રીનું જીવન ફળ રહિતજ છે. હે ભગવાન ! નારી જન્મનું એક માત્ર સુખ પતિ સેવાનુંજ છે. શું તે મારા નસીબમાં લખ્યું નથી ! યુવાવસ્થામાં પતિ સેવા વગર સ્ત્રીનો સમય શી રીતે જાય ? પ્રભુ દયા કરો ! તમારી દયા વગર હું દુ:ખી કન્યા શી રીતે જીવી શકીશ હું જન્મની દુ:ખી છું, માતા બાલ્યાવસ્થામાંજ મરણ પામી. અરેરે ! માતા હોત તો અત્યાર સુધીમાં તો હું પતિ સેવાનો અલભ્ય લાભ લઇ પણ ચુકી હોઉં. પિતા બિચારા શું કરે. હું પણ તેને શું કહું પ્રભુ ! પ્રભુ ! તેને તું પેરણા કર કે તે મારૂં પ્રેમ પાત્ર મેળવી આપે. મોતીલાલ મારૂં પ્રેમ પાત્ર છે. તેજ મુર્તીને પતિ રૂપે મેળવી આપે. તેવી પ્રેરણા કર. પ્રભુ તમે કલ્પતરૂ છો ચિંતામણી છો. પારસમણી છો, કામના પુર્ણ કરો, મેં તેમને જોયા છે ત્યારથી મારૂં હૃદય તેમણે ચોરી લીધું છે મને આકર્ષણ કર્યું છે ઓહ મારૂં હૃદય તેમના તરફ ખેંચાય છે જુઓ તેમના દર્શન માટે મારૂં મન તલપી રહયું છે જાણે મારૂં શરીર તેમના તરફ જવા ધસી રહ્યું છે. ઓહ! મારૂં શરીર કંપે છે શા માટે! મેં તેમને જ્યારથી જોયા છે ત્યારથી મારૂં મન યૌવન દેહ અને જીવન સર્વસ્વ તેમના ચરણમાંજ અર્પણ કર્યું છે. ઇશ્વર જો તમે સત્ય હો તો મને તેજ પતિ મેળવી આપો. જો તે પતિ મને નહિ મળે, તો જીવન પર્યંત કુમારીકા રહીશ અન્ય કોઇ પતિની પત્નિ થઇશ નહિ એજ ધર્મ, એજ પ્રતિજ્ઞા ! ભાગ્ય દેવી પ્રસન્ન થશે તો મોતીલાલની ચરણ સેવા કરીશ, તેમને મદદ કરીશ, અને આ જીવનનું સાર્થક કરીશ. એજ મારો પતિ, તેનો ધર્મ, એજ મારો ધર્મ તેનો સુખભોગ એજ મારો સુખભોગ, તેના સુખમાંજ સુખ

માની મારા પ્રાણુ શીતળ કરીશ. મારા જન્મનું એક માત્ર સુખ પતિ. તેનેજ સુખે સુખી થઇશ તેમ નહિ થશે તો તે પ્રાણને આનંદ આપનાર મનોહર મુર્તીનુ હ્રુદયમાં ધ્યાન ધરી કાળના કોમળ પાસમાં ચિર શાંતિ મેળવીશ. જા મન! તું તે મહા ભાગના મનમાં મળી જા, જાઓ નેત્રો! તમે તે મહાન પુરૂષના નેત્રોમાં મળી જાઓ, જા જીહવા તું પણ તે પુરૂષની અમૃતમય વાણી કાઢતી જીહવામાં મળી જા? જા પ્રાણ તે મહાત્માના પ્રાણમાં એકત્ર થઇ જા. જાઓ બંને કાન તે હ્રુદય વિહારીના કાનમાં મળી જઇ નિરંતર તેમના કાર્યમાં મદદ કરો. જા શરીરનું સઘળું ચૈતન્ય તું પણ તે પુરૂષના ચૈતન્ય સાથે મળી જા. તેનાથી વિખુટા રહેવામાં હવે શું ફળ છે જેને જે અર્પણ કર્યું છે તેમનામાં મળી જાઓ! ભલે આ જડ દેહ વેગળું પડી રહે. ભલે બાલ્યાવસ્થાની પરતંત્રતાના કાયદામાં જકડાઇ રહે ભલે અન્ય જનોના ઠપકાપાત્ર થવાય તે કામ સમયે થઇ રહેશે. હમણાં તો મન પ્રાણ તમે સર્વ જાઓ તેમને મારા પ્રણામ કહેજો.

મુક્તા તેજ ક્ષણે મૂર્છીત થઇ ગઇ. પથારીમાં પડતાં પડતાં ભોંય-પર ઢળી પડી. તેનું મન ત્યાંજ ગયું તેનાં પ્રાણ ત્યાંજ ગયાં. તેનું ચિત્ત ત્યાંજ ગયું તેનું હ્રુદય ત્યાંજ ગયું, તેજ પણ તેજ મનમોહન મોતીલાલ પાસે ગયું જડદેહ ત્યાં પડી રહ્યું, ધન્ય છે પ્રેમ તને અને તારી લીલાને. ધન્ય છે તારા અલૌકીક પ્રભાવને!

કેટલોક વખત એમજ વીતી ગયો. પવને દયા કરી વહેવા માંડયું શરીરની ગરમી ઉતારી ઠંડક કરી કેટલીક વારે માત્ર ચૈતન્ય આવ્યું તે ઉઠી ઉભી થઇ આમ તેમ ફરવા લાગી. બારી પાસે ગઇ પરંતુ

પુર્વ સ્થિતિ કરતાં કાંઇ પણ વિશેષ ફેર જણાયો નહિ એકાએક કાંઇ વિચાર આવતાં તે ઓરડો છોડી ચાલી ગઇ. કયાં ગઇ તે કાંઇ જણાયું નહિં.

અહા ! પ્રેમ એક મોહિની છે, જેના હ્રદયમાં એક વખત પ્રેમ ઉત્પન્ન થયો કે તેને મોહિની લાગીજ એ મોહિની જીવન પર્યંત છુટતીજ નથી. બાણ શય્યા પર સુતા હોય કે તપેલી રેતીના રણમાં ઉભા હોય. જળના ઉંડા ભાગમાં ડુબાડયાં હોય કે આકાશના ઉંચામાં ઉચ્ચા ભાગમાં ઉડયાં હોય તોપણ પ્રેમની મોહિની આકર્ષણ કર્યા વિના રહેતીજ નથી પ્રેમ ધૈર્ય તજાવે છે દ્દઢ પ્રતીજ્ઞાથી ચળાવે છે. ગંભીરતા છોડાવે છે, મૌન્ય તોડાવે છે. સમસ્ત સદગુણ ભુલી જઇ હિતાહિતનાં જ્ઞાનથી શુન્ય બની જઇ, મનુષ્ય પોતાના પ્રેમીના દર્શન કરવા દોડે છે. પ્રેમ એ હ્રદયને, મનને, આંખને, પગને, કાનને, હાથને અને આખા શરીરને ધકેલી પોતાના પ્રેમીની પાસેજ ઉભું કરી દે છે. પ્રેમ એ બન્ને પ્રેમીઓને મેળવી આપે છે. ચાર નેત્રો ભેગાં કરે છે પ્રેમીઓ અમૃતમય વાણીથી હ્રદયને શાંત કરે છે. પ્રેમ એ એવો અદભુત કારસ્તાન દેવ છે!

એક તરફ મુકતા પ્રેમયાતના ભોગવે છે ત્યારે બીજી તરફ મોતી લાલની પણ એવીજ અવદશા થઇ રહી છે. તે પથારીમાં તરફડે છે. આંખોમાં ઉંઘ નથી. હ્રદયમાં શાન્તિ નથી આખી રાત્રિ એકજ ચિંતા થઇ રહી છે. તે સુંદરી તેજ મૃગનયનિ તેજ મનોહર નયન મુગધકર સ્વર્ગની અપસરા જેવી મુકતા તેના હ્રદયમાં સુક્ષ્મરૂપે ઉતરી પડી હ્રદયમાં અશાંતિ મચાવી રહી છે. ઘણા યત્ન કરવા છતાં તે મનોહર છબી ભુલાઇ જવાતી નથી ભુલાઇ પણ જતી નથી મોતીલાલ જ્યાં નજર

ફેંકે છે ત્યાં તેજ મનોહર મુર્તિ જણાય છે હમણાં તે ભાન ભુલ્યો એ એક ચિતે આકાશના ચંદ્ર સામું જોઇ તેમાં મુકતાની સુંદર મુર્તિ નીરખી રહયો છે. ચંદ્ર આકાશમાં જેમ જેમ મુસાફરી કરે છે તેમ તેમ તેને તે યુવતી ચ ઢતી જણાય છે. ચાલતાં ચાલતાં છેવટે જાણે તે તેના ઓરડામાંજ આવશે એવી આશામાં વાટ જોતો બેઠો છે છતાં થોડી થોડી વારે તેનું ધૈર્ય ખુટી જાય છે, ત્યારે નિરાશ હ્રદયે પથારીમાં પડી જાય છે. ચંદ્રના સામું જોવાનું બંધ કરી પોતાના ઓરડામાં જુએ છે. ત્યારે ત્યાં પણ તેને તેજ મનોહર છબી તેની આંખો સામે નૃત્ય કરતી જણાય છે જાણે હૃદયમાંથી નીકળી ધીમે ધીમે દિપકની જ્યોતિમાં જાય છે અને ત્યાંથી મોટું સ્વરૂપ લઇ મોતીલાલને તલસાવે છે મોતીલાલનું ચિત્ત તે યુવતિનું દર્શન કરવા તલપી રહયું છે. તેનો વિચાર સાગરે તોફાની થઇ ઉડ્યો છે. એજ સમયે કોઇએ બારણું ઉઘાડયું હોય એવું જણાયું. કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો કોઇએ ઓરડામાં પ્રવેશ કર્યો હોય એમ પણ જણાયું. મોતીલાલે તે તરફ નજર કરી એક યુવતી તેના તરફ આવતી જણાઇ.

વાંચક તમે શું આ યુવતીને ઓળખી શકયા છો ? તે યુવતી બીજી કોઇ નહિ પરંતુ મુકતાજ હતી. અહા ! જોયો પ્રેમાકર્ષણનો પ્રભાવ !



# પ્રકરણ ૧૧ મું..

## પ્રેમીઓના મેળાપ

'કોણ મુકતા ? અત્યારે અહીં ક્યાંથી.' મોતીલાલે તે યુવતીને ઓળખતાંજ થરથરતે સાદે કહ્યું.

'હા, પણ મોતીલાલ તમો અત્યાર સુધી જાગો છો?' મુકતાએ સામો પ્રશ્ન કર્યો.

"મુકતાના કોમળ શબ્દનો મોતીલાલને કર્ણાઘાત થતાંજ તે બીછાના પરથી બેઠો થયો."

'તસ્દી લેવાની કાંઇ જરૂર નથી. સુતા રહો' મુકતાએ સ્મિત કરતાં કહ્યું.

'પણ અત્યારે તું અહીં શા માટે આવી ?'

'તમેજ મને બોલાવી હતી ના ?'

'મેં બોલાવી હતી ?'

'હા તમેજ મને બોલાવી, અને હું આવી !'

'મુકતા આજે તને શું થયુ. છે ?'

'જે તમને થયું છે તેજ મને થયું છે !'

'એટલે ?'

'એ તમારા હૃદયને પુછો ?'

'હું તો આ તારા માર્મિક શબ્દોમાં કાંઇ સમજી શકતો નથી.'

'ક્યાંથી સમજો ?'

'અરે પણ તું કહેવા શું માગે છે ?'

'વાહરે મારા અજાણ્યા પ્રવાસી તમે પણ હદ કરો છો હો. તમારૂં પુરૂષોનું આજ કામ છે કે !'

'પણ એવું મે શું કામ કર્યું છે ?'

તમે મારી ચોરી કરી છે ?

'ચોરી ? અને તે પણ તારી ચોરી. ?'

'હા હા. મારી ચોરી.'

'મુક્તા! ખાલી તું મગજ ખપાવે છે. જા મારૂં માથું દુઃખે છે, મને નિરાંતે સુવા દે ?'

'શું તમારૂં માથું દુઃખે છે ? ત્યારે લ્યો હું કાંઇક ચોપડું મગજ થડું થાય પછી મારી કરેલી ચોરી તમને યાદ આવશે?'

'નહિ ? નહિ ? તમારે કાંઇ તસ્દી લેવાની જરૂર નથી !'

'પણ એમાં શું છે ?'

'છે તો કાંઇજ નહિ પરંતુ દેશ, કાળ, ગ્રહ સ્થિતિ વિગેરેનો યોગ્યાયોગ્ય વિચાર કરવા જોઇએ ?'

'આમાં તો હું કાંઇ અયોગ્ય જોતી નથી. દેશકાળ સ્થિતિ સર્વ અનુકુળજ છે.' મુક્તા દુરાગ્રહ રાખી બોલી.

મોતીલાલે પણ લાંબી ખેંચ તાણ નહિ કરતાં તેમનો હસ્ત સ્પર્શ પણ કાંઇ શાંતિ આપશે એમ જાણી બોલ્યો 'ઠીક જેવી તમારી ઇચ્છા.'

સાંભળતાંજ મુકતા મોતીલાલના બિછાનાં પાસે ગઇ અને તેના ઓશીકા પર બેઠી. સ્વભાવિક સ્નેહને અવલંબી દુનિયાદારીમાં પરપુરુષ સમક્ષ સ્ત્રીને રાખવાની લજ્જાનો ત્યાગ કરી આ વખતે માત્ર વિશુધ્ધ હ્રુદય રાખી બેઠી. મુકતાનો કોમળ હસ્ત મોતીલાલન મસ્તક પર પડતાંજ તેને નિરાંત વળી. મીંચાએલી આંખો ઉઘડી અને હાશ. એમ બોલી ઉઠયો. ક્ષણુવારમાં માથાનો વ્યાધિ નિર્મુળ થયો. કાંઇ નહિ જોયું ઔષધ! ઔષધમાં માત્ર મુકતાના વિશુદ્ધ હ્રુદયથી પોતાના મસ્તક પર મુકાએલો કોમળ હસ્ત!

'બસ બહુ થયું બહુ ઉપકાર થયો, મુકતા? હવે તમે જાઓ મોડું થશે!'

'હ્યો? ત્યારે તમારે માથે ચંદન લેપ કરૂં.' એમ કહી મુકતા ત્યાંથી ઉઠીને ઓરસીઓ શોધી કાઢી ચંદન લઇ ઘસવા બેઠી ક્ષણુવારમાં ચંદન તૈયાર કરી મોતીલાલ પાસે આવી પહોંચી અને ચંદન ચોપડવા લાગી.

મસ્તક ઉપર શીત લેપાચ્છાદન થતાં જો કે મસ્તકની ઉશ્મા સમી પણુ તેજ ઉશ્માએ હ્રુદયમાં વાસ કર્યો. શું? દૈવની ઇચ્છા હશે કે મુકતા મારી થશે? મુકતા! તું ખરેખર સૌંદર્યનો નમુનો છે. તું જેની થઇશ તેનો ભાગ્યોદયજ થવાનો? તું સ્ત્રી જાતિનું પરમ કર્તવ્ય, પતિ પરાયણુ થવું એ પુર્ણ રીતે સમજે છે.! તારૂં વિશુધ્ધ હ્રુદય અને તેમાંની કોમળતાનો પાદુર્ભાવ ક્યા વિરલને અંકિત થશે. અરે? પરમાત્મા તેં આ સૌંદર્યને અહીં ક્યાંથી આણ્યું. દેખીને દાઝવા માટેજ કે? આવા ઉતમ મનોભાવનાવાળીને શુદ્ધ સ્નેહાળ સ્ત્રીઓ આ સમ-

યમાં ભાગ્યેજ હોય છે? ઘણેખરે સ્થાને શુદ્ધ સ્નેહ નહિ હોય આવા ઉતમ યુગ્મ તો પુર્વ જન્મનાં સંસ્કારથીજ બને છે. ને તેઓજ સ્વર્ગિય આનંદ ભોગવે છે.! મુક્તા? તું એ સ્વર્ગિય આનંદનો અનુભવ લેનારી થઇશ કે કેમ? મારે તારી આપેક્ષા નથી. અને રાખું તો એ નકામી છે. પરંતુ તારા સુખાર્થે હું વિશુદ્ધ ભાવથી પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું કે તને તારો ઇચ્છિત સ્વામી મળો. ને તું આપણા હીંદુ સંસારના કજોડાંના અને ઉત્તમ કુળના અભિલાષમાં દુઃખ પડે તો દીકરીને ભલે પડે, પણ આવું આબરૂદાર ઘર કયાંથી " આવા દુષ્ટ રિવાજમાં સપડાઇ ન જા ને સુખી થા એજ મારી ઇચ્છા? આવા ક્ષણભંગુર વિચાર મોતીલાલ કરે છે ત્યારે બીજી તરફ મુક્તાનું પણ તેના હૃદયનું અને હસ્તનું ભિન્ન પ્રકારનું કાર્ય ચાલતું હતું. મોતીલાલ ! મારો અને તમારો અત્યારનો આ સ્પર્શ મારા હસ્તનો અને તમારા મસ્તકનો છે તે સ્થાને પરમાત્માએ તમારો જમણો હાથ મુકયો હોત તો હું કેવી સુખી થાત ? અરે ! એમ કુદરત વિરૂદ્ધ તો બનવું અશકય. પૂરંતુ લગાર તે હસ્ત અહીંયાં લાવ્યા હોત તોજ બસ હતું ! મારા સ્નેહાતુર હૃદયની સાથે તમારૂં હૃદય જોડાય તો કેવું સારૂં ! પણ અરે ! એ દિન કયાં દેખાવાના છે ! એ પૈસાદાર અને હું એક સાધારણ સ્થિતિના પિતાની પુત્રી ? હશે તમે તમારીનેજ સુખી કરજો કદાચ અત્યારે મારી મનોવાંચ્છના તમોને કહું ને તેનો સ્વિકાર ન કરો તો મારે મારા હૃદયને સ્નેહ વૈરાગ્યનું ભગવુંજ સજાવવું પડે ! હેહને તો કાંઇ લોક લજ્જાએ અને મનુષ્ય મંડળમાં પહેલાં ગણાવાની બીકે સજાવાય છે ! ના ! ના ! કદાચ કહું તો હૃદય કોમળ છે એટલે અસ્વિકાર તો નહીં કરે ! પણ એકદમ એ સાહસ કરવું એ ઠીક દેખાય નહીં. વખતે તેમાંથી કાંઇ અનિષ્ટ પરિણામ પણ નિપજે અરે ! પણ આ હૃદય તો

હવે બીજાને સ્નેહદાન આપશેજ નહિ. ! આપવાનું સ્થાન તો આજ છે ! મારા પિતા પુછે તો પણ યુક્તિ પ્રયુકિતથી આજ વિચાર દર્શાવવો પછી તો ઇશ્વરને ગમે તે કરે ! ગાય અને દીકરીને તો જ્યાં દોરીને લઇ જશે ત્યાં જશે ! કાંઇ તેનુ બળ છે ? એ તો પ્રારબ્ધે પડ્યું મને કમને નિભાવવુંજ ને સુખ દુઃખમાં જીવન ગાળવું એટલામાં ચંદન ક્રિયા પણ સંપુર્ણ થઇ, તેની સાથે બંનેના પ્રણયના માનસિક વ્યાપાર પણ બંધ પડયા, પરંતુ સ્નેહની લાગણીનો પ્રવાહ તો ચાલુજ રહયો. બંને જણા મૌન્ય ગ્રહણ કરી થોડી વાર શાંત રહયા પરંતુ તે શાંતિએ પણ પ્રત્યેકનો ક્ષણભર સબંધ રાખી ત્યાગ કર્યો.

‘ લ્યો ! સહજ વાર તમારૂં પાદ સેવન કરૂં ! ’ એમ કહી પ્રત્યુત્તરની રાહ નહીં જોતાં મુકતા ઉભી થઇ પગ પાસે બેઠી. મોતીલાલથી એક શબ્દ પણ બોલી શકાયો નહીં થોડી વારે તેણે કહ્યું ‘ મુકતા ! રહેવા દે, આ તારૂં મારા પ્રત્યેનું કર્તવ્ય નથી ! ’

‘ તમારા પ્રત્યેનું નહિ ! પરંતુ એક વિશુદ્ધ ભાવનાવાળા અતિથી પ્રત્યે તો મારૂં કર્તવ્ય છેજ !

‘ હા, ભલે તારૂં એ કર્તવ્ય હોય પણ હું તો તેનો સત્કાર નહિ કરી શકું, મારા પગને તું ન અડકતી ! ’ મોતીલાલે મુકતાની એ ઇચ્છાનો ઉચ્છેદ કર્યો.

‘ કેમ ? ’ મુકતાએ પ્રશ્ન કર્યો.

‘ આવો સબંધ મનુષ્ય અમુક સ્થિતિ પ્રાપ્ત કરે ત્યારેજ તે અનુભવી શકે? ’ મોતીલાલ સહજ સ્વેચ્છાને જન્મ આપીને બોલ્યો.

'ભલે એ સબંધને તમે ઇચ્છતા હો તો સદૈવ ઇચ્છજોજ.,
મુક્તા પણ એવાજ ગર્ભિત ભાવથી બોલી.

'મારી ઇચ્છાનો પ્રવાહ ચાલુ રાખવો એ કાંઇ મારા
હાથમાં નથી!'

'ત્યારે?'

'એ તો પ્રતિ વસ્તુની ઇચ્છાને આધીન છે.!

'હું કાંઇ સમજતી નથી! મુક્તાએ વાતને મોણમાં નાંખ-
વા માંડી.'

'અલભ્ય વસ્તુની ઇચ્છા રાખીએ તો પ્રદિપ્ત થતી ઇચ્છાનો
કાળ જતે પણ અંત આવે.!

'એ ખરૂં પણ એમ ન હોય તો કેમ? તે વસ્તુ પ્રાપ્ત થાય
કે નહિ.!

'બેશક થાયજ. તો તો સર્વ સાનુકુળજ.!

'ત્યારે સમજો કે સર્વ સાનુકુળજ છે.'

'અહો! આ તો બંનેના વિચારનું લગ્ન થયું! મોતીલાલ
કાંઇક સ્પષ્ટતા દર્શાવી બોલ્યો.'

'વિચારોનું શામાટે કહો છો.! હૃદયનું થયું એમજ કહોને!'
મુક્તા પોતાનો આવિર્ભાવ દર્શાવી તદન સ્પષ્ટ શબ્દોમાં બોલી.

'પણ બંનેની સ્થિતિ પરતંત્ર છે.'

'તો ક્યાં આ દેહનાં લગ્નની વાત છે. આ તો હૃદયના
લગ્નની વાત છે ના.? મુક્તા મોતીલાલની શંકાનું સમાધાન કરી બોલી.

બંનેનો અર્થ તો એકજ છે. ના? મોતીલાલને પુનઃ શંકા થઇ.

ત્યારે બીજું શું !'

'શું ? ત્યારે મારો દાંપત્ય સ્નેહ અનુભવવાનો નિર્ણિત માર્ગ થઇ ચુક્યો ?'

'એમાં વળી કાંઇ ખામી કે !'

ભવિષ્યમાં પરતંત્રતા અને અન્ય સૌંદર્યને લેઇ આ વિચાર ક્ષોભ પામે તો ? મોતીલાલે મુક્તાનું હ્રદય પારખવા પ્રશ્ન કર્યો.

'અફસોસ કે તમારા મુખમાંથી આવા શબ્દો નીકળે છે ! ખરેખર ! સ્ત્રી સમાજની અધમતા થવાનાં કારણોમાં પુરૂષોનો તેના પર અવિશ્વાસ એ પણ એક કારણ છે ! આપણા દેશની સ્ત્રીઓ આમ છતાં એટલી અધમ નથી થઇ કે એક વખત જે હ્રદયને સ્નેહ અંકિત થઇ તેનો તેના કરતાં કવચિત ઉત્તમ સૌંદર્ય અને ગુણ દેખે. તો પણ ત્યાગ કરે ! તેને તો તે એક ભાવથીજ ઓળખશે ! અન્ય દેશમાંની સ્ત્રીઓ કરતાં આ દેશની સ્ત્રીઓ આ બાબતમા ચડે છે. પછી ભલે તે સાહિત્ય અને કળામાં ઉતરતી હોય ! પુરૂષવર્ગ પોતાના અંતઃકરણમાં રહેલી છાની વાત સ્ત્રીઓ આગળ નહીં કરવી એ ભાવનાનો ત્યાગ કરી એક નિષ્ટાથી સ્ત્રી જાતિને આત્મ અર્ધાંગ સમજી તેઓ પર વિશ્વાસ મુકી પોતાનો વિચાર દર્શાવે તો ભાગ્યેજ કોઇ સ્ત્રી કૃતઘ્ન નિવડે ! હિંદની દરેક નારી સારી રીતે જાણે છે કે પોતે એક ઉત્તમ ગ્રહણી તરીકે ગ્રહકારભાર ચલાવવાને તથા બાળકોને ઉન્નતિમાં લાવવાને સરજાએલી છે. નહિ કે ! જાહેર મેળાવડાઓમાં ભાગ લઇ પુરૂષ વર્ગની સાથે સ્પર્ધામાં પોતાનું પાંડિત્ય બતાવવાની ખાતર! આમ છતાં તેઓ પોતાના વિચાર અમલમાં લાવી નથી શકતી તેનું

મુખ્ય કારણ પુરૂષ વર્ગનો તેઓના પર અવિશ્વાસ છે ? જો પુરૂષ વર્ગ શુદ્ધ હૃદયથી તેઓના આગળ વાત કરે, ને પોતાના જ્ઞાનનો તેઓને સ્વાદ ચખાડે તો જલદી થોડાજ વખતમાં આત્મોન્નતિ સાથે દેશોન્નતિ પણ થાય ! મુક્તા મોતીલાલના મતનું ખંડન કરી સહજ ક્રોધથી બોલી.

'આમાં એવડું બધું શું છે ! આ આક્ષેપ કાંઇ તમારા પર નહોતો ! મોતીલાલે શરમાઇ જઇને કહ્યું.

'ત્યારે મારૂં કહેવું પ્રસંગોપાતજ હતું ? મુક્તા જાણે ભુલની ક્ષમા માગતી હોય એમ બોલી.

'હશે જવાદો એ વાતને ! પણ–' મોતીલાલ બોલતા અટક્યો.

'પણ શું ? કહોને શામાટે અચકાઓ છો !

'આપણાથી આ સાહસ તો નથી થયુંને ?'

'સાહસ કાંઇજ નહિ જે થયું છે તે ઠીકજ થયું છે. !

'એમ કે ?' મોતીલાલ આનંદથી હસ્યો.

'અને તેના હાસ્યની સાથે કોઇએ ઉમેરો કર્યો. બહારથી પરશાળમાં કોઇના હસવાનો અવાજ સંભળાયો મુક્તાએ તે અવાજને ઓળખી લીધો. તે અવાજ ગુલાબનોજ હતો .મુક્તા તો તે આવાજ સાંભળી ચમકી, કંપિ, ભયભિત થઇ, કાષ્ટના પુતળાની માફક ત્યાંજ સ્થંભિ ગઇ. ગુલાબ અંદર આવી પુછશે તો શું જવાબ દઇશ ? એવા વિચારમાં તે ક્ષિન્ન થઇ ગઇ તે નીચું જોઇ પગના અંગુઠા વતી ભોંય ખોતરવા લાગી. મોતીલાલની પણ તેવીજ સ્થિતી હતી. કેટલીકવારે મોતીલાલે બારીમાંથી બહાર ડોકયું કાઢયું. સઘળું શાંન્ત ત્યાં કોઇ પણ માણસ જણાયું નહિં. 'કાંઇ નથી મુક્તા ? એતો આપણને ખાલી

ભ્રમ થયો. તોપણ હવે તારે અહીં થોભવું વ્યાજબી નથી. સુર્યોદય થવાને થોડીજ વાર છે. માટે તું જલદી અહીંથી નીકળી જા આણંદલાલ જાણશે તો કાંઇ અનિષ્ટ પરિણામ આવશે. ?

મુક્તાને મોતીલાલનું કહેવું વ્યાજબી લાગ્યું પરંતુ તેનું અંતઃકરણ તેને ત્યાંથી ખસવાને ના પાડતું હતું, તેણી બોલી " પાછા ફરી કયારે મળશો ! "

" પ્રભુ જ્યારે મેળવશે ત્યારે ? કારણ કે મોટાભાઇએ મળવાનો સમયજ એવો રાખેલો છે કે આપણ બંન્નેનો ભેટો થાયજ નહિ ? '

" તેમાં તેનો શો હેતુ હશે ? "

" એ તે જાણે ! પણ મુકતા ! હવે વિશેષ વાતચીતનો સમય નથી જો પ્રાતઃકાળ થઇ ગયો છે. વખતે ગુલાબ આવી ગઇ હશે માટે તું જા નહિ તો કાંઇ અનિષ્ટ થશે ? રંગમાં ભંગ પડશે. ? "

મુક્તા પ્રણયયોગનો ત્યાગ કરી મોતીલાલની તરફ સ્મિત હાસ્ય કરતી બહાર નીકળી પોતાના ઓરડામાં ચાલી ગઇ મોતીલાલનું કહેવું ખરૂં હતું. ગુલાબ આવી ગઇ હતી. આણંદલાલ, સુંદરરાય, વિગેરે પણ બહાર ઓટલા પર બેસી દાતણ કરતા હતા. પરંતુ તેના સારા ભાગ્યે હજુ સુધી તેના સુવાના ઓરડામાં કોઇ ગયું હોય એમ જણાતું નહોતું કારણ કે તેનું બીછાનું જેવી ને તેવી સ્થિતિમાં પડેલું હતું તેણી જાણે હમણાંજ ઉંઘમાંથી ઉઠી હોય તેવો ભાવ કરતી પોતાના ઓરડામાંથી બહાર નીકળી કેટલીક વારે મોતીલાલ પણ ઉઠયો. પોતાના પ્રિય પાત્રને પ્રસન્ન રાખવા આજે મુક્તાએ પોતાના હાથથીજ રસોઇ બનાવી. દંતધાવન આદિ ક્રિયા ખલાશ થયા પછી સઘળાએ સાથે ભોજન લીધું, અને પછી સઘળુ સ્નેહી વર્ગ વીખેરાઇ ગયું. મોતીલાલ અને મુક્તાને મળવાનો ફરી પ્રસંગ પ્રાપ્ત થયોજ નહિ. !

# પ્રકરણ ૧૨ મું.

## કેસરની કરામત.

'મહાદેવ ! જો આજે મારી છબી કેવી દેખાય છે ?' હમણાંજ નવો ડ્રેસ પહેરી માથાના કેસ ઓળી સેંથો પાડી સજ્જ થએલી અને આયના આગળ ઉભી ઉભી પોતાના રૂપ સૌંદર્યને રૂઆબથી જોતી કેસરે આંખના ઇશારા સાથે મહાદેવને પુછ્યું.

'કેસર ! સાચું કહું ! તું કહેશે કે મારા વખાણ કરે છે પણ આજનો ઠાઠ કાંઇ ઓરજ બન્યો છે. પારસી ફેશનનું આ બ્લાઉઝ કેવું શોભે છે. ? સાડીનો અને એનો રંગ મળતોજ આવે છે. મહાદેવે પોતાની સ્ત્રીની તારિફ કરતાં કહ્યું.

'બ્લાઉઝ શીવાયું છે તો સારૂં, મેં જાણ્યું કે એ નવો ગામડીઓ કપડું બગાડશે પણ થોડી સિલાઇમાં કામ સારૂં કર્યું છે. હવે આપણે શીવવાનું કામ એનેજ આપીશું, પણ પેલો ચંદનહાર તો હું પહેરતાંજ ભુલી જાઉં છું. કયાં મુકયો છે ? જરા લઇ આવોની ?

કહ્યાગરો પતિ ચાવી લઇ ટ્રંક ઉઘાડી અને ચંદનહાર બહાર કાઢી તેની કારીગીરીના વખાણ કરતો કેસર પાસે આવ્યો અને બોલ્યો. 'હમણાંના ઘાટ પણ તરેહ તરેહના થઇ ગયા છે. શી કારીગીરી વાપરી છે ? ચંદનહાર આ કોટમાં પડયો એટલે પછી જોઇ લ્યો રૂઆબ ?

'મહાદેવ ? તમે પણ મારી ચેષ્ટા કરો છો કેમ ? કસબ કરવો તો પુરો કરવો, નહિ તો આપણી ચતુરાઇ શા કામની ? જો એમ ન કરીએ તો કરાચી જેવા શહેરમાં આપણો કોણ ભાવ પુછે ? કાંઇ રૂપ ને કંઇ તાલ મેલ બંને હોય ત્યારેજ કોઇ અંજાય.'?

'હાજતો અમને પુરૂષોને તમારા જેવું ન આવડે.'

'હશે, પણ મહાદેવ તમે કહેતા હતા તેમ આ રતિલાલ પાસેથી બે ત્રણ હજાર મેળવવાની તમારી આશા તો હજુ ફળીભુત થઇ નહિં ?'

'થશે કેસર ? ઉતાવળે આંબા ન પાકે મેં તેને માટે સઘળી તૈયારીઓ કરી રાખી છે.'

'અરે શું, તૈયારીઓ કરી રાખી છે ? તમે તો વારંવાર એમજ કહયા કરો છો. તમારાથી કાંઇ વળવાનું નથી. જુઓ આજે હું તેની પાસેથી કેવી યુક્તિથી કઢાવું છું ?'

'કેસર ? રતિલાલને તું કાચો ન સમજતી તેના જેવો ભયંકર માણસ આખા કરાચીમાં નથી.'

'અરે એવા ભયંકર માણસને ભોટ બનાવું ત્યારેજ મારૂં નામ કેસર. ?

'તારાથી કાંઇ પણ થવાનું નથી. રતિલાલને તો કોઇ વખતે હુંજ દાવમાં લઇશ ?

'ત્યારે આજ મારો પણ રંગ જુઓ. જે હું કરીશ તે તમારાથી બિલકુલ બનશેજ નહિ ?'

'વારૂ જોઇશું, પણ આજે ઉમેદમલ કેમ આવ્યો નહિ ?

'આવશે તેનો વાયદો ખાલી નહિંજ જાય મેં તેને આશા દોરીએ અધર લટકાવ્યો છે. એટલે આજે જરૂર તે અહીં આવશે અને તેની પાસેથી પણ પૈસા કઢાવવાનો લાગ ફાવશે. ?'

'કેસર ? તારી કરામત પણ કાંઇ ઓછી નથી હો ? તું પણ હદ કરે છે ?

'અરે ! તમે જુઓ તો ખરા આજે એકજ કાંકરે બે પક્ષીઓ પાડવાં છે.'

'પણ કેસર ? ઉમેદમલ તો હજુ સુધી આવ્યો નહિ અને રતિલાલ તો હમણાંજ આવી પહોંચશે.'

'અરે ! એ તો એમજ ચાલશે. છોને રતિલાલ આવે ? તેની આંખમાં ધુળ નાખવી એ કાંઇ મોટી વાત નથી ? તે દિવસે હરિવલભદાસ આવેલા હતા અને રતિલાલ પણ ઘરમાંજ હતો, પરંતુ કેવી યુક્તિથી કામ લીધું હતું, રતિલાલને જરા પણ ખબર પડવા દીધી હતી ! એ શિવાયના અનેક મનુષ્યો તેની હાજરીમાં અને ગેરહાજરીમાં આવે જાય છે, પરંતુ તેને કાંઇ પણ શક આવે છે ? અરે ! મહાદેવ ? રતિલાલને તું ગમે તેવો ભયંકર કહેતો હોય પરંતુ તેને રીઝાવવો એ કાંઇ મોટી વાત નથી. ?

આ પ્રમાણે વાર્તાલાપ ચાલે છે, એટલામાં કોઇએ એકાએક બારણું ખખડાવ્યું કેસરે ઘડીઆળમાં જોયું. તો બરાબર આઠ વાગેલા હતા, મહાદેવને બાજુના ઓરડામાં બેસવાનું કહી કેસરે બારણું ઉઘાડયું; અને ઉમેદમલ અંદર દાખલ થયો. કેસરે તેમનો સત્કાર કર્યો અને

તેને અંદરના ખંડમાં લઇ ગઇ. જેમાં પોતાને સુવાનો પલંગ હતો. એક બાજુએ પીતળની સાંકળોની હિંડોળા ખાટ હતી, વચ્ચે એક હેંગીંગ લેમ્પ ટાંગેલો હતો તેમાં ઝાંખી બતી બળતી હતી, તેને કેસરે જરા તેજ કરી ખંડની અંદર દેશી વિલાસતી કામવાસનાને પ્રદિપ્ત કરે એવાં ચિત્રો ગોઠવેલા હતાં. એક બાજુ એક નાની કબાટ અને એક નમુનેદાર પેટી હતી. એ શિવાય આમ તેમ બીજો શ્રૃંગાર યોગ્ય જગાએ ગોઠવ્યો હતો, હિંડોળા ખાટ પાસે એક કોચ મુકયો હતો અને તેની સામે ભીંત પર એક મોટો આરીસો ટાંગ્યો હતો. કેસર ઉમેદમલ સાથે પલંગ પર બેઠી કેટલીક આડી અવળી વાતો કર્યા પછી ઉમેદમલે પુછ્યું 'કેસર ? આ રીતે હમેશાં મારે અહીં આવવું તેના કરતાં જો તું સમજે તો...

'હા, એ હું જાણું છું પણ...........

'પણ શું, એમાં તને કાંઇ હરકત છે ?'

'હરકત તો કાંઇ નહિં પણ મારા પર રતિલાલનું કેટલુંક દેવું છે. તે પતાવ્યા શિવાય મારાથી કાંઇ થઇ શકે તેમ નથી. ?

'કેટલું દેવું છે ?'

'આશરે પંદરસો બે હજારનું હશે.'

'એટલું બધું દેવું શાથી થયું ?'

'એ બધા મહાદેવના કામ છે.

'એટલે ?'

'એટલે શું ? એ વાતને લંબાવવામાં સાર નથી. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે તેણે રતિલાલ પાસેથી કાંઇક વેપારને

બહાને પૈસા લીધા અને તે સઘળા તેણે જુગારમાં ગુમાવ્યા, આજે લગભગ ત્રણ વરસ થવા આવ્યાં છે. મારી પાસે પૈસા કયાંથી હોય કે હું આપું. ? રતિલાલ તો હમેશાં આંટા ખાય છે. ગઇ પરમ દિને તે અહીં આવેલો હતો અને નહીં બોલવાનું બોલી ગયો પણ શું કરૂં ? જ્યારે મેં તેને બહુજ કાલાવાલા કર્યા ત્યારે તેણે એકાદ બે દિવસ થોભવાની મહેરબાની કરી, પરંતુ જો કાલે તેમના પૈસા ન અપાય તો "...કેસરની આંખમાંથી અશ્રુ બિંદુઓ પડવા માંડયાં.

'પણ તેના પૈસા પતાવી આપીએ તો ! ઉમેદમલે તેણીને શાંતિ આપતાં કહ્યું.'

'તો પછી બાકી શું રહ્યું !'

'વારૂ તેના પૈસા પતી જવા પછી તો કાંઇ હરકત નથી ના ?

'ના પછી મને કાંઇ હરકત નથી.'

'લે ત્યારે આ પંદરસો રૂપિઆ તો હાલ મારી પાસે છે. બાકીના કાલે મારી સાથે લેતો અવીશ કાલને કાલે તેના પૈસા આપી દઇએ પછી કાંઇ. ?

'બસ, તેમનું પતી જવા પછી તમે જેમ કહેશો તેમ કરવા હું તૈયાર છું. ?

'ઉમેદમલ મુર્ખ બન્યો, તેણે તરતજ પાકીટમાંથી પંદરસોની નોટો કાઢીને કેસરનાં હાથમાં આપી, કેસરે તે બ્લાઉઝના ખીસામાં સેરવી દીધી, અને તરતજ ઉમેદમલની કોટે વળગી પડી. બસ પછીનું તો પુછવુંજ શું ?'

સુજ્ઞ વાંચકોને આ સ્થળે જણાવવાની જરૂર છે કે રતિલાલે કેસરને સુખી રાખવા માટે ગાડી, ઘોડા, નોકર, ચાકર વગેરેની સારી સગવડ કરી આપી હતી. એ શિવાયનું બીજું પણ ખર્ચ કરવાની તેણીને છુટ આપેલી હતી. રતિલાલની બજારમાં સારી આંટ હતી અને તેણે સઘળા વેપારીઓને કહી રાખેલું હોવાથી કેસરને કોઇ પણ વાતની ન્યુનતા રહેતી નહિ, એટલું છતાં પણ પૈસાની લાલચુ આ નીચ કુલટા પોતાનાં નિચ કૃત્યો નિર્લજપણે કર્યાજ કરતી હતી ! રતિલાલની ગેરહાજરીમાં સેંકડો પુરૂષો આ કુલટાની મુલાકાત લેતા અને તેની પાસેથી કેસર યુક્તિ પુર્વક દ્રવ્યોપાર્જન કરતી પૈસાથી કોઇની તૃપ્તી થઇ છે કે આ કુલટાની થાય ? તેણે રતિલાલના આ વિલાસ ભુવનને વેશ્યામંદિર બનાવી દીધું હતું. રતિલાલને કોઇ તેના સબંધમાં કાંઇ કહેતું તો તરતજ તેને ધિકકારી કાઢતો પરંતુ તે બિચારો કયાં જાણતો હતો કે તેની એ દરકારીનો તો એ કુલટાએ સંપુર્ણ લાભ લીધો હતો. કેટલેક દિવસે કેસરે પોતે જે જગ્યામાં રહેતી હતી. તે જગ્યાના માલિકને પણ વશ કરી લીધો અને તે ઉમેદમલ પોતેજ હતો. આજે રવિવાર હોવાથી તેની આતુરતા પુર્વક રાહ જોવાની હતી, બિચારો ભોળા હૃદયનો ઉમેદમલ કેસરની પ્રપંચ જાળમાં ફસાયો અને આપણે ઉપર વાંચી ગયા તેમ રૂપિયા પંદરસોમાં નાહયો. હવે જોઇએ છીએ કે, કેસર તેની સાથે પ્રેમથી રહે છે કે પ્રપંચી પ્યારના પાશમાં સપડાએલોજ રહેવા દે છે ! તેમના જવા પછી કેટલીક વારે મહાદેવ બહાર આવ્યો અને ખુશી થતો બોલ્યો કેસર ? આજે તો તેં હદ કરી છે ! આવો શિકાર આજ સુધી કોઇ પણ હાથ આવ્યો નથી. !

અરે ! તમે જુઓ તો ખરા ? આજે રતિલાલ પાસેથી પણ પંદરસો બે હજાર પડાવવા છે. પણ તમારી હાજરીની અહીં જરૂર નથી. તમે બાજુના ઓરડામાં છુપાઇને સાંભળ્યા કરજો.

વારૂ ઠીક છે, એમ કરીશ. આ પ્રમાણે વિચાર ચાલે છે એટલામાં રતિલાલ આવવાનો પગરવ સંભળાયો. મહાદેવ ચાલ્યો ગયો, અને રતિલાલે ઓરડામાં પ્રવેશ કર્યો. કેસર જાણે કોઇની સાથે તકરાર થવાથી દુ:ખિત થએલી હોય તેવો ભાવ કરી પલંગ પર બેઠી હતી. રતિલાલે પણ તેની બાજુમાંજ જગ્યા લીધી. કેસરને બોલાવવા તેણે ઘણો પ્રયત્ન કર્યો તદપિ તે સર્વ વ્યર્થ ગયો આખરે કંટાળી જઇ તે બોલ્યો; કેસર ! આજે તને શું થયું છે ! "

" અમારૂં ગમે તે થાય ! આપ જેવા મોટા માણસોને અમારી ગરીબની શી પરવા હોય ! " અમારૂં રંકનું નશીબજ રંક હોય ! એમ કહેતી ચતુર કેસરે મ્હોં ઉતારી દીધું.

" પણ તારૂં દુઃખ શું છે ? " તે તો કહે ? રતિલાલે સહજ ગુસ્સામાં કહ્યું. " શું કહું ? " ગળ ગળિત થતી કેસર બોલી; આજ કેટલા દિવસ થયાં પેલો રોયો મારવાડી કપડાના પસા માટે સતાવે છે. ઉમેદમલનો ભૈયો ભાડા માટે પણ આંટા ખાય છે, આજે તેની સાથે કેટલી તકરાર થઇ એ તમો ક્યાંથી જાણો ! ગાડીવાળીના ત્રણ ચાર મહિના ચડી ગયા છે ! આજ કાલ કરી છેતરો છો ! બળ્યું ! તમારા જેવા મોટા લોકની મહોબતમાં શું કહાડવાનું છે !

' એમ કેમ ? કેસર ! મેં તારા માટે કઇ વાતની ન્યુનતા રાખી છે કે તું વારંવાર મને આમજ કહે છે ? '

'પણ પૈસા માટે તો મારી વારંવાર આવીજ તકરાર રહયા કરે છે?'

'એટલા માટે તો મેં તને કહ્યુ છે કે; તારે આપણા જાણીતા કાપડીયાઓને ત્યાંથીજ કપડું લેવું. ગાડીવાળો પણ મેં જાણીતોજ સોંપેલો હતો પરંતુ તેંજ એને રજા આપી. ભાડાના પૈસા મારી પાસે તેં આજ સુધી માગેલા છે કે તું આવાં ઓછાં વેણ બોલે છે?'

'પણ તમને તો ખબર છે ને? કે ભાડાના પૈસા આપવાના છે! અમને તો વારંવાર માગતાં શરમ થાય!'

'વારૂ થયું તે થયું બધી થઇને કેટલી રકમ દેવી છે?'

'બધા થઇને બારસોને આશરે છે. પછી પાંચ પચીસ વધતા કે ઓછા અમને તે કાંઇ તમારી માફક મોઢે હિસાબ આવડે છે?'

રતિલાલે ખીસામાં હાથ ઘાલ્યો ને નોટોની થોકડીમાંથી રૂપિઆ પંદરસોની નોટો ગણી કેસરને સ્વાધિન કીધી. કેસરને સંતોષ થયો પણ એ સંતોષ રતિલાલથી ન સમજાયો. ચતુર કેસરે પાછી કપટ જાળ પાથરવા માંડી તે બોલી; "અમારો ઓશીયાળો અવતાર. ખાવા પીવાનું, લુગડું, ચીથરૂં, જણસભાવ બધુંએ અમારે માગી લેવાનું, જોઇતુ માગીએ અને તમારા માનવામાં એમ આવે કે આનો બહુ લોભી છે, ત્રાસ આપનારી છે. પુરૂષ બિચારો બળ્યો જળ્યો બે ઘડી આરામની ઇચ્છાએ આવે અને તેની પાસે રોહડાં રોવાં એમાં શું સુખ? બળ્યો! અમારો સ્ત્રીનો તે કાંઇ અવતાર છે? કેસરે પાછું આંખમાં પાણી આણ્યું.

અરે ! ઘેલી ? સ્ત્રી ન હોત તો આ બધો સંસારજ શાનો હોત ? વળી સ્ત્રી વગરની તે કાંઇ જીંદગી છે ? ઘરમાં અંધારે દીવો તે સ્ત્રી ? સ્ત્રી જાત બ્રહ્માએ સરજી ન હોત, તો મારા જેવા કઇક વિલાસીના બંગલાઓ સ્મશાન જેવા સુના દેખાત ? સ્ત્રી વગરની બધી મોજમજા લુખી લાગત ? એમ કહેતાંજ રતિલાલે કેસરના ગુલાબી ગાલ પર એક ચુંબન કર્યું.

મહાદેવ કે જે બાજુના ઓરડામાં છુપાઇ અત્યાર સુધી ચાલેલી વાતચિત સાંભળતો હતો તે તો કેસરની કરામતથી દંગજ થઇ ગયો તે ત્યાંથી ઉઠયો અને પાછલે બારણેથી પસાર થઇ પરબારો મોતીલાલને ઘેર ગયો. અને આ પોત પોતાના મોહથી વશ થયેલું જોડું પણ વાત કરતું બંધ પડયું.

---

# પ્રકરણ ૧૩ મું.

## ચપળાના લગ્ન માટે ચંડાળચોકડીનો ઠરાવ.

ધીમે ધીમે રતિલાલની વર્તણુંક ચપળાના જાણવામાં આવી ગઇ. તેણી રતિલાલને કોઇ કોઇ વખતે એ સબંધમાં કાંઇક કહેતી પરંતુ રતિલાલ તેના પર ધ્યાન આપતો નહિ. કેસરમાં તે એટલો તો લિન્ન થઇ ગયો હતો ! કે ડીસ્પેન્સરીમાં પણ તેની હાજરી ઘણીજ ઓછી થવા લાગી. ચપળાએ કેટલુંક ડોકટરી જ્ઞાન રતિલાલ

પાસેથી મેળવ્યું હતું, તેમાં વળી રતિલાલની વારંવારની થતી ગેરહાજરીથી તેના જ્ઞાનમાં ઓર બી વધારો થયો. કારણ કે તેની ગેરહાજરીમાં ડીસ્પેન્સરીનું તમામ કામ તે પોતેજ કરતી હતી. તેણીની ઉમર આ વખતે સોળ સતર વર્ષની હતી. તે યુવાવસ્થામાં પ્રવેશી ચુકી હતી. રતિલાલે હજુ સુધી તેનું લગ્ન કરેલું નહોતું, તેનો વિચાર તેણીને મોતીલાલ સાથે પરણાવવાનો હતો. મોતીલાલ મહાદેવની સાથે વારંવાર ત્યાં આવતો પરંતુ હજુ સુધી એ સબંધી વાતચીત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહોતો. ચપળાનું ચિત પણ મોતીલાલમાંજ ચોંટયું હતું અને તેણીની સઘળી આશા મોતીલાલના જવાબ ઉપરજ લટકી રહી હતી, એક દિવસે અચાનક મોતીલાલ તેને ત્યાં આવી ચડયો. રતિલાલે તેનો ઘણોજ સત્કાર કર્યો. ' મોતીલાલ ! હમણાં તો તમે બિલકુલ આવતાજ નથી ? '

' ડોકટર સાહેબ ! ખરૂં પુછો તો હમણાં બિલકુલ સમય મળતોજ નથી, આજે પણ ઘણિજ ઉતાવળ છે એટલે હું થોભી શકું તેમ નથી ! '

' ના, એમ ન થાય, જરાવાર બેસો, ચાહ થઇ રહેવા આવી છે, હમણાંજ મંગાવું છું આપણે સાથેજ ચાહ પી લઇએ. !

'નહિ, એટલી તકલીફ લેવાની કાંઇ જરૂર નથી. હું હમણાંજ ઘેરથી ચાહ પીને નીકળેલો છું. !

' ના એમ ન થાય. આજે તો મારા હાથની ચાહ પાવી પડશે. !

' ઠીક છે, જ્યારે તમારો અત્યાગ્રહ છે તો લાવો. '

'ચપળા? રતિલાલે ચપળાને હાંક મારી. થોડીજ વારમાં ચપળા ચાહના બે પ્યાલા લઈને ત્યાં હાજર થઇ. તેમાંનો એક મોતીલાલ પાસે અને બીજો રતિલાલ પાસે રાખી. પોતે અંદર ઓરડામાં ચાલી ગઇ.

'મોતીલાલ તમારો સબંધ કયાં થયો છે? રતિલાલે ચાહ પીતાં પીતાં પ્રશ્ન કર્યો.

'કેમ, એ તમારે કેમ પુછવું પડયું? મોતીલાલે સહજ શંકાશીલ થતાં કહ્યું.

'સહેજ.!

'નો પણ એ જાણવાથી તમને લાભ શું?'

'લાભ છે તો ઘણો છે, અને નથી તો કંઇ નથી. છતાં પણ તમને હરકત હોય તો મને જાણવાની કાંઇ જરૂર નથી.!

'ના મને તેમાં શી હરકત છે. મારો સબંધ હજુ સુધી થયો નથી પણ—'

'પણ શું? જો સબંધ થયો ન હોય તો મારી એક માગણી છે!

'શી?'

'મારી ચપળા સાથે તમારો સંબંધ કરવાની.!

'મોતીલાલ આ સાંભળી ચમકયો, તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ.

'કેમ ચુપ થઇ ગયા? તમારી ઇચ્છા હોય તો હું આણંદલાલને વાત કરૂં.!

'ના તેમ કરવાની કાંઇ જરૂર નથી. કારણ કે મારે પરણવાની ઇચ્છાજ નથી !

'રતિલાલ મુંઝાગો. મોતીલાલને હવે તે શું કહે ? મોતીલાલના આ જવાબથી તેનો ચહેરો ફીકો પડી ગયો તેણે કાંઇક સાહસ કર્યું એમ તેને જણાયું પણ હવે શું થાય. ? જો કે મોતીલાલના પર તેને ગુસ્સો તો ઘણો આવ્યો પરંતુ તેણે સમયસુચકતા વાપરી હાલ તો એ ઝેરનો ગોટ ગળી ગયો. કેટલીક વારે મોતીલાલે ત્યાંથી જવાની રજા લીધી, અને પરબારો આણંદલાલના ઘર તરફ વળ્યો. ચપળા કે જે અત્યાર સુધી બાજુના ઓરડામાં બેસી સઘળું સાંભળ્યા કરતી હતી તે હવે બહાર આવી. તેનો ચહેરો નિસ્તેજ જણાતો હતો. મોતીલાલે કરેલા ઇન્કારનુંજ એ પરિણામ હતું એમ રતિલાલ સમજી ગયો. હાલ તરત તેણે તે સંબંધમાં કશું પણ તેણીને કહ્યું નહિ. ચપળા કાંઇ બોલી નહિ, એટલામાં મહાદેવ ત્યાં આવી પહોંચ્યો. રતિલાલે તેને મોતીલાલ સાથે થએલી વાતચીત ચંપળાની રૂબરૂજ કહી સંભળાવી. મહાદેવ સઘળી વાત શાંતિથી સાંભળી લીધા પછી બોલ્યો.

'રતિલાલ? જો મનેજ પુછતા હો તો મોતીલાલે તમને જણાવેલી સઘળી વાતો બનાવટીજ છે ! ખરૂં તો એ છે કે તે સુંદરરાયની પુત્રી મુકતાને ચાહે છે. અને મને પાકી ખબર મળી છે કે તે બંને પરસ્પર પ્રેમ આપી પણ ચુકયાં છે. !

'પણ એ સઘળી તને ખબર મળી કયાંથી ?'

'મુકતાની દાસી ગુલાબે મને સઘળું કહ્યું.'

'જો તું કહે છે તે ખરૂં હોય તો—'

'તો પણ થાય શું? જ્યાં મોતીલાલનીજ ઇચ્છા નથી ત્યાં તમો શું કરી શકો તેમ છો.?

'મોતીલાલને હાથ કરવો એ કાંઇ મુશ્કેલ નથી! પણ પહેલાં એ મુક્તાને મુળથી ઉખેડી નાંખવાની જરૂર છે.'

'એ બનવું ઘણું મુશ્કેલ છે? કારણ કે તે આણંદલાલ અને સુંદરરાય બંનેના રક્ષણ તળે છે. મારી સલાહ માનો તો પહેલાં સુંદરરાયનેજ પુરો કરો કે જેમાં તમારૂં કાંઇક વળે.?

'સુંદરરાયને પુરો કરવાથી આપણને શો લાભ?'

'સુંદરરાયની ગેરહાજરીમાં મુક્તા નિરાધાર બની જશે અને પછી તેણીને તેવી સ્થિતિમાં આપણે ફાવે તેમ કરીશું.'

'પણ આણંદલાલનો મુક્તા પર ઘણોજ સ્નેહ છે એટલે કદાચ સુંદરરાયની ગેરહાજરીમાં તેઓ મુક્તાને પોતાની સાથેજ રાખશે.?

'એ કોઇ કાળે બનવાનું નથી! કદાચ ઘડીભર એમ માની લો, કે આણંદલાલ તેનું રક્ષણ કરશે પરંતુ પોતાની સાથે તો નહિજ રાખશે? જેમ મોતીલાલને જુદા મકાનમ રાખે છે તેવીજ રીતે મુક્તાને પણ રાખશે?

'તો પણ તેના રક્ષણ તળે રહેલી મુક્તાને આપણે કાંઈ પણ કરી શકશું નહિ.!

'અરે? તમે જુઓ તો ખરા! ગુલાબ મારફત સઘળો ઘાટ ઘડીશું. આણંદલાલને તેની ખબર પણ પડવા નહિ દઇએ.!

'ગુલાબ સાથે તને કાંઇ ઓળખાણ છે?'

અરે ! સાહેબ ! ગુલાબ તો મહાદેવની ગુલામજ છે ? પણ તેને થોડી પૈસાની લાલચ આપવી પડશે !' મહાદેવે પોતાના સ્વાર્થનું પણ સારું કરી લીધું.

'અરે ! પૈસાની તો કાંઇ દરકાર નથી જે ખર્ચ થશે ને કરીશું પરંતુ સુંદરરાયને કેમ ફસાવવો ?'

'સુંદરરાયને ફસાવવો એ તો સહજ છે, જુઓ' એમ કહી મહાદેવે રતિલાલના કાનમાં કાંઇક કહ્યું.

રતિલાલ ખુશી થએલો જણાયો તો પણ તેને સહજ શંકા થતાં તેણે મહાદેવને પ્રશ્ન કર્યો 'મહાદેવ ! તું કહે છે તેવી રીતે કરવાથી સુંદરરાયના જાનને તો કાંઇ નુકશાન થાય નહિ ?'

'તમારી ભુલ થાય છે ? પહેલાં મેં તમને કહ્યું તેમ કરવાની રજા આપો, પછી પરિણામ જોયા પછી વિચાર કરીશું ! મને તો લાગે છે કે આ ઘણોજ ઉત્તમ રસ્તો છે ?'

'પણ મહાદેવ ! એ સુંદરરાયે મારા પર એક વખત ઘણોજ ઉપકાર કર્યો હતો તેના તરફ આવો પ્રપંચ કરતાં મારું દીલ અચકાય છે !'

'અરે ! આજે ઉપકારને યાદ કરે એવા મનુષ્યો છેજ ક્યાં ? એ તો એમજ બને છે ? વળી તમારે ક્યાં ખુલ્લા થવું છે ? તમે તો અળગાને અળગાજ રહી શકશો અને પ્રસંગ આવતાં તેના મિત્ર થઇને મુળ પણ છેદી શકશો ! સુંદરરાયને તમારા પર બિલકુલ શક જશેજ નહિ ! હાં, પણ તમો તમારી મતલબ કોઇને પણ જણાવતા નહિ. મોતીલાલને પણ જે માનથી મળતા હતા તેજ માનથી મળજો ! કોઇને

કાંઇ પણ શંકા ન થાય એવી રીતે કામ લેવાથીજ ધારેલું પરિણામ આવશે. ’

‘ ઠીક છે, હાલ તરત તો તેં કહ્યું તેવીજ ગોઠવણ કરીશું ! પણ ચપળા અહીં એકલી રહે છે માટે કંપાઉન્ડર રાખવાની જરૂર છે. કાઇ તારા ધ્યાનમાં હોય તો લાવજે. ’

હા એવો એક માણસ મારા ધ્યાનમાં છે. પેલા કાળીદાસને રાખો, તે ડોકટરી કામનો અનુભવી છે. વળી જુનો પાડોશી અને જાણીતો છે. હાલમાં તેણે પોતાનું દવાખાનું ઉપાડી નાંખ્યું છે, થોડા પૈસા જમા કર્યા છે તેમાંથી પોતાનુ ગુજરાન ચલાવે છે. ’ મહાદેવે સલાહ આપતાં કહ્યું.

‘ કાળીદાસને રાખવાની મારી ઇચ્છા થતી નથી કારણકે તે અહીં હોય તો કેટલીક અડચણ પડે ! ’ રતિલાલે વાંધો રજુ કર્યો.

‘ તમારી અડચણ હુ સમજું છુ પણ તેમાં ધાસ્તી રાખવા જેવું કશું નથી. કાળીદાસ આપણને બીજા કામમાં બહુ ઉપયોગી થઇ પડશે ! હોળીનું નાળીએર બનાવવામાં તે ઘણો કામ લાગશે ! ’ મહાદેવે ખુલાસો કર્યો.

રતિલાલને મહાદેવની સલાહ રૂચી. તરતજ તેણે કાળીદાસને બોલાવવા માટે મહાદેવનેજ મોકલ્યો. થોડીજ વારમાં મહાદેવ કાળીદાસ સાથે ત્યાં આવી પહોંચ્યો. મહાદેવે તેને રસ્તામાંજ કેટલુંક સમજાવી દીધેલું હોવાથી રતિલાલને વિશેષ સવાલ જવાબ કરવાની જરૂર પડી નહિં ટુંકામાં કાળીદાસને કંપાઉન્ડર તરીકે ચાળીસ રૂપીઆના પગારથી રાખી લીધો કાળીદાસે કેટલાંક ગુપ્ત કારણોને લઇ તે કબુલ કર્યું હતું.

તેનો હેતુ કાંઇ જુદોજ હતો, કાળીદાસને કામની સમજુતી આપી રતિલાલ મહાદેવની સાથે ગાડીમાં બેસી ચાલ્યો ગયો. કાળીદાસ પોતાના કામે લાગ્યો રતિલાલ અને મહાદેવ પરબારા કેસર પાસે ગયા ત્યાં તેઓએ કેટલીક ગુપ્ત વાતો કરી તે અમારા સાંભળવામાં આવી નથી. પરંતુ કેટલીક વારે રતિલાલ ગાડીમાં બેસી ત્યાંથી ચાલ્યો ગયો; અને કેસરે એક બીજી યુકિત શોધી કાઢી. થોડી વારે તેઓ પણ ઘરથી બહાર નીકળ્યાં.

---

# પ્રકરણ ૧૪ મું.

## સુંદરરાય ફસાયો.

સુંદરરાયની ઉમર અત્યારે ચાલીસ વરસની હતી તેને તેની સ્થિતી માટે સંતોષ હતો તેની રહેણી કરણી જનમંડળના દગા ફટકાથી દુર રહેલો હોવાથી તમામ સાદી હતી, તે આણંદલાલ પાસે પંદર વર્ષથી નોકરી કરતો હતો અને તેટલા વખતમાં તેના હાથમાંથી લાખો રૂપિઆની લેવડ દેવડ થઇ હશે છતાં એક વખત પણ તેના મનમાં લોભી વિચાર જાગ્રત થવા પામ્યો નહોતો. આણંદલાલને તેના પર વિશ્વાસ હતો તે તેનું ઘણુંજ સારૂ માન રાખતા એટલુંજ નહિં પણ તેને મિત્ર તરીકે ગણતા હતા. જો તેમની પાસે આવીને કોઇ એમ કહે કે તમારો મુનીમ ચોર છે, તો તેઓ તે માણસની અવગણના કરીને કાઢી મુકે. આવો આણંદલાલનો સુંદરરાય પર વિશ્વાસ હતો એક

વખતે કોઇ સોનેરી ટોપીવાળાએ ફરેબથી સુંદરરાયના બે હજાર રૂપિઆ લુંટી લીધા હતા. અને સુંદરરાયે આણંદલાલને એ સંબંધી વાત કરતાં આણંદલાલને તેના પર કશો પણ અવિશ્વાસ આવ્યો નહોતો અને આખરે એ પૈસા હરિસિંહની મદદથી આણંદલાલને મળ્યા હતા. આ બનાવ બન્યા પછી આણંદલાલનો સુંદરરાય પર વધારે સ્નેહ બંધાયો. અને તેણે પોતાની તમામ મિલકતની લેવડદેવડ તેનેજ સોંપી દીધી. પોતાને માત્ર જયારે પૈસા જોઇએ ત્યારે તે સુંદરરાય પાસેથી માગી લેતો. મોતીલાલને પણ ખર્ચ માટે સુંદરરાય મારફતેજ પૈસા મળતા આ રીતે સુંદરરાય આણંદલાલના ઘરનો માણસ થઇને રહેતો હતો. એક દિવસ જયારે તે કાંઇ હિસાબ કરતો બેઠો હતો તે વખતે એક સ્ત્રીએ તેના ઓરડામા પ્રવેશ કર્યો; તેણી ગમગિનીથી ગાંડી બની ગઇ હોય એવી દેખાતી હતી. તેની ખુબસુરતીએ સબળ અને ન અટકાવી શકાય એવું મોહિની રૂપ ધારણ કર્યું હતું, તેની છાતી ધડકતી હતી. અને વિખરાએલાં મોતીની માફક બોર બોર જેવડાં પારદર્શક કાચના જેવાં આંસુ તેના ગુલાબી ગાલ પરથી સરી પડતાં હતાં સુંદરરાય ઘડીભર આશ્ચર્ય ચકિત દ્રષ્ટિએ તેણીના સામે એકી ટસે જોઇ રહયો. તે મનમાંજ બબડયો; અહો ! આ પરમ સુદરી કોણ હશે ? અહીં શામાટે આવી હશે ! આવી સુંદરતા તો મેં કોઇ દિવસ જોઇ નથી ! અહા ! શું તેણીનું સુંદર સ્વરૂપ ! તેનું મુખ જાણે ચંદ્ર ! નેત્ર જાણે કમળ ! ભ્રગુટી જાણે કામદેવનુ ધનુષ્ય ! અધર જાણે બિંબ ! નાસીકા જાણે પોપટની ચાંચ ! ખરેખર ! સૃષ્ટિમાં જેટલું સૌંદર્ય છે, તે સઘળું સૃષ્ટિકર્તાએ આ સુંદરીમાંજ નિર્માણ કર્યું છે ! ઓહ ! તેણીને જોઇ મારા

હ્રદયમાં વિકાર કેમ ઉત્પન્ન થાય છે ! તેણીને આલિંગન કરવા મન કેમ લલચાય છે ! આવા અનેક વિચારો કરતો અને તેણીના તરફ દ્રષ્ટિ ફેંકતો, સુંદરરાય તેણીને કાંઇ પુછવાનું કરતો હતો. એટલામાંજ તે ધીમે ધીમે નજીક આવી. અને એક એવો તો કટાક્ષ સુંદરરાય તરફ ફેંકયો કે સુંદરરાય તો ગાંડોજ બની ગયો. ને એવા પ્યારના ભોગ થઇ પડયો કે; જેમાંથી માણસ ભાગ્યેજ બચી શકે ! તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ તે સ્ત્રી સુંદરરાયનો હેતુ સમજી ગઇ અને મારી સુંદરતાથી એ અંજાઇ ગયો છે. એમ જાણીને તેણી મનમાંજ રાજી થઇ.

પ્રિય વાંચક! આ સ્ત્રીને તમે ઓળખી હશે તે બીજી કોઇ નહિ પરંતુ કેસરજ હતી ! રતિલાલની સલાહથી સુંદરરાયને ફસાવવાજ તે અહીં આવી હતી. આણંદલાલના લાખો રૂપિયા સુંદરરાય પાસે રહેતા હતા. અને એજ સુંદરરાયને પોતાના મોહપાશમાં બંધાએલો જોઇ તેની પાસેથી પણ કાંઇક કઢાવવાની ઇચ્છા થઇ આવી. રતિલાલે સુંદરરાયને ફસાવવા જે યુકિત બતાવી હતી. તેનું સહજ રૂપાંતર કરી કેસરે પોતાના સ્વાર્થની બાજી ગોઠવવા માંડી. સુંદરરાય મુર્ખ બન્યો, ખરેખર ! જ્યારે અનિષ્ટ થવાનું હોય છે. ત્યારે તેવાજ અનિષ્ટ વિચારો આવે છે ! આપણી જાણીતી કહેવત "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ" આ સ્થળે ખરી પડે છે. સુંદરરાય જેવો સરલ હ્રદયનો મનુષ્ય કે જેણે પોતાની સ્ત્રીના સ્નેહને લઇ બીજી વારનું લગ્ન કરેલું નહોતું ! જે વિષય વાસનાથી સદા દુરજ રહેવા ઇચ્છતો હતો ! તેજ સુંદરરાયની આ કેવી દશા? માયા ! માયા ! તારા મોહપાશમાંથી કોણ બચ્યું છે ? વિશ્વામિત્ર જેવા પણ એક વખત તારી મોહજાળમાં ફસાયા હતા તો આ બિચારા સુંદરરાયનું શું ગજું ? આ વખતે સુંદરરાયને કેસરનો ચહેરો ચંદ્રથી પણ

વધારે ચળકતા ભાસ્યો. તે એટલો તો કામાતુર બની ગયો કે કેસરને આલિંગન કરવાની તેને ઇચ્છા થઇ આવી; પરંતુ એવું સાહસ કરવાની તેની હિંમત ચાલી નહિ તે બે પગલાં પાછળ હઠયો કેટલીક વારે કેસર બોલી; "સુંદરરાય ? મને બચાવો? હું ભારી આફતમાં છું આ નિરાધાર અબળાનું કરાંચીમાં કોઇ નથી ? તમે દયાળુ છો તમારાં હૃદયને હુ બરાબર જાણું છું આ શહેરમાં તમારા સિવાય મને કોઇ પણ બચાવી શકે તેમ નથી ?" કેસરે પોતાનાં આંસુઓ લુછતાં ગળગળિત સ્વરે કહ્યું.

એક અપરિચિત સ્ત્રીના મોઢામાંથી પોતાનું નામ સાંભળી સુંદરરાય અજબ થયો વિસ્મીત ચકિત ભાવે તેણીના તરફ જોઇ રહયો, કેસર તેનો ભાવ સમજી ગઇ તે બોલી: "સુંદરરાય ? તમે મારા નામ અને કામથી અપરિચિત છો; પરંતુ હું તમોને ઓળખું છું ? તમારી ઉદાર વૃતિનો મને પુર્ણ પરિચય છે. એથીજ હું આજે તમારી પાસે યાચનાર્થે આવી છું ?"

"તમારી શી યાચના છે ? તમારા પર એવી શું આફત છે ?" દ્રયાર્દ હૃદયના સુંદરરાયે પ્રશ્ન કર્યો.

"હું આપને મારા પરની આફત સમજાવું તે પહેલાં મારી યાચના સાંભળી લ્યો ! સુંદરરાય ? તમે તો મને આજે પ્રથમજ જોયેલી હશે; પરંતુ મેં તો તમને મારા મકાન પાસેથી અનેક વાર જતાં જોયા છે. તમારો મનમોહક ચહેરો મારી દ્રષ્ટિએ પડયો ત્યારથી તમને મેળવવાની આશામાં અહીં ઘણી વખત આવી ગઇ પરંતુ તમારી સાથે એકાંત લેવાનો સમય મળ્યોજ નહિ, અચાનક આજે ઇશ્વરે એ સુયોગ્ય

પ્રાપ્ત કરાવી દીધો. હું તમને પ્રેમથી ચાહું છું ! સુંદરરાય ? મારા જેવી સ્ત્રી જે પુરૂષને ચાહે છે તેને જીંદગી સુધી ચાહે છે ! અને જેને ચાહે છે તેનીજ તે થઇ રહે છે ! પરંતુ હું અહીં તમારી સાથે રહી શકું તેમ નથી. કારણ કે તેમ કરતાં તમારા પર મારે લીધે આફત આવવાની ધાસ્તી રહે છે; માટે જો તમે મને અહીંથી બીજે સ્થળે લઇ જવા ખુશી હો તો હું તમારી સાથે જીંદગી સુધી રહેવા બંધાઉં છું !"

"પણ તમારા પર શી આફત છે ? એ તો જણાવો ?" સુંદરરાયે કહ્યું.

"જ્યાં સુધી તમે મારા પ્રેમનો સ્વિકાર કરો નહિ અને કર્યો છે એમ ખાત્રી થાય નહિ ત્યાં સુધી એ હું તમોને કહીશ નહિ ?"

"વારૂ પણ મારી પાસે પૈસા નથી તેનું કેમ ?'

'પૈસા નથી ?' કેસરે છાતી વીંધી નાખે એવી રીતે વ્યંગમાં કહ્યું.

જાણે મોટો ગુન્હો કર્યો હોય અને તેની શરમાતો હોય તેવી રીતે સુંદરરાયે પોતાનું મોઢું સંતાડયું.

કેસરે કરન્સી નોટો અને સોનાથી ભરેલી મોટી તીજોરી તરફ આંગળી કરી કહ્યું 'અરે ! આ પૈસા કોના છે ?'

આ સાંભળી જેમ સિંહ પોતાના શિકાર તરફ છલંગ મારે છે., તેમ સુંદરરાયે તીજોરી પર છલંગ મારી અને કેસર તેને અડકે નહીં તે માટે પોતાના હાથ પસારીને બીતો બીતો બોલ્યો, 'કેમ ? તારો શો વિચાર છે ? એ પૈસા ઉચ્ચાપત કરીને હું કયાં રહીશ, મારી આબરૂનો કાંઇ વિચાર કર્યો ?'

એ સ્ત્રીએ એકી નજરે તેના સામું જોઇ રાખીને જવાબ આપ્યો, 'વારૂ ત્યારે મારી તો આબરૂ નહિં કે ? હું આબરૂદાર નથી એમ તમે ધારો છો ? તમારા ખાતર હું મારી આબરૂનો ભોગ આપવા તૈયાર નથી થતી કે !' કેસરની આ શબ્દ બોલવાની ઢબ અને તેની આંખની મીઠાશ આ વખતે એવી હતી કે તેથી મોટા મુનીનું પણ ચિત ચળી જાય.!

લાચારીથી સુંદરરાય ખુરશી પર ઢળી પડયો. કેસર તેની પાસે ગઇ અને કામ સુચક અગ્નિની માફક ચળકાટ મારતી આંખે તેને કહ્યું 'જો તમે મને ખરેખર ચાહતા હો ! અરે જો તમે મને ખરેખર તમારી ગોદમાં ચાંપવા ખુશી હો તો...' આમ બોલી કામની થરથરતી નેતરની જેમ કમાન વાળીએ તેમ તે કમાન વળીને તેના પર પડી, જેથી બંન્નેના હોઠો લગભગ એકઠા થઇ ગયા. તેણે ફરીથી કહ્યુ 'જેવી રીતે હું તમને ચાહું છું તેવી રીતે તમે મને ચાહતા હોં તો...' બસ હવે બાકી શું રહ્યું? સુંદરરાયનો દિવસ ફરી ગયો! તેણે કેસરને પોતાના તરફ ખેંચી અને ચુંબન કરતાં બોલ્યો; વારૂ ત્યારે જેમ તુ મને ચાહે છે તેમ હું પણ તને ચાહું છું તારે જોઇએ તે લઇ લે ? 'કેસર એકદમ તેના હાથમાંથી છટકી ગઇ અને તીજોરીમાંથી નોટોનાં પડીકાં ઉપાડીને પોતાના ઝબાની એક કોથળીમાં સેરવી દીધાં અને કેટલીક ગીની પણ તેમાંથી તેણે ઉપાડી, કોથળી ગીની અને નોટોથી છલકાઇ ગઇ ત્યારે તેણે કહ્યું. બસ હવે હું નિર્ભય થઇ, આજે રાત્રે દશ વાગે ગાડી લઇને ફાટક પાસે ઉભા રહેજો ત્યાંથી એક માણુસ તમોને મારા મકાન પર લઇ આવશે આવતી કાલે પ્હો ફાટનાં પહેલાં આપણે કરાંચી છોડી જઇશું હવે આપણે પરસ્પર પવિત્ર ગાંઠથી હમેશને માટે બંધાઇ ચુકયાં છીએ, અને યાદ રાખજો કે હું આજથી તમારી છું ! તમારી

પાછળ દિવાની છું ?' એમ બોલી તેણે પીઠ ફેરવી, સુંદરરાયે તેણીને જવા દીધી. સુંદરરાયનું મગજ તદ્દન બહેર મારી ગયું હતું, પ્યારથી તે એટલો તો આંધળો બની ગયો હતો કે આવેશમાં ને આવેશમાં કેવું ભુંડું કામ કર્યું તેનો તેને લગારે વિચાર આવ્યો નહિ. બદમાશ કેશરે તેના લોહીમાં ખરાબ કામ કરવારૂપી ઝેરનું ટીપું નાંખી દીધું, ગુન્હાનો પશ્ચાતાપ કરવાને બદલે તે તો ખુશી થયો. બરાબર દશ વાગે તે ફાટક પાસે જઇ પહોંચ્યો ત્યાં એક માણસ ઉભેલો હતો તેણે કેસરનું ઘર બતાવતાં કહ્યું કે 'બાઇ સાહેબ આપની રાહ જોતાં ઉપર બેઠાં છે, માટે આપ ત્યાં પધારો ! આ સાંભળી સુંદરરાયના મનમાં અનેક જાતની શંકાઓ થવા લાગી તો પણ હિંમત પકડી દાદરો ચડવા લાગ્યો. આ વખતે કેસર રતિલાલ સાથે પલંગ પર બેઠેલી હતી. તેઓ મોટેથી હસતાં હતાં અને તેના હસવાનો અવાજ આબાદ સુંદરરાયના કાન ઉપર અથડાતો હતો. તે દાદર ઉપર થોભ્યો અને ઉપર શું થાય છે તે ધ્યાન પુર્વક સાંભળવા લાગ્યો. પરંતુ એક ઘંટીના અવાજ શિવાય બીજું કશું સાંભળી શક્યો નહિ ઘંટીનો અવાજ સાંભળી કેસરે રતિલાલને કહ્યું. 'સુંદરરાય આવેલો જણાય છે તમે બાજુના ઓરડામાં ચાલ્યા જાઓ કારણ કે તમારો અને એનો રૂબરૂ ભેટો થાય એ ઠીક નહિ.'

રતિલાલને તે વ્યાજબી લાગ્યું તે કાંઇ પણ આનાકાની નહિ કરતાં બાજુના ઓરડામાં ચાલ્યો ગયો. થોડીજ વારમાં સુંદરરાય ઉપર આવ્યો, તે જેવો ઓરડાની અંદર દાખલ થયો તેવોજ કેસરે પ્રશ્ન કર્યો. ભલે પધાર્યા ! કેમ શા કારણથી પધારવું થયું છે ?'

આવા આદર સત્કારથી ખરેખર સુંદરરાયની આંખ ઉઘડવી જોઇતી હતી ! પણ ના એ કામાંધ બિલકુલ સમજ્યોજ નહિ, તે પોતાના આવવાનો ખુલાસો આપવા જતો હતો એટલામાંજ કેસર બોલી ઉઠી આપ મને લઇને નાશી જવા માટે પધાર્યા છો ખરૂં કે નહિ ? પણ એ મિથ્યા આશાને દુર કરો. સાહેબ ! આપના ચહેરા સામું તો જુઓ અને પછી વિચાર કરો કે મારા જેવી સુર્યને ઝાંખવે એવી જેની ખુબસુરતી છે તે આપ જેવા માણસ સાથે પ્યારમાં પડે ખરી કે ? હું ખાત્રીથી કહું છું કે પેલી નાની રકમ જે તમે મને આપી છે તે તો તમે મને ચુંબન કર્યું તેની અર્ધી કીંમત પણ નથી? હવે તમે જે કાંઇ કહેશો અથવા કરશો તે સામે મારે કેવી રીતે બચાવ કરવો તેનાં બારાં મેં શોધી કાઢયાં છે? હવે સાહેબ સલામ, ! પધારો ! અગર ન પધારો તો હું અહીંથી જતી રહું ! સુંદરરાયે આવા જવાબની બિલકુલ આશા રાખી નહોતી. હવેજ તેને ખરી હકીકત સમજાઇ પોતે કેવા ગંભિર પ્રકારનો ગુન્હો કર્યો છે તેનું તેને ભાન થયું; તેનાં માઠાં પરિણામ તેની આંખ સામે તરી રહયાં. અંતઃકરણમાંથી ઝણઝણાટ કરતો ગેબી અવાજ નીકળ્યો, " હાય ! મેં મારા માલિકને દગો દીધો ! હું મરદ થઇ એક નીચ નારીના ફંદમાં ફસાયો ! મેં મારી જીંદગી ધુળ કરી ! એટલુંજ નહિ પરંતુ બિચારી મુક્તાની જીંદગીને પણ દુઃખમાં નાંખી ! ખરેખર ! હું ઠગાયો ! એ રીતે પશ્ચાતાપ કરતો ત્યાંજ સ્થંભી ગયો. સુંદરરાયના મનમાં શા તર્ક વિતર્ક ચાલે છે. તેની અટકળ બાંધીને કેસરે ધીમેથી કહ્યું; સુંદરરાય ? બીજું કાંઇ પણ કરવાનું માંડી વાળજો, કારણ કે મેં જે તજવીજ કરી છે તેમાં આખરે તમારેજ ફસાવું પડશે. પોલીસ અમોને કાંઇ કરી શકવાની નથી અને તમને

કાંઇ પણ ચોકકસ પુરાવો મળી શકે તેમ નથી જો પરિણામનો વિચાર કર્યા શિવાય કાંઇ પણ પગલાં ભરશો તો તમે પોતેજ ફસાશો માટે જો તમારી જીંદગી તમને પ્રિય હોય તો હું તમને શીખામણના બે બોલ કહું તે ધ્યાન પુર્વક સાંભળો તમારે હવે કરાચીમાં રહેવું જોખમ ભરેલું છે આણંદલાલને તમે કાંઇ જવાબ આપી શકો તેવું રહ્યું નથી માટે મારી સલાહ માનો તો ૭ પાંચ ગણી જાઓ હજી વખત છે. ટ્રેન તમને મળી શકશે પણ સુંદરરાયને તેણીની સલાહ રૂચી નહિ તે એકદમ બોલી ઉઠ્યો, ના ! ના ! હવે મરવા શિવાય મારો છુટકોજ નથી ? પોલીસમાં કે એવી બીજી કોઇ જગાએ ખબર આપવાની પણ મારે જરૂર નથી ? હવે તો હું મારૂં લોહી તામારા પરજ રેડીશ. ? એમ બોલી તે કેસર અને તેના નોકરની ઠઠ્ઠા મશ્કરી વચ્ચે ત્યાંથી ચાલતો થયો. બહાર નીકળ્યા પછી સુંદરરાયને એકવાર આત્મઘાત કરવાનો વિચાર થઇ આવ્યો, પરંતુ બીજીજ પળે તેનો એ વિચાર બદલી ગયો. આણંદલાલની પાસે સઘળી હકીકત કહેવાનો તેણે નિશ્ચય કર્યો તે પરબારો આણંદલાલ પાસે ગયો અને આણંદલાલના પગ પકડી રડી પડયો આણંદલાલ સુંદરરાયની આ સ્થિતિથી આશ્ચર્ય પામ્યો અને બોલ્યો 'સુંદરરાય? આજે તને આ શું થયું છે? આટલો બધો ગભરાય છે કેમ ?'

'સાહેબ? હું ફરીને પણ ફસાયો, કોઇ બદમાશે મને લુંટી લીધો?'

'હે? વળી શું થયું છે ? એવા કોણ બદમાસો તારી પાછળ પડયા છે ?'

'સાહેબ એજ હું જાણતો નથી, આજે સાંજના હું જ્યારે હિસાબ કરતો મારા ઓરડામાં બેઠો હતો એટલામાં ત્રણ ચાર પુરૂષો મારા ઓરડામાં દાખલ થયા હું તેને કાંઇ પણ પ્રશ્ન કરૂં તે પહેલાં તેમાંના એકે મારા મોઢા પર ડુચો મારી દીધો અને બીજાએ મને કાંઇ દવા સુંઘાડી તરત હું બેશુધ્ધ થઇ ગયો પછી શું થયું તે મારા ખ્યાલમાં નથી પરંતુ જ્યારે હું શુધ્ધિમાં આવ્યો ત્યારે તીજોરી ખુલી પડેલી દીઠી અને તેમાંથી તમામ રોકડ નાણું એ બદમાશો લઇ ગયા હોય એમ જણાયું. કારણ કે તીજોરી ખાલી પડેલી હતી' સુંદરરાય શરમને લીધે સરાસર જુઠું બોલ્યો! જયારે અનિષ્ટ થવાનું હોય છે ત્યારે વિચારો પણ તેવાજ કનિષ્ટ આવે છે. જો સુંદરરાયે ખરેખરૂં કહ્યું હોત તો તરતમાંજ તે સઘળી મિલકત મેળવી શકત પરંતુ ભાવિ સઘળું ભુલાવે છે! તેને એક તો પોતાની એ કહાણી કહેતાં શરમ આવી અને બીજું કેસરે તેને ડરાવેલો હતો. કેસરની સામે થવાનો એક પણ પુરાવો તેની પાસે નહોતો એટલે તેણે આ સઘળું બનાવટી કરવું પડયું પરંતુ આમ કરવાથી સુદરરાયે પોતાના પગમાંજ કુવાડી મારી હતી અને હાથે કરીને સંકટ પોતાને માથે વહોરી લીધું હતું. એ બિચારો કયાંથી જાણે? આણંદલાલનો સુંદરરાય પર સંપુર્ણ વિશ્વાસ હતો એટલે તેણે સુંદરરાયનું કહેવું ખરૂંજ માન્યું. તેણે તરતજ ટેલીફોન કરી હરિસિંહ ડીટેકિટવને ત્યાં બોલાવ્યો. થોડીજવારમાં તે ત્યાં આવી પહોંચ્યો. આણંદલાલે તેને સઘળી હકીકતથી વાકેફ કર્યો હરિસિંહને પહેલાં તો સુંદરરાયના પર શક ગયો, પરંતુ તેનો નિર્દોષ ચહેરો જોતાંજ એ ચાલાક ડીટેકિટવ સમજી ગયો કે તે કોઇ બદમાશોનો ભોગ

૧૫

થઇ પડયો છે. તેણે સુંદરરાયને કેટલાક સવાલો પુછ્યા, પરંતુ જે હકીકત સુંદરરાયે આણંદલાલને કહી હતી તેના શિવાય કાંઇ પણ તે વધારે મેળવી શકયો નહિ. હરિસિંહ સઘળું પોતાની નોંધપોથીમાં નોંધી લઇ બીજે દિવસે મળવાનું કહી ચાલ્યો ગયો મહાદેવ જે અત્યાર સુધી સઘળું જોયા કરતો હતો તે ત્યાંથી જવાનો લાગ શોધતો હતો એટલામાં આણંદલાલ અને સુંદરરાય ઉઠયા, અને તીજોરીવાળા ઓરડામાં ગયા. મહાદેવ ત્યાંથી દોડતો કેસર પાસે ગયો.

અહા ! ભોળા હૃદયના મનુષ્યોને ભમાવવા માટે ધુર્ત મનુષ્યો કેવી કેવી પ્રપંચ જાળો ગોઠવે છે ! અને મારી બેવકુફીની વાત મારા વડીલો અથવા માલિક પાસે કેમ થઇ શકે ! એવી મિથ્યા શંકાને સ્થાન આપી સુંદરરાય જેવા ભોળા મનુષ્યો એવા બદમાસોના કાવત્રાંના કેવાં ભોગ થઇ પડે છે ? એ સઘળું આપણને આગળ જતાં જણાશે.

---

## પ્રકરણ ૧૫ મું.

### ચંડાળ—ચોકડી.

સુંદરરાયના ચાલી જવા પછી કેટલીક વારે રતિલાલ બહાર આવ્યો અને બોલ્યો; "કેસર ? તું પણ અમારાથી ઉતરે તેવી નથી: તેં પણ ખુબ રંગ જમાવ્યો છે ! પણ કેસર ? સુંદરરાય માટે આપણી ગોઠવણ તો કાંઇ જુદીજ હતી ! અને આ તો કાંઇ ઉલટુંજ થયું છે !"

"એનો જેવો સમય તેવું વર્તન! જ્યારે મેં જોયું કે સુંદરરાય મારી સુંદરતામાં મોહ પામ્યો છે. ત્યારે તેનો કાંઇ બદલો આપવોજ જોઇએ. એમ ધારી મેં મારો રંગ જમાવ્યો!" એમ કહી કેસરે પોતે સુંદરરાયને અહીં કેવી રીતે બોલાવ્યો હતો અને તેની પાસેથી કેવી રીતે પૈસા કઢાવ્યા એ સર્વ ટુંકમાં સમજાવી દીધું.

"આખરે સ્ત્રીની બુદ્ધિ પાનીએ એ કહેવતને તેં ખરી પાડી!" રતિલાલે સહજ ગુસ્સામાં કહ્યું.

"કેમ આમાં શું ખોટું થયું છે?"

"તારી નજરમાં તો કાંઇ ખોટું નથી! પરંતુ હું તો સમજું છું કે આમાં તો તેં હાથે કરીને સઘળાને ફસાવ્યા છે! જો મને પહેલેથીજ ખબર પડી હોત, તો મેં તેને અહીંથી જવા પણ દીધો ન હોત! અહીંજ તેને પુરો કરત! અમારો પહેલેથી ઠરાવ પણ એજ હતો. ખેર! જે થયું તે થયું પરંતુ હવે પછી એવું સાહસ કદી કરતી નહિ! હાં પણ કેસર? લગભગ કેટલી રકમ હશે?"

"આશરે પંદર હજાર!"

"હેં! પંદર હજાર? તેં પણ મરતાં સુધી ખેચ્યુંછે' ના શું! એ સઘળી નોટોજ છે કે?"

"ચારસો પાંચસો ગીની સિવાય સઘળી નોટોજ છે!" કેસરે કહ્યું.

"ગીનીને માટે કાંઇ હરકત નથી. પરંતુ નોટોજ આપણા ભયનું કારણ છે! નોટોના નંબર જાહેરમાં આવ્યા પછી પોલીસો તેની તપાસ કરતાજ રહેશે, કરન્સી અને બેંકોમાં એ નોટોના નંબર નોંધાશે:—

" નોંધાશે શું ? નોધાયા ! અને કામ પણ પેલા ડિટેક્ટિવ હરિસિંહના હાથમાં સોંપાયું ! દોડતા અને હાંફતાં આવતા મહાદેવે રતિલાલના વાક્યને પુરૂં કર્યું. અને આણંદલાલને ત્યાં બનેલી સર્વ હકીકત સવિસ્તર સમજાવી.

હરિસિંહનું નામ સાંભળતાંજ કેસર ચમકી, કંપિ, ભયભિત થઇ ગઇ, હરિસિંહ કરાંચીમાં એક પ્રખ્યાત ડિટેક્ટિવ હતો તેના હાથમાં ગયેલા કેસનો પતો નહિ મળ્યો. એવું અત્યાર સુધી બન્યુંજ નહોતું: એ કેસર સારી રીતે જાણતી હતી, એથી તેણીને ઘણો ભય લાગ્યો. તેણી મહાદેવને કાંઇ પણ સવાલ પુછે તે પહેલાંજ રતિલાલે તેણીને કહ્યું; " જોયું ? તું તો ધારતી હતી કે સુંદરરાય નાશી જશે ! પણ આતો ઉલટું થયું ! "

ત્યારે હવે આપણે શું કરીશું ! આ મિલકતને ક્યાં છુપાવીશું ? કેસરે કંપિત સ્વરે કહ્યું.

" મારી સલાહ પ્રમાણે હાલ તો એ સઘળું તમારા ઘરમાંજ રાખો, અને પ્રસંગ આવતાં, આપણે તેનો રસ્તો કરીશું. " મહાદેવને કાંઇ વિચાર આવતાં તેણે રતિલાલને ઉદ્દેશીને કહ્યું.

રતિલાલે કેટલોક સમય એ સબંધી વિચાર કર્યો આખરે તેને પણ મહાદેવની સલાહ યોગ્ય લાગી, અને તે સઘળું પોતાના ઘરમાં રાખવા કબુલ થયો. વળી કાંઇ શંકા થવાથી તેણે મહાદેવને પ્રશ્ન કર્યો; મહાદેવ ? હાલ તો એ સઘળું મારા ઘરમાં રાખીશ ! પણ પાછળથી આપણે તેનું શું કરીશું ? "

" તેનો મેં રસ્તામાંજ વિચાર કરી લીધો છે, તમે જુઓ તો ખરા ! એ ચોરીનું તહોમત આપણે સુંદરરાય ઉપરજ ઢોળી પાડ્યું છે ! "

" પણ એ કેમ બને, એ તો ઘણું મુશ્કેલ છે ! "

" અરે ! મુશ્કેલ કાંઇ નથી ! સુંદરરાયની સાથે તમારે સારી ઓળખાણ છે કરાંચીમાં આવ્યા પછી તમો એક બીજાને મળેલાજ નથી. એટલે તેને મળવાને બહાને જવું અને મેસમેરીઝમના પ્રયોગથી તેને બેશુદ્ધ બનાવી સઘળી મિલકત તેનાજ ખીસામાં સેરવી દેવી. પણ એ સઘળું આપણે લાચાર બનીએ ત્યારે કરવાનું છે. તે પહેલાં એક બીજો રસ્તો મને સુઝ્યો છે તે એ કે જેવી રીતે સુંદરરાયના પર મેસમેરીઝમ કરી કામ લેવાનું કહું છું તેવીજ રીતે પ્રથમ પેલા કાળીદાસને ફસાવવો અને તેનીજ મારફત એ નોટો વટાવવી એમ કરતાં તે નોટ પકડાય તો કાળીદાસ પર શક જાય. અને આપણે બચીજ જઇએ. હાં, પણ રતિલાલ ? તે પહેલાં બીજી એક બાબત ધ્યાનમાં લેવા જેવી છે ! એમ કહી મહાદેવે ધીમેથી રતિલાલના કાનમાં કાંઇક કહ્યું. શું કહ્યું તે અમારા સાંભળમાં આવ્યું નહિ. પરંતુ રતિલાલને તે રૂચ્યું હોય. એમ જણાયું તે બોલ્યો' " વારૂ એ પણ ઠીક છે. "

" ત્યારે હવે લ્યો ! આ ચાવી અને સામે પડેલા કબાટમાંથી સઘળું કાઢી લઇ તમારી પાસેજ રહેવા દો ! કેસરે પોતાના બોલકાના ખીસામાંથી ચાવી કાઢીને રતિલાલના હાથમાં આપતાં કહ્યું.

રતિલાલે કબાટ ખોલી તેમાંથી નોટો અને ગીનીઓથી ભરેલી થેલી કાઢી પોતાની હેન્ડ બેગમાં છુપાવી દીધી. આ પછી કેટલીક આડી અવળી વાતો કરી આ ચંડાળ ચોકડી જુદી પડી.



# પ્રકરણ ૧૬ મું.

## કાળીદાસ પણ કાવત્રાંનો ભોગ થયો.

ચપળાએ રતિલાલને કુચ્છંદમાંથી છોડાવવા ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ સઘળો નિષ્ફળ ગયો રફ્તે રફ્તે કાળીદાસના જાણવામાં આવી ગયું કે કેસર રતિલાલની પાસેજ છે. પરંતુ રતિલાલ જેવાના હાથથી તેને છોડાવવી એ ઘણું મુશ્કેલ હતું, વળી હાલમાં તેને પૈસાની પણ તંગી હતી. એટલે કેસરનું લખલુટ ખરચ પણ તેનાથી પુરું પડે તેમ નહોતું. રતિલાલને ત્યાં નોકર રહયા પછી તેને નવી આશાને જન્મ આપ્યો હતો કેસર કરતાં ચપળા કાંઇ ઉતરે તેમ નહોતી. હવે તેને ચપળાનેજ હાથ કરવાનો યત્ન કરવા માંડયો. યુવાવસ્થામાં આવેલી અને પિતાના કરપીણ કૃત્યો નિહાળતી, ચપળા જો કે ચપળ હતી, તો પણ કાળીદાસ તેવી સેંકડો સ્ત્રીઓને ફસાવી ચુકેલો તેના કરતાં પણ વધારે ચપળ હતો, તેણે ધીમે ધીમે પોતાની પ્રપંચ જાળ પાથરવા માંડી એકાંત બુરી છે. રતિલાલ તો ભાગ્યેજ ઘેરં આવતો હતો, અને આવતો તો તે પોતાની ડિસ્પેન્સરીનું કામ ખલાસ થયા પછી ચાલ્યો જતો હતો ખાવું પીવું સુવું બેસવું કેસરને ત્યાંજ હતું. આવો અમુલ્ય સમય કાળીદાસ જેવાના હાથમાં આવે તે કેમ ગુમાવે! ચપળાની કાંઇક આશા મોતીલાલમાં હતી, પરંતુ જ્યારથી તેણે ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ જવાબ આપ્યો ત્યારથી તેણી દિલગીર રહેતી હતી. જો કે મોતીલાલને મેળવી આપવા માટે રતિલાલે લાંબી આશા આપી હતી અને તેણીને ખાત્રી

હતી કે રતિલાલ તેમ કરી શકશે, છતાં પણ તે આશા મૃગજળવત હતી, એમ તેણી માનતી હતી. કાળીદાસ સાથે તે હસીને વાત કરતી અને કોઇ કોઇ વખતે નિર્લજ ચેષ્ટાઓ પણ કરતી ટુંક સમયમાંજ કાળીદાસે તેને એવી તો વશ કરી લીધી કે તેણીને કાળીદાસ વગર એક ઘડી પણ છુટા રહેવું ગમતું નહિ પરંતુ તેણીના સારા ભાગ્યે અદ્યાપિ તેનું કુમારીત્વ નષ્ટ થયું નહોતું કારણ કે તેવો પ્રસંગ હજુ પ્રાપ્ત થયો નહોતે. તેવો પ્રસંગ લાવવાની તેની ઇચ્છા પણ નહોતી એક દિવસે જ્યારે તે બન્ને કામકાજથી પરવારી બેઠાં હતાં તે વખતે કાળીદાસે ચપળાને ઉદ્દેશીને કહ્યું. " ચપળા ? તમારા પીતા તો એશઆરામમાં રહી તમારા સુખનું સત્યાનાશ વાળે છે. તમારાં લગ્ન સબંધી તેઓ કાંઇ પણ તજવીજ કરતા નથી. તમારી ખીલતી જુવાની આ રીતે કરમાય એ તમારાથી કેમ સહન થાય છે? તમારા પર મને ઘણીજ દયા આવે છે. તમારા ગુણો મારી નજર પાસેથી ખસતાજ નથી. અને ઇશ્વરે તમારામાં એવી ખુબીઓ મુકી છે કે જેથી મારૂં મન તમને મારા પોતાનાં કરવા લલચાય છે. પરંતુ..." હજુ તો તે આગળ બોલવા જતો હતો પરંતુ તેને અટકાવીને ચપળાએ વચ્ચમાંજ કહ્યું.

" કાળીદાસ ? તમો આવી જાતની માગણી કરી બેશક મને માન આપો છો, તો પણ મારે કહેવું જોઇએ કે હું મારૂં દીલ કૈયારનું બીજાને આપી ચુકી છું--હું પરાધીન છું ? "

" કોને ચિત આપી ચુકયા છો ? "

" મોતીલાલને ? "

"મોતીલાલ ? આણંદલાલના ભાઇ, એજ મોતીલાલ ! અરે ? ઘેલી ચપળા તારી ભુલ થાય છે એતો મુક્તા સાથે જોડાઇ ગયો છે એ તારા ધ્યાનમાં નહિ હોય એથી એમ કહે છે ?"

"હા, કાળીદાસ ? એ સઘળું મારા જાણવામાં છે. તો પણ કાંઇક આશા મને મળી છે. અને એથીજ હું કાંઇ પણ કહી શકતી નથી!"

"તમારી એ આશા મૃગજળવત છે ?"

"એ તો હું પણ સમજું છું જો કદાચ એ આશામાં હું નિષ્ફળ થઇ તો હું તમોને વચન આપું છું કે........

"બસ ચપળા ? તારા એટલા શબ્દોજ બસ છે હું એજ ઇચ્છું છું લુચ્ચાઇ કરવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી!

વાત અહીંજ અટકી કારણ કે એટલામાં કોઇએ બારણાં ઠોકયાં. ચપળા બારણા ઉઘાડવા દોડી અને કાળીદાસ ડિસ્પેન્સરીમાં કામે વળગ્યો. બારણું ઉઘડતાંજ રતિલાલ અંદર દાખલ થયો. અને સીધો પોતાના પ્રાઇવેટ રૂમમાં ગયો. ચપળા પણ તેની પાછળ ગઇ.

રતિલાલે ચપળાને એક કાગળનું બંડલ અને એક નાની થેલી આપ્યાં. તે ચપળાએ પોતાની ખાનગી તીજોરીમાં સંભાળથી મુકયા. સુગ્ન વાંચકો સમજી ગયા હશે કે તે સુંદરરાય પાસેથી કેસરે મેળવેલી મિલકત હતી પિતા પુત્રી વચ્ચે કેટલીક વાતચીત થઇ શું વાતચીત થઇ તે કાંઇ સમજાયું નહિ "પરંતુ તેનો બંદોબસ્ત હું કરીશ." એવા શબ્દો વાતને અંતે ચપળાના મુખમાંથી નીકળ્યા તે કાંઇ ખુશી થએલી જણાઇ પૈસાને ઠેકાણે પાડયા પછી તેણી કાળીદાસ પાસે ડિસ્પેન્સરીમાં ગઇ અને પોતાને કામે વળગી

આ બધો વખત કાળીદાસ પોતાનો હિસાબ લખવામાં રોકાયો હતો તે વેળા એકાએક નીચેના શબ્દો તેના કાને પડયા.

" મહાદેવ ! તારે તારા શબ્દો માટે પસ્તાવું પડશે, તારી ઇર્ષાને તૃપ્ત કરવા માટે જો તું આવા નીચ ઉપાયો કામે લગાડીશ ? તો યાદ રાખજે કે તારે ઝેરના ઘુંટડા પીવાનો વખત આવશે ? "

" સાહેબ, ! એ હું તમારી લાંબી ટુંકી કાંઇ ન સમજું મને તો રૂપિઆ પાંચસો આપો એટલે બસ !

" નીચ ? આ વખતે તો હું તને પાંચસો રૂપિયા આપું છું. ? પરંતુ ફરીને જો મારા મકાન પર પગ દીધો તો યાદ રાખજે કે મારા જેવો કોઇ લુચ્ચો નથી ? હવે એ તારી રાંડની પણ શી વલે કરૂં છું તે પણ તું જોજે ? "

" અરે, ? તમે શું કરવાના હતા ? તમારા જેવા તો કઇક એ હાથણીના પગ તળે ચગદાઇ ગયા છે. તમે તે તેના શું હિસાબમાં છો ?

" ચુપ કર બદમાશ ? તારી કેસરના કેસ પકડીને ભર બજારમાં ન ઘસડું તો મારૂં નામ રતિલાલ નહિ. ? "

" અને તમારી પણ તેવીજ સ્થિતિ ન કરૂં તો મારૂં નામ મહાદેવ નહિ ? ભલે તમારાથી થાય તે કરજો ? પહેલાં મને પાંચશો રૂપિઆ આપી દો ? "

" આપું છું ! પાપી. એ તો શું કરૂં કે ફસાઇ ગયો ! નહિ તો અત્યારેજ તારી શી દશા થઇ હોત તે તું પણ જાણત ? ચપળા ? " રતિલાલે ચપળાને બુમ પાડી.

ચપળા જે ડીસ્પેન્સરીમાં કામ કરતી હતી અને જેણે પહેલાં-થીજ એવી વકી રાખી હથી, તે એકદમ અંદર દોડી ગઇ. કાળીદાસ તો આ વાતો સાંભળીને ચકિતજ પઇ ગયો. તેણે મહાદેવનો અવાજ બરાબર ઓળખ્યો, પરંતુ તે કયારે અને કેવી રીતે અંદર દાખલ થયો એ જાણી શકયો નહિ. ચાલેલી વાતો પરથી તે સમજ્યો કે આજે કાંઇ તેઓ વચ્ચે જબરી તકરાર થએલી છે. કેસરે રતિલાલને ફસાવ્યો છે પણ ખરૂ કારણ તો જુદુંજ હતું. મહાદેવની યુકિતનુંજ એ પરિ-ણામ હતું.

આપણે આગળ વાંચી ગયા તેમ પેલી નોટો કાળીદાસને હાથે વટાવવાના હેતુથીજ મહાદેવે પાંચસો રૂપિઆની માગણી કરી હતી.

કેટલીક વારે ચપળા કાળીદાસ પાસે આવી અને બોલી કાળીદાસ? જો તમારી પાસે રૂપિઆ પાંચસો હોય તો લાવી આપોને? પેલા નીચ મહાદેવને આપવાના છે. આજે કાંઇક જબરી તકરાર થઇ હોય એમ જણાય છે. પણ એ સબંધી આપણે પ્રસંગ આવતાં વાત કરીશું, હાલ તો એ પાપીઆને અહીંથી કાઢવાની જરૂર છે. મારી પાસે પૈસા તો છે પણ હજારની નોટ છે. અને જો તે મારા પિતાને આપું છું તો તે લુચ્ચો મહાદેવ હજારને ગળે પડે તેવો છે. માટે જો તમારી પાસે હોય તો લાવી આપો પાછળથી હું તમોને તરતમાંજ આપુ છું બની શકે તો સો સોનીજ નોટો લાવજો. કારણ મારો વિચાર તેને પુરા પાંચસો આપવાનો નથી. આ સઘળું ચપળાએ એવા કટાક્ષમાં કહ્યું કે કાળીદાસ તો બિચારો પાણી પાણી થઇ ગયો. પણ તેને કાંઇ વિચાર આવતાં તે બોલ્યો. ' મારી પાસે રૂપીઆ તો છે, પણ તે બેકમાં છે? '

"શું પાંચસો રૂપીઆ પણ પાસે રાખતા નથી કે?"

"સબર હું તપાસ કરૂં ઘરમાં હોય તેટલા લાવી આપું પણ બધી નોટો સો સોની ન હોય અને થોડી દશ દશની હશે તો ચાલશે ના?"

"અરે! હા હા. બધુંએ ચાલશે, તમો જલદી લાવોની!"

કાળીદાસ ગયો. અને થોડીજ વારમાં તે પાછો આવ્યો અને તેણે પાંચસો રૂપીઆ ચપળાના હાથમાં આપ્યા. ચપળા તે લઈને અંદર ચાલી ગઇ કેટલીકવારે મહાદેવ બહાર નીકળ્યો. આ વખતે કાળીદાસ એકલોજ હતો તેથી તેણે કાળીદાસને ઇશારત કરી પાસે બોલાવ્યો અને કહ્યું કે "આજે તમે મને ફાટક પાસે પાંચ વાગે મળજો. મારે તમારૂં કામ છે" કાળીદાસ તો ખુશી ખુશી થઇ ગયો. ગએલો શિકાર ફરી હાથ આવવાની આશામાં તે એકનું બીજું કરી ગયો. દવાને બદલે પાણીથી બાટલા ભરી મુકયા. જે દવાનું તે મિશ્રણ કરતો હતો તેનાથી પોઇઝનની શીશી દુર પડેલી હતી. નહિ તો મિશ્રણમાં પોઇઝન નાંખી દેત. મહાદેવ ચાલ્યો ગયો અને ચંપળા બહાર આવી. તેના એક હાથમાં નોટોનું બંડલ હતું અને બીજા હાથમાં એક પોકેટ બુક હતી તેણી કાળીદાસ પાસે ગઇ અને નોટોનું બંડલ કાળીદાસને આપ્યું. એટલામાં રતિલાલ ડીસ્પેન્સરીમાં આવ્યો અને કાળીદાસને સવાલ કર્યો. "કેમ કાળીદાસ? તમારા પૈસા મળી ગયા.?"

"જી હા, હમણાંજ ચપળાએ મને આપ્યા? શું કાંઇ ઉતાવળ હતી?"

"ના, ઉતાવળ તો નહિ પરંતુ જ્યારે નોટ વટાવી તો પછી શામાટે રાખવા? વારૂ હવે સંભાળજો હું બહાર જાઉંછું પેલો નીચ

મહાદેવ આવે તો લાત મારીને બહાર કાઢજે," એમ કહેતાં રતિલાલ બહાર નીકળ્યો. ખરૂં જોતાં તે બહાર ગયો નહિ ફરીને પાછળને બારણેથી તે ઘરમાં દાખલ થયો અને કાળીદાસની નજર ન પડે એવી રીતે ઉભો રહી તેના સામું એકી ટસે જોઇ રહયો. થોડીજ વારમાં કાળીદાસની આંખો ઘેરાવા લાગી. તે બેશુદ્ધ બની ગયો. ચપળા તેની પાસે ગઇ, બરાબર તપાસ્યો તે બેશુદ્ધ જણાયો. તરતજ તેણે તેના ખીસામાંથી પેલું નોટોનું બંડલ કાઢી તેને બદલે તેવુંજ બીજું બંડલ સેરવી દીધું. જે વખતે કાળીદાસ શુધ્ધિમાં આવ્યો તે વખતે ચપળા દરદીઓને તપાસતી હતી. પોતાને અચાનક નિદ્રા આવી ગઇ તેથી તે શરમાયો. "કેમ! કાળીદાસ! રાત્રિના નિંદ્રા કાંઇ ઓછી કરો છો કે?" ચપળાએ મજાક કરતાં કહયું.

કાળીદાસ ચુપ રહયો. દરદીઓને દવા આપવા વિગેરેનું કામ કાળીદાસના હાથથીજ થતું હતું તેથી જ્યાં સુધી ડીસ્પેન્સરીનો ટાઇમ હોય ત્યાં સુધી તેનાથી બહાર જઇ શકાતું નહિ. તેણે પોતાના ખીસ્સાં તપાસ્યાં, નોટોનું બંડલ હજુ જેમનું તેમ, પડેલું હતું, ટાઇમ ખલાસ થયા પછી કાળીદાસ ઘેર ગયો બીજે દિવસે સવારમાં તે જ્યારે ઉઠયો ત્યારે તેને માલુમ પડયું કે પાડોશીના ઘરમાંથી રાત્રે કોઇ બે હજારનો માલ ચોરી ગયું છે. આથી કાળીદાસને ભય લાગ્યો. અને તેની પાસે જે કાંઇ પૈસા હતા તે સઘળા બેંકમાં રાખી આવવાનો નિશ્ચય કર્યો અને બેંકમાં ગયો પરંતુ અફસોસ? જેવી તેણે સઘળી નોટો કેશીયરના હાથમાં આપી તેવીજ કેશીયરે પોલીસને બુમ પાડી. પોલીસ આવ્યો તેને કાળીદાસ સામે આંગળી બતાવીને કહયું કે આણંદલાલ શેઠની નોટોનો ચોર આ રહયો! પોલીસે તરતજ તેના હાથમાં હાથકડી નાંખી

દીધી. અને નોટોનાં બંડલ સાથે કાળીદાસને તે પોલીસગેટ પર લઇ ગયો. આ સઘળું કેમ બન્યું ! તે એના સમજવામાં આવ્યું નહિ.

આણંદલાલની નોટો પકડાઇ છે. અને મુદ્દામાલ સાથે એક માણસને પણ પોલીસે પકડયો છે. એવું હરિસિંહના જાણવામાં આવતાં તે પણ ત્યાં આવ્યો. નોટોનાં નંબર તેણે મેળવી જોયાં. હરિસિંહે તેને ઉલટ પાલટ ઘણા સવાલો પુછયા પરંતુ તે બિચારો શું જવાબ આપે. તેને તો માત્ર એટલુંજ કહ્યું કે આ નોટો મારી પાસે શી રીતે અને કયાંથી આવી એ હું બિલકુલ જાણતો નથી. હરિસિંહે તેના ઘરની જડતી લીધી. પરંતુ કાંઇ મળ્યું નહિ હરિસિંહ મુઝાયો તે અનેક વિચાર તરંગોમાં ડુબી ગયો. તેને કાંઇ પુખ્ત વિચાર કરી તપાસ ચાલે ત્યાં સુધી કાળીદાસને પરહેજ કરવાનો હુકમ આપ્યો. અને પોતે તેને લગતી બીજી તપાસ માટે ચાલ્યો ગયો. કાળીદાસને બિચારાને જેલ જાત્રા કરવા જવું પડ્યું. આ બાબતની રતિલાલને ખબર પડતાં હવે પછી કયો રસ્તો લેવો તેનો તેણે પોતાના મનમાંજ નિશ્ચય કરી લીધો.

---

# પ્રકરણ ૧૭ મું.

## રતિલાલનો પ્રપંચ.

આજે શિવરાત્રીનો મહોત્સવ છે. શહેરમાં અતિષય ધામધુમ મચી રહી છે. હવાબંદર પર આવેલા રત્નેશ્વર મહાદેવના દિવ્ય દેવાલયમાં આજે મેળો ભરાય છે. કેટલાક ભાવિક ભકતો તો આગલાજ દિવસથી

ત્યાં રાતવાસો રહે છે. પ્રાતઃકાળમાં તો સમુદ્રના કિનારા પર અસંખ્ય માણસોની ઠઠ જામી રહે છે. પ્રાતઃકાળથીજ પવિત્ર જનો સમુદ્ર સ્થાન કરી શુધ્ધ થઇ અપવાસના વ્રતને આરંભ કરવા લાગે છે. આસપાસ વાટે ઘાટે બિલીપત્રના ગાંસડા લઇ ભીલ લોકો વિક્રય કરવા મંડી ગયા છે. શંકરના પુજારીઓ ભસ્મ રૂદ્રાક્ષની માળાઓ ચંદનનું લલાટને વિષે વિશાળ ત્રિપુંડ હસ્તને વિશે ગઉમુખી ઇત્યાદિ ધારણ કરી પંચ ધુન્યમાં લિન્ન થઇ ગયા છે. વાડવગણો રૂદ્ર મહાલયમાં રૂદ્રિયો કરવા સાવધ થઇ બેઠેલા છે. ભાવિક જનોથી મંદિર ભરાઇ ગયું છે, રસ્તાઓ પણ સેંકડો ગાડીઓ અને વટેમાગુંઓથી ચિકાર ભરાઇ ગયા છે. પોલીસના માણુસો ઘોડેસ્વારો વગેરે દંગો ફિસાદ અટકાવવા આમ તેમ ફર્યા કરે છે. આવા સમયે એક વિકટોરીયા ત્યાં આવી ઉભી રહી તેમાંથી એક પુરૂષ અને એક બાળિકા ઉતર્યાં હજુ તો તે બહુ દુર ગયાં નહિ એટલામાં એક બીજો પુરૂષ તેની સામે મળ્યો. તે આ બન્ને પુરૂષ અને બાળીકાને જોતાંજ બોલી ઉઠયો. " અહો કોણ રતિલાલ ? "

" અરે, ? આ કોણ, સુંદરરાય ? " એમ કહેતાં તે બન્ને ભેટી પડયા રતિલાલની સાથે આવેલી પેલી બાળિકા તો આ બનાવથી આભિજ બની ગઇ.

વાંચક બંધુને જણાવવાની જરૂર નથી કે તે બાળિકા તે ચપળાજ હતી!

" ચપળા ! હું તને કહેતો હતો તેજ આ સુંદરરાય કાકા ? " રતિલાલે પોતાની પુત્રીને ઉદ્દેશીને કહયું.

' એમ કે ? મને તો સુંદરરાય કાકા કયાંથી ઓળખે ? "

"કેમ ન ઓળખું, બહેન! તું મને ભુલે પણ હું તને કેમ ભુલું? જે વખતે આપણે અહીં આવ્યા ત્યારે તું બાળક હતી. તે સમયનું કદાચ તને સ્મર્ણ નહિ હોય!"

"સ્મરણ કેમ ન હોય? કાકા? મારા પિતા તમારી હમેશાં યાદ આપતા અને કહેતાં કે આપણે જો સુખી જીંદગી ભોગવતા હોઇએ તો તે સુંદરરાય કાકાનોજ પ્રતાપ છે?"

"નહિં બહેન? એ તો તમે મને બનાવો છો.?"

"કેમ. સુંદરરાય? એમાં શું ખોટું છે તમારી કૃપા વડે હું સુખી થયો છું જો તમે મને તમારી સાથે અહીં ન લાવ્યા હોત તો ભાનવગરમાં મારી કંગાળ કરતાં પણ નબળી સ્થિતિ હોત?"

નહિં રતિલાલ? તમારી ભુલ થાય છે. તમારૂં ભાવિજ તમને અહીં લાવ્યું અને પરમાત્માએ તમને સુખી કર્યા, હુ પામર તે શું કરી શકું?"

"એ તો તમો લાયક છો તેથી એમ કહો છો ખરેખરો ઉપકાર તો તમારોજ છે. જો હું ભાવનગરમાં બેસી રહયો હોત, તો પ્રારબ્ધ શું કરવાનું હતું?"

"એ તો પ્રારબ્ધ અને પુરૂષાર્થ બંન્ને સાથે હોય ત્યારેજ તેનાં સારાં ફળ મેળવી શકાય?"

"પણ એ પુરૂષાર્થ કરવાનો રસ્તો બતાવનાર કોણ? તમેજ કોઇ બીજું.?"

"ના તમારા પ્રારબ્ધની પ્રેરણા? ખેર એ વાતને જવા દો આપણે અહીં રસ્તામાં ઉભેલા છીએ, એથી પોલીસો આપણને સતાવશે.

માટે ચાલો મારૂં ઘર અહીં પાસેજ છે. ત્યાં બેસી નિરાંતે વાતો કરીશું. કાઇક દિવસ તો આ સેવકનું ઘર પાવન કરો ?"

" આજે એજ વિચારથી આ તરફ નીકળ્યા હતાં અને અચાનક આપનો મેળાપ થઇ ગયો."

" મોટો ઉપકાર થયો ચાલો."

સુંદરરાયનું ઘર ત્યાંથી બહુ દુર નહોતું તેઓ ત્યાં જઇ પહોંચ્યાં સુંદરરાય તેને સ્નેહપુર્વક પોતાના ઓરડામાં લઇ ગયો અને સઘળો સામાન બતાવ્યો અને પછી દિવાનખામાં બેઠાં થોડી વાર શાંતિ પ્રસરી રહી.

" કાકા ! આણંદલાલ તમને શું પગાર આપે છે ?" આખરે ચપળાએ શાંતિનો ભંગ કરતાં કહયું.

" બહેન ? મને જોઇએ તેટલું આણંદલાલ આપે છે. વળી તેમની મારા પર પુર્ણ કૃપા છે, અહીં રહયા પછી મને બીજો પણ કેટલોક અનુભવ થયો છે વિષ બનાવવાની કૃતિઓ પણ હું જાણું છું "

" એમ કે ? એ વિષ બનાવવાના પ્રયોગો તો આણંદલાલેજ તમને બતાવ્યા હશે ?"

" નહિ ? મેં છુપી રીતે સઘળું જાણી લીધું છે. આણંદલાલના રસાયનવાળા ઓરડામાં જવાનો એક છુપો રસ્તો છે. તેમાંથી હું તે ઓરડામાં દાખલ થતો અને આણંદલાલની ગેરહાજરીમાં તેમના પુસ્તકો વાંચતો"—

" આણંદલાલના ઓરડામાં દાખલ થવાનો છુપો રસ્તો તમે જાણો છો ! રતિલાલે કાંઇક આશ્ચર્યચકિત ભાવે પ્રશ્ન કર્યો.

હા, અને મારી મુકતા પણ એ રસ્તા સારી રીતે જાણે છે? ”

“ હેં! મુકતા. એ રસ્તાઓ જાણે છે;? તેના જાણવામાં એ કયાંથી આવ્યું ? ”

“મુકતા બાળક હતી. ત્યારે તે ઘણું ખરૂં આણંદલાલની પાસેજ રહેતી. આણંદલાલને એકાંતવાસ પ્રસંદ હોવા છતાં, તે મુકતાને બાળક જાણી પોતાની સાથેજ રાખતા. ગુપ્ત સ્થળોમાં તે નિર્ભયતાથી મુકતાને પણ સાથે લઇ જતા વિષ બનાવતી વખતે પણ મુકતા તેની સાથેજ રહેતી, મુકતા બાલ્યાવસ્થાથીજ ચપળ છે; એટલે તેણીએ આણંદલાલની સાથે રહીને ઘણોજ સારો અનુભવ મેળવ્યો છે. મારાં કરતાં પણ તે કાંઇક વધારે જાણે છે. અરે ? કહેવા દોને કે, આણંદલાલે બનાવેલાં તમામ વિષનો ઉપયોગ કેમ થાય છે ? અને તેનું વારણ શું? તે સુદ્ધાં પણ મુકતા જાણે છે ? ”

“અહો ? એ કાંઇ થોડું ન કહેવાય ? મુકતા હજુ પણ આણંદલાલની સાથેજ રહેછે કે ? ”

“ના, તે જ્યારથી સ્કુલમાં જવા લાગી, ત્યારથી મારી સાથે રહે છે નો પણ આણંદલાલનો સ્નેહ તેણીના પર જેવો ને તેવોજ છે ? ”

“તે તો હોવોજ જોઇએ ! સુંદરરાય ? તમે અહી રહીને ઘણોજ સારો અનુભવ મેળવ્યો છે હો ? મુકતાની પણ યાદશકિત કાંઇ ઓછી ન કહેવાય ? ”

હા, મુકતા ચપળ છે, બાલ્યાવસ્થાની યાદ હજુ તેના હૃદયમાં તાજી જ છે. ”

" સુંદરરાય ? આણંદલાલ તો હમણાં ઘરમાંજ હશે ? રતિલાલે વાતનું સ્વરૂપ બદલી નાખ્યું.

" ના ; રત્નેશ્વર મહાદેવના મંદીરમાં ગયા છે. છેક પાછલી રાત્રે તેઓ ઘેરઆવશે." રતિલાલ ? ખરૂં પુછો, તો આણંદલાલના જેવો ભલો માણસ, આખા કરાંચી શહેરમાં નથી ? હું તો તેનો નોકર છું છતાં તેનો મારા પર ભાતૃવત્ સ્નેહ છે ! "

"હશેજ ? એમાં નવાઇ પણ શું છે? તમે તેનું કામ પણ તેવુંજ કરો છો ના ? "

" અરે ? એવું તે અહીં શું કામ છે ? આખો દિવસ ઘરમાંજ બેસી રહું છું ? "

" ઘેર બેસી રહીને પણ તેનુંજ કામ કરો છો ના ? અરે! હા. એક વાત તો હું તમને પુછતાંજ ભુલી ગયો ? સુંદરરાય ? મેં સાંભળ્યું છે કે તમે કોઇ બદમાશોના હાથે ફસાયા છો ? રતિલાલે પોતાના મતલબની વાત કાઢી.

" હા, રતિલાલ ? એ ખરૂં છે પણ તેનો ભેદ કાંઇ જુદોજ છે ? " સુંદરરાય શરમાઇ ગયો ચુપ રહયો.

" કેમ અટકી ગયા, મને જણાવવામાં કાંઇ હરકત છે ? " રતિલાલે સઘળું જાણવાનો પ્રયત્ન કરવા માંડયો.

" નહિ ભાઇ ? તમારાથી છુપાવવા જેવું કાંઇ નથી. તમો મારા મિત્ર છો ? હું તમને મારી કર્મ કથા જરૂર સંભળાવીશ. રતિલાલ ? શું કહું ? હું કોઇ વખતે કુચ્છંદ પડયો નહોતો. મારી બુધ્ધિ ફરી ગઇ

અને એક વખતે એક સ્ત્રીના ફંદામાં હું ફસી ગયો જો કે પાપમાં પડતો તો બચી ગયો છું ? તો પણ તેની પ્રપંચ જાળમાં તો ફસાઇ ગયો છું ? બદમાશોના હાથે ફસાઇ જવાનું તો માત્ર બાનુંજ છે ? ખરી રીતે તો એક રાંડેજ મને દગો દીધો છે ? હું તમને મારાથી થએલી મુર્ખાઇ સવિસ્તર જણાવુ છું. એમ કહી તેણે પોતાના પર વીતેલી અથથી ઇતિ સુધી કહી સંભળાવી.

રતિલાલ ? એ સાંભળી ઘણોજ ખિન્ન થયો હોય એવો ભાવ કરી બોલ્યો; "અહા ? એ રાંડે તો ઘણીજ ક્રુરતા કરી છે ? પણ સુંદરરાય ! એ તમને શું સુઝયું ? મને તો તમારી હકીકત સાંભળી હસવું આવે છે ?" કેમ ?

"કેમ શું ? તમે મને ભાવનગરમાં શિખામણ આપતા હતા ? અને તમેજ અહીં આવીને તેવી કુલટાના ખોટા પ્યારમાં ફસાયા ?" રતિલાલે પોતાની મતલબ સાધવાના હેતુથી મજાક કરતાં કહ્યું.

સુંદરરાય પર ધારેલી અસર થઇ, તે શરમાઇ ગયો અને નીચું જોઇ રહ્યો. રતિલાલ એવાજ સમયની રાહ જોતો હતો. તરતજ તેણે સુંદરરાયના તરફ ટીકી ટીકીને જોવા માંડયું, થોડીજવારમાં સુંદરરાયની આંખો ઘેરાવા માંડી અને બે ચાર મીનીટમાં તો તે બેશુદ્ધ થઇ જમીન પર ઢળી પડયો. ચપળાએ આસપાસ તપાસ કીધી. સઘળું શાંન્ત હતું તે રતિલાલ પાસે ગઇ, અને બોલી; અહીં આપણને કાંઇ ભય જેવું નથી. પણ જુઓ ? પહેલાં આપણે આણંદલાલના ગુપ્ત સ્થળો જાણી લેવાની ઘણી જરૂર છે સુંદરરાયની આવી સ્થિતિમાં

જો આપણે તે જોઇ શકીએ તેમ હોય તો પહેલાં તે જોઇ લઇએ ફરી તે એ સ્થળો જોવા માટે આવો સમય પ્રાપ્ત નહિ થાય ? પછી તમારી મરજી ?

ચપળા ? ઠીક યાદ કર્યું ? તારૂં કહેવું ખરૂં છે ફરીને આવો સમય મળવો મુશ્કેલ છે. આવી સ્થિતિમાં પણ તેને તે સ્થળો બતાવવા માટે આપણી સાથે લઇ શકીશું. પહેલું તેજ કામ કરીએ અને પછી આપણે જે કામ માટે આવેલાં છીએ તે કરીશું", એમ કહી તે સુંદરરાય પાસે ગયો અને બોલ્યો ; કેમ સુંદરરાય ? મને આણંદલાલનું મકાન અને તેના ગુપ્ત સ્થળો બતાવી શકશો ?'

' હા ઘણીજ ખુશીથી ? ચાલો ?' એમ કહી તેનામાં ઉઠવાની બિલકુલ શક્તિ નહિ છતાં એકદમ ઉભો થયો અને આગળ ચાલ્યો રતિલાલ અને ચપળા પણ તેની પાછળ ચાલ્યાં, સુંદરરાય આણંદલાલના મકાનમાં સઘળાં ગુપ્ત સ્થળોમાં ફર્યો. રતિલાલ અને ચપળા પણ તેની સાથે રહીને સઘળું અવલોકન કરતાં હતાં. જ્યારે સઘળું ફરી રહ્યાં ત્યારે સુંદરરાય ત્યાંથી તેવીજ સ્થિતિમાં પાછો વળ્યો. અને જે રસ્તેથી પોતે આવ્યો હતો તેજ રસ્તે પાછો પોતાના ઓરડામાં દાખલ થયો. શરીરમાં બીલકુલ ચૈતન્ય હતું નકે એથી તે ઘરમાં દાખલ થતાંજ પછડાઇ પડયો.

સારા ભાગ્યે મુક્તા ઘરમાં નહોતી. રતિલાલે અગાઉથીજ તૈયારીઓ કરી રાખી હતી. ગુલાબને પૈસાની લાલચ આપી મુક્તાને ચોકસ સ્થળમાં લઇ જવાની ભલામણ કરી હતી અને ચપળાએ એવી ગોઠવણ કરી હતી કે મુક્તા ત્યાંથી પાછી ફરેજ નહિ. ગુલાબ મુક્તાને

ફરવા જવાને બહાને રતિલાલે બતાવેલાં સ્થળમાં લઇ ગઇ હતી, અને તેની રતિલાલને પણ ખબર મળી હતી. એટલે મુક્તાની તો તેને બીલકુલ ધાસ્તીજ નહોતી. આણંદલાલ પણ મંદિરમાં હતા. જો કે આણંદલાલનાં ગુપ્ત સ્થળો જોવાનો પ્રસંગ આમ અચાનક પ્રાપ્ત થશે, એમ રતિલાલે બિલકુલ ધાર્યું નહોતું પણ જ્યારે અચાનક આ સમય પ્રાપ્ત થયો ત્યારે તેને જતો કરે તેવો રતિલાલ મુર્ખ નહોતો ? એ સ્થળો જોવાની તેને ઘણા દિવસથી ઇચ્છા હતી. પણ પોતાના સ્વાર્થને અંગે વિસરાઇ ગઇ હતી. તે આજે પાર પડી. તેથી રતિલાલ ઘણોજ ખુશી થયો. ચપળાના આનંદનું તો પુછવુંજ શું ? તેણીએ તો પોતાની આશા ફળીભુત થએલી માની લીધી. જે મુક્તા તેને કંટક સમાન ખુંચતી હતી. અને મોતીલાલના પ્યારમાં આડે આવતી હતી, તે તો ક્યારની સ્વધામ પહોંચી ગઇ હશે અને તેની શોધ કરનાર સુંદરરાય પણ અમારા જવા પછી નાશી જશે, યા આત્મઘાત કરશે, એટલે મોતીલાલ મારોજ છે ? એવા માનસિક વિચાર કરતી ચપળા મનમાંજ મલકાવા લાગી પરંતુ તેણીને ક્યાં ખબર હતી કે મારનાર કરતાં બચાવનાર હજાર હાથવાળો સમર્થ છે ?

સુંદરરાયના મકાનમાં આવ્યા પછી રતિલાલે તીજોરીની ચાવીની તપાસ કરવા માંડી, સુંદરરાયના ખીસામાંથીજ તે મળી આવી તીજોરી ખોલી તેમાં પેલું ચોરાએલું નોટોનું બંડલ સેરવી દીધું અને પાછી તીજોરી બંધ કરી ચાવી જે ખીસામાં હતી. તેમાંજ રાખી દીધી અને બંન્ને બાપ દીકરી પણ ઉંઘવાનો આડંબર કરી પાસેના કોચ પર પડી રહયાં થોડી વારે સુંદરરાય શુધ્ધિમાં આવ્યો. આસપાસ નજર ફેરવી રતિલાલ અને ચપળાને પણ ભર નિંદ્રામાં પડેલાં દીઠાં, અચાનક આ શું થયું ? એવા વિચારમાં તે ત્યાંજ ઉભો રહયો. કેટલીક

વારે રતિલાલ અને ચપળા પણ જાગ્રત થયાં સુંદરરાય સામેજ ઉભેલો હતો. રતિલાલ જાણે ઘણોજ શરમાતો હોય, તેવો ચહેરો કરી બોલ્યો; "માફ કરજો સુંદરરાય ! ગઇ કાલે નાટકમાં ગયો હતો. એટલે રાત્રીના ઉજાગરાને લીધે જરા આંખ મળી ગઇ."

"રતિલાલ હું પણ હમણાંજ ઉઠ્યો; મને પણ તમારી માફક નિંદ્રા આવી ગઇ હતી !"

"એમ કે ? ત્યારે તો તમારા મકાનની ખુલી હવાને લીધે એમ થયું ! વારૂ ? ત્યારે હવે અમે રજા લઇશું. સમય ઘણોજ થઇ ગયો છે. મુક્તા બહેન તો હજુ આવ્યાં નહિ !'

"જરાવાર બેસોને ? તે હમણાંજ આવશે? હું ધારૂંછું કે તેઓ વખતે મેળો જોવા ગયાં હશે નહિ તો આટલી વાર લાગે નહિ ?'

"એમજ થયું હોવું જોઇએ ! કાંઇ નહિ, વળી બીજી વખત મળીશું ?"

"ઠીક છે ત્યારે તમારા જેવા ધંધાર્થીને વધારે વખત રોકવા એ પણ વ્યાજબી નથી ? ઘણું કરીને હુંજ મુક્તા સાથે તમારા ઘેર આવી જઇશ."

"ઓહો ? એમ થાય તો મોટી કૃપા ?"

"પણ કાકા મને તો નથી લાગતું કે તમે અમારે ઘેર આવી શકો ?" ચપળાએ મર્મમાંજ કહ્યું.

"એમ કેમ ? હું જરૂર આવીશ." સુંદરરાયે જવાબ આપ્યો.

"જોઇશું ?" ચપળાએ ફરી પણ તેવાજ ભાવથી કહ્યું.

રતિલાલ ચપળા સાથે બહાર નીકળ્યો. અને બહાર ઉભેલી પોતાની ગાડીમાં બેસી થોડીજ વારમાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.

# પ્રકરણ ૧૮ મું.

## "મુકતા મરણના મુખમાં"

ગુલાબને જેમ રતિલાલે લાલચ આપી ફોડી હતી, તેમ ચપળાએ પણ તેવીજ લાલચથી તેણીને હાથ કરી હતી. ચપળા જાણતી હતી કે જયાં સુધી મુકતા જીવતી છે ત્યાં સુધી મોતીલાલને વશ કરવાની આશા વ્યર્થ છે. એથી તેણે મુકતારૂપ કંટકને પોતાના રસ્તામાંથી દુર કરવા બીજો પ્રપંચ રચ્યો હતો. જે સ્થળમાં મુકતાને લઇ જવા માટે રતિલાલે ગુલાબને સમજાવ્યું હતું; તેજ સ્થળમાં મહાદેવને મોકલી મુકતાનું કાસળ કાઢી નાંખવાનો ચપળાએ નિશ્ચય કર્યો હતો. અને તે મુજબ તેણી ગોઠવણ પણ કરી ચુકી હતી. સુંદરરાય નાશી જશે, મુકતા મરણના મુખમાં છે, એ વિચારોએ ચપળાના હૃદયમાં નવી આશાએ જન્મ લીધો હતો. "બસ ? હવે મોતીલાલ મારો થશે ! હવે હું પૈસાવાળાના ઘરની માલીક થઇશ ? ભાગ્યને કોણ ફેરવી શકે છે ? આણંદલાલનો વૈભવ ભોગવવાનું મારા ભાગ્યમાં હતું, ત્યારેજ આવો સમય અચાનક પ્રાપ્ત થઇ ગયો ? ચાલો ઠીકજ થયું હવે મોતીલાલને વશ કરવામાં વધારે મહેનત નહિ પડે?" આવા માનસિક વિચારો કરતી ચપળા આશા તરંગોમાં ડોલતી હતી.

આશા ? પાપીણી આશા ? શામાટે બિચારી ચપળાને તારી પ્રપંચ જાળમાં સપડાવી વિચાર વમળમાં ગોથાં ખવડાવે છે ? તારી પ્રપંચ જાળમાં સપડાયાથી મનુષ્ય અપાર--અનંત દુઃખી થાયછે ? એમ

કોણુ નહિ કહેશે ? તું મનુષ્યને એક વખત તારા મસ્તક પર ચઢાવી પછી તેને નિરાશાના સમુદ્રમાં ગબડાવી દઇ દુઃખી કરે છે. ! અહા ? આશા ? મનુષ્ય હૃદયમાં હવાઇ કિલ્લા બનાવવા તેના હૃદયમાં સંમ્પતિવાન કુબેર ભંડારી જેવી કલ્પનાઓ ઉડાવવી, અને અલભ્ય લાભની ઇચ્છા કરાવવી. એજ તારૂં કામ છે કે? આશા? તારી છળનામાંથી કોઇ બચી શક્યું નથી તો બિચારી ચપળાનો શું દોષ ? પણુ મનુષ્ય બિચારાં જાણતાં નથી કે, 'આશાયાંમ્ પરમમ્ દુઃખમ્ નિરાશાયાંમ્ પરમમ્ સુખમ્' આશામાંને આશામાં પાપમાં પ્રવર્ત થવું તે કરતાં નિરાશામાં રહી મળેલું હોય તેમાંજ સંતોષ માનવો એજ આ સંસારમાં મનુષ્યોને માટે ઉતમ ફળદાયક છે. આ સંસારમાં કેટલાં માણુસો એવાં છે કે જેમની આશા પુર્ણ થાય છે ? મનુષ્યની આશા પ્રમાણેજ ફળી જાય તો પછી બીજું શુ જોઇએ ? પછી આ સંસારમાં કોઇ દુઃખી, ભુખી, કંગાળ અને રંકજન રહે નહિ ? પરંતુ ઇશ્વર તારી અદભુત લીલા ? અકળ મહાત્મ્ય ? કોણુ જાણી શકે છે ?

ચપળા વિચારમાંને વિચારમાં પોતાના પિતા સાથે ચાલી જતી હતી. એ તો પોતાની આશા ફળીભુત થએલી માનતી હતી. હવે આપણે જોઇએ કે તેની કલ્પના કેટલે અંશે સત્ય હતી.

જ્યારે કોઇ મનુષ્ય કોઇ સ્ત્રીનું સર્વનાશ કરવા ઇચ્છા કરે છે, અને તેને જ્યારે કોઇ સ્ત્રીની મદદ મળે છે, ત્યારે પછી તે કામ સિદ્ધ થવામાં વિલંબ લાગતો નથી. પછી તે ધારવા મુજબ કે તેથી ઉલટું ? એ તો ઇશ્વરના હાથમાં રહે છે. પરંતુ તેઓના પ્રયત્ન કેટલેક અંશે સફળ થાય છે, એ તો નિર્વીવાદ છે ? ગુલાબ જેવાં આણંદલાલના

ઘરની વિશ્વાસુ અને મુકતાની સહી ચપળાના હાથમાં હતી; એટલે તેનું કાર્ય તેની ઇચ્છા મુજબ થાય, તેમાં કાંઇ નવાઇ જેવું નહોતું. મુક્તા ગુલાબની સાથે વારંવાર ફરવા જતી, અને રત્નેશ્વર મહાદેવના મંદિર પાસે મેળો ભરાતો તે સ્થળ વળી પોતાના બંગલાથી બહુ દુર નહોતું એટલે ગુલાબની સલાહથી તેણી મેળામાં ફરવા માટે ગઇ હતી. ગુલાબ તેને ફરતાં ફરતાં છેક સમુદ્રના કિનારા પર લઇ ગઇ. આ દિવસે જેમ મંદિર આગળ મેળો ભરાય છે, તેવીજ રીતે સમુદ્રના કિનારા ઉપર પણ માણસોની ભીડ રહે છે. ગુલાબ મુકતાને તે માણસોની ભીડથી ઘણે દુર લઇ ગઇ.

મુકતા સમુદ્રના ઉછળતાં મહાન મોજાઓ અને તેની આસપાસનો રમ્ય દેખાવ જોવામાં એટલી બધી લિન્ન થઇ ગઇ હતી ! કે તેના પાસામાં ઉભેલી ગુલાબ અત્યારે શું કરી રહી હતી તેનું પણ તેને ભાન નહોતું ! અરે ! જો તેણીએ તે વખતે ધ્યાન પુર્વક જોયું હોત તો જણાઇ આવત કે તેણી તેને સમુદ્રમાં ફેંકી દેવાની વેતરણ કરી રહી હતી ? અરે ? પણ તેણીનો ગુલાબ પર સંપુર્ણ વિશ્વાસ હતો, એટલે તેને એવો વિચારજ કેમ આવે ? તે તો સ્વસ્થ ચિતે સઘળું જોયા કરતી હતી. જ્યારે ગુલાબ તેના મરણની ઘડીઓ ગણી આસપાસ જોઇ રહી હતી. તે કોઇની આવવાની રાહ જોતી હોય એમ જણાતું હતું. દુરથી એક સ્ત્રી શ્વાસ ભેર દોડતી આવતી તેની નજરે પડી; ગુલાબે તેને ઓળખી લીધી. તેના તરફ મુકતાનું ધ્યાન ન ખેંચાય એવા હેતુથી તેણીએ મુકતાને રામઝરૂખો અને તેની આસપાસની રમ્ય રચના જોવામાં લિન્ન કરી દીધી થોડીજ વારમાં તે સ્ત્રી ત્યાં આવી પહોંચી,

અને મુકતાને પાછળથી એવા જોરથી ધક્કો માર્યો કે તેણી વાહોમ દરિયાના ઘોંઘાટ કરતા પાણીમાં ગબડી પડી મુકતાએ ગુલાબનો હાથ પકડેલો હોવાથી તે પણ તેની સાથેજ સમુદ્રમાં જઇ પડી. પરંતુ તેને તરતાં આવડતું હોવાથી તે થોડીજ વારમાં બહાર આવી આવનાર સ્ત્રી તો પોતાનું કાર્ય કરી ત્યાંથી કયારની અદ્રશ્ય થઇ ગઇ હતી. ખરેજ ! આ વખતનો દેખાવ ઘણોજ કરૂણારસિક હતો. મુકતાએ એક ઝીણી ચીસ પાડી અને પોતાના બંન્ને હાથ મદદ માટે ઉંચા કર્યા, પણ બીજીજ પળે તેણી પાણીની તલેટીમાં જઇ પહોંચી ગુલાબ ભીના કપડાંભેર કિનારા પર ઉભી રહી બચાવ માટે બુમો પાડવા લાગી. ખરી રીતે તો તેણી મુકતાને મરેલી જોવાજ ખુશી હતી. પરંતુ ન કરે નારાયણુ અને મુકતા તેમાંથી બચવા પામે, તો પોતે નિર્દોષ છે એમ બતાવવાને ઠીક પડે, એવો કાંઇ વિચાર કરીને તે બચાવ માટે બુમો પાડવા લાગી. ગુલાબ સારી રીતે જાણુતી હતી કે માણુસો તેનાથી ઘણેજ દુર છે. અને તેઓ અહીં સુધી દોડીને આવશે એટલા વખતમાં તો મુકતાના રામ રમી જશે ?

અહા ? કેવી નિષ્ઠુર હૃદયની સ્ત્રી ? જે મુકતાએ તેણીની સર્વ આશાઓ પુર્ણ કરી હતી, જેના તરફથી તેને અન્ન મળતું હતું, તેનોજ પ્રાણ લેવાને તૈયાર થઇ ? શ્રીમંત લોકોએ પોતાના ઘરમાં આવાં હલકાં માણુસોને નોકર રાખવા પહેલાં વિચાર કરવો જોઇએ છે ? જે ઘરમાં આવા હલકા નોકરો હોય છે તે ઘરમાં મુકતા જેવી સ્ત્રીને કેવું દુઃખ ભોગવવું પડે છે ! તેનો ખ્યાલ સહેજ આ પરથી જણાઇ આવશે.

ગુલાબે મોટેથી બુમો પાડવા છતાં કોઇ ત્યાં આવ્યું નહિ. શું ? ત્યારે ખરેજ મુકતાને બચાવવાને ત્યાં કોઇ હાજર નહોતું ? શું તેણી

દરિયાના પાણીની સાથે બાથ ભીડતી પછડાઇ ગઇ ? અને શું તેણીનો આત્મા તે પરમાત્માને તેના કરતુકોનો જવાબ આપવા સદાને માટે ચાલ્યો ગયો; નહિ નહિ, વાંચક ? તને મુકતાથી એટલા બધા જલદી જુદા પાડવા માટે કદાચ તું મારા પર ગુસ્સે થાય? તેણીના પર આવી તો અનેક આફતો હજી આવવાની બાકી છે, તો પણ તેણી આ વાર્તાના અંત સુધી દુ:ખના વમળમાં વિંટાએલી તારી સાથેજ રહેશે ? તેણીને કાળના મુખમાંથી બચાવવાને ઇશ્વરે એક દુતને ત્યાં મોકલ્યો. મુકતાની કારમી ચીચીઆરી સાંભળી એક પુરૂષ ત્યાં શ્વાસ ભેર દોડતો આવ્યો, અને એકદમ સમુદ્રમાં ઝંપલાવ્યું. ત્રીજી અને છેલ્લી ડુબકીના અણીના વખતે તેણે તે બાળાને કમરમાંથી ઝાલી. અને સહીસલામત કિનારા પર લેઇ આવ્યો.

આ સઘળો બનાવ લખતાં આટલો લાંબો વખત થાય છે; પણ તે ફકત બે મિનીટની અંદર થઇ ગયો. તેણે મુકતાને એક પથ્થર પર સુવાડી તેણી તદન બેભાન અવસ્થામાં હતી, આંખના ડોળા ચડી ગયા હતા અને શરીર તદન થંડું પડી ગયું હતું. પરંતુ સારા ભાગ્યે તેમાં હજુ ધીમો શ્વાસ ચાલતો હતો, આથી તે બચાવનાર ખુશી થયો તે પુરૂષે તેણીની ઘણીજ વખાણવા લાયક સેવા કરી તેણે તેને સુકોમળ શરીરને આમ તેમ ફેરવ્યું કમરમાંથી પકડીને ઉંચે નીચે કરી તેણીએ પીધેલું પાણી બહાર કાઢી નાખ્યું ધીમે ધીમે તેણી શુધ્ધિમાં આવી. અને પોતાની આખો ઉઘાડી પણ પાછી તરતજ બંધ કરી દીધી, બીજા પા કલાકના અરસામાં તેણી પુરે પુરી શુદ્ધિમાં આવી અને જમીન પર ઉભી થઇ ગઇ પોતાની આંખો ચોળી આસપાસ જોવા માંડયું પાસે કોઇ પુરૂષને ઉભેલો જોઇ ચમકી. તેણી બુમ પાડવાનો પ્રયત્ન

કરતી હતી. પરંતુ તેણીને રોકીને તે પુરૂષે કહ્યું. " ગભરાસો નહિ હું તમારો દુશ્મન નથી ? કોઇ સ્ત્રી તમને અને તમારી સખીને પાણીમાં નાખી ચાલી ગઇ હતી. પરંતુ પરમાત્માની કૃપાથી તમે બચવા પામ્યા છો. હું તમોને તમારે ઘેર પહોંચાડીશ. પણ હજુ તમોને થોડો આરામ આપવાની જરૂર છે. અહીં બેસીને થોડો આરામ લ્યો ? "

મુકતાનો ભય કાંઇક ઓછો થયો, તે નીચે બેસી ગઇ અને તે પુરૂષના સામું જોવા લાગી પોતાનો જીવ બચાવનાર દુતનો આભાર માનવા. પોતાની જબાન ખોલી. " મારા કમોતના કટોકટના બચાવ માટેહું આપની અતિષય આભારી થઇ છું. "

" કાંઇ નહિ બાઇ ? એમાં ઉપકાર શાનો મારા કર્મમાં ભલાઇ લેવાની હતી. તો ઇશ્વરે મને અહીં મોકલ્યો ? મારા કરતાં તમે ઇશ્વરના વધારે આભારી થયા છો ? પણ પહેલા મને કહો કે તમે કોણ છો ? "

" હું ડોકટર આણંદલાલના નોકરની પુત્રી છું ? "

" ત્યારે શું તમે સુંદરરાયની પુત્રી મુકતા ? "

" હા, અને તમે ? "

" હું પોલીસનો માણસ છું મારા પહેરાનો ટાઇમ ખલાસ થતાં આં તરફ ફરવા નીકળ્યો હતો, તમો બન્ને કુદરતી રચના જોવામાં લિન્ન થએલી હતી. અને પાછળથી એક સ્ત્રીએ દોડતાં આવી· તમોને સમુદ્રમાં ફેંકી દીધાં એ હું દુરથી જોઇ રહયો હતો; અને જ્યારે તમને સમુદ્રમાં પડતાં મેં જોયા ત્યારે હું દોડતો આવી તમારી પાછળજ કુદી પડયો, અને મારી મહેનત સફળ થઇ. તમને જીવતા બહાર કાઢી શકયો!

"અરરરર ! એ રાંડનું તે અમોએ શું બગાડ્યું હતું ? કે તેણે અમારી આ સ્થિતિ કરી? ભાઇ? જો તમે ન આવ્યા હોત તો આ મારા બાઇની શું સ્થિતિ થાત? અરે! મારા શેઠને હું શું જવાબ આપત ?" ગુલાબે આંખમાં આંસુ લાવી પોતાનું નિર્દોષપણું જાહેર કરવા ચાલાકી કરવા માંડી.

"રડો-નહિ બહેન ? એ રાંડનો હું કોઇ પણ રીતે પતો મેળવી લઇશ. મેં તેને અહીંથી જવા પણ દીધી નહોત. પરંતુ તેને પકડવા કરતાં મુક્તા બહેનનો જીવ બચાવવાની પહેલી જરૂર હતી ? એથી મેં તેણીને જાણી જોઇને જવા દીધી છે ? તમો અહીં ધ્યાનમાં ઉભેલા હતાં ત્યારે તેણી તમારી પાછળ ઘણાજ જોરથી દોડી આવતી હતી. હું તે સઘળું સામેથી જોયા કરતો હતો. હું સમજ્યો કે તે તમારી સખી હશે. પરંતુ જ્યારે તેણીનું આ દુષ્કૃત્ય મેં દુરથી જોયું ત્યારે તે તમારી દુશ્મન હતી એમ મેં જાણી લીધું ? જો કે હું ધારત તો તેણીને ત્યાંજ અટકાવી શકત ? પરંતુ એમ કરતાં મને થોડો સમય લાગી જાત ? અને મુક્તા બહેનને જીવતા મેળવવામાં હું કદાચ નિરાશ થાત ? એ નાશી ગઇ તો શું થયું ? દુરથી પણ મેં તેણીનો ચહેરો બરાબર જોયો છે. ને મારા હાથમાંથી ક્યાં છટકી જવાની છે. ? કોઇ પણ રીતે હું તેનો પતો મેળવીશ ? અને પુરતી સજાએ પહોંચાડીશ ? હમણાં તો ચાલો હું તમોને તમારે ઘેર પહોંચતાં કરૂં ?"

"નહિ, હવે તમારે ત્યાં સુધી તકલીફ લેવાની કાંઇ જરૂર નથી; અમો આસ્તે આસ્તે ચાલ્યા જઇશું ?"

" મને ભય લાગે છે કે તે રંડા તમને રસ્તામાં રંજાડે ? માટે મને તમારી સાથે આવવા દો ? વળી અંધારૂં થઇ ગયું છે. એટલે તમને એકલા જવા દેવા એ મને વ્યાજબી લાગતું નથી ! "

મુકતાને તે પોલીસનું કહેવું ખરૂં લાગ્યું અંધારામાં એકલું ઘેર જવું એ ઠીક નથી, એમ ધારી તેને સાથે લીધો અને ત્રણે જણા ત્યાંથી આસ્તે આસ્તે ચાલવા લાગ્યાં.

પોલીસ અમલદાર ધારતો હતો તેમ આ દૃષ્કૃત્ય કરનારી સ્ત્રી નાસી ગઇ નહોતી પરંતુ એક રેતીના ઢગલાની પાછળ છુપાઇ સઘળુ સાંભળ્યા કરતી. પોલીસના બોલે બોલ તેણીને ભય ઉત્પન્ન કરાવનરા હતા, તેણી હવે આ કૃત્યથી પસ્તાવા લાગી મુક્તાને મારવાનો પ્રયત્ન કરનાર તરીકે પોલીસે તેણીને જોઇ છે એટલે જરૂર તે હેરાન કરશે, એવો તેણીને ભય લાગ્યો ભયમાં તે ધ્રુજવા લાગી અને જયાં સુધી પેલા ત્રણ જણા તેની નજરે પડયાં ત્યાં સુધી તે ત્યાંજ છુપાઇ રહી.

પ્રિય વાંચક? આ સ્ત્રી કોણ છે! એ શું તમારા જાણવામાં છે? જો તે સ્ત્રીને તમે ન ઓળખી હોય તો આવો હું તેની ઓળખાણ કરાવું ? આ સ્ત્રી તે કોઇ બીજી નહિં ? પરંતુ કેસરજ હતી ? કેસરને અહીં જોતાં મારા સુજ્ઞ વાંચકોને આશ્ચર્ય લાગશે કે તે અહીં કયાંથી ? ચપળાએ તેઃ મહાદેવને એ કાર્ય સોંપેલું હતું પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી ? કેસરનો કહયાગરો પતિ પોતાની છતી પત્નિ આગળ કાંઇ છુપું રાખે તેવો નહોતો ? તેણે પોતાની સ્ત્રીને સઘળી હકીકત સવિસ્તર જણાવી હતી. અને જે કામ પોતાને સોંપાયું હતું તે કામ તેણીને સોંપ્યું હતું ? કેસરે તે ઘણીજ ખુશીથી કબુલ્યું હતું જો કે

કેસરે પોતાનાં કાર્યમાં કાંઇ પણ કચાસ રાખી નહોતી તો પણ જેને ઇશ્વર સાનુકુલ છે તેનો વાંકો વાળ કરવાની બીચારી કેસરમાં શકિત કયાંથી હોય ? પોલીસ અમલદારની મદદથી મુકતા બચી ગઇ અને પોતે ખુલી પડી ગઇ એટલુંજ નહીં પરંતુ તેણીને એ કૃત્ય કરતાં તે જોઇ ગયો, એથી તેને પોતાના કૃત્યનો પસ્તાવો થવા લાગ્યો રતિલાલ અને મહાદેવ બન્ને પર તેણીને તિરસ્કાર છુટયો. ઉમેદમલ યાદ આવ્યો. તેણીનું રક્ષણ ત્યાંજ થઇ શકશે એમ તેને લાગ્યું. પોલીસ અને તેનાથી રક્ષાએલી મુકતા ઘણે દુર નીકળી જવા પછી તે ત્યાથી ઉઠી, અને બીજે રસ્તેથી પસાર થઇ ગઇ.

---

# પ્રકરણ ૧૯ મું.

## " સુંદરરાય નાશી ગયો "

રતિલાલના જવા પછી સુંદરરાયનું હૃદય ખિન્ન થઇ ગયું. પછી લાંબી મુદતે મળેલા સ્નેહીઓનો વિયોગ થયો તેથી કે પછી ગમે તેમ હોય ? પરંતુ તેના હૃદયમાં અકસ્માત જખમ પડયો શુદ્ધાત્મા આવી પડનાર આપત્તિને પ્રથમથીજ નિરખી શકે છે, તેમ તેના હૃદયમાં વિશેષ વિપત્તીનું ચિન્હ જણાઇ ગયું સુંદરરાયે અવિચારથી ગમે એટલું સાહસ કરેલું છતાં તેનું હૃદય શુધ્ધ હતું પોતે કરેલા કાર્ય માટે તેનું હૃદય ડંખતું હતું વિશેષ તો તેણે પોતાના માલિક પાસે જુઠું કહ્યું એ

દુઃખ તેને બહુ સાલતું હતું. વચ્ચે લાંબી મુદત પસાર થઇ ગએલી હોવાથી જો કે તે વિસરાઇ ગયું હતું, તો પણ રતિલાલની મુલાકાત પછી પાછું તે તાજું થયું હતું. તેમાં વળી તેને જે વાત આણંદલાલ પાસે છુપાવી હતી તે પોતાના ભોળપણમાં રતિલાલ પાસે ખુલી કરી "એ જબરૂં સાહસ કર્યું છે." એમ તેને જણાયું તે મનમાંજ બબડયો: "અહાહા? મેં કેટલી ભુલ ખાધી? રતિલાલ પાસે ખુલાસો કરવામાં કેટલું સાહસ કર્યું? અરેરે? જે વાત મારા મુખમાં ન રહી શકી તે રતિલાલના હ્રુદયમાં કેમ રહી શકશે? હરિ? હરિ? આણંદલાલ પાસે એ વાત આવે તો તે શું ધારે? સુંદરરાય? સાહસિક સુંદરરાય? તારો દિવસ ફરી ગયો છે? નકી તારૂં મરણ નજીક છે? નહિં તો તારાથી વારંવાર આવું સાહસ ન થાય? હજુ પણ તારી સલામતી ચાહતો હોય? તારા માલિકનું ભલું ઇચ્છતો હોય? તો આણંદલાલ પાસે સઘળો ખુલાસો કરી દે? એમ કરવાથી કદાચ ગુમાએલી રકમ તું પાછી મેળવી શકીશ. કુલટાનાં કાવત્રાથી બચી શકાશે? કાળીદાસની સ્થિતિ તરફ જો તે પણ એ કુલટાનોજ ભોગ થયો હોય એમ જણાય છે તે કુલટાના છેલ્લા શબ્દો યાદ કર? તારી પણ કાળીદાસના જેવીજ સ્થિતિ ન થાય તેનો ખ્યાલ કર? હવે વિશેષ લબાવવામાં સાર નથી? શરમના શેવાળમાં લફસી જવામાં માલ નથી? બસ આજેજ આણંદલાલ આવે એટલે સઘળુ શરમ છોડીને કહી દઉં મારા પર તેમનો વિશ્વાસ છે. પ્રિતિ છે, જરૂર તે મારા કૃત્ય માટે મને માફી આપશે. વળી મારે કયાં જુઠું કહેવું છે. અરે? અસત્ય વદવાનું તો આ પરિણામ છે? કાળીદાસ પણ ભોગ થયો છે હજુ પણ એ કુલટા કોણ જાણે કેટલાને ફસાવશે? તે કાળીદાસની હકીકત પરથી

જણાય છે કે, તે કુલટા હજુ અહીંજ છે. સમય પણ ઠીક છે બસ એજ નિશ્ચય આજે ને આજેજ સઘળો ભેદ ખુલો કરી દઉં એટલે પત્યું ભયમાંથી પણ બચ્યું. આવા માનસિક વિચારો કરતો સુંદરરાય આણંદલાલની માર્ગ પ્રતિક્ષા કરતો આરામ ચેર પર પડ્યો પણ તે બિચારાને ક્યાં ખબર હતી કે ભયના ભયંકર દુતો તેની આસ-પાસ તેને ઘેરીનેજ ઉભા હતા ? એકાએક તેની નજર એક કાગળ પર પડી. તે ઉઠ્યો અને ધ્રુજતે હાથે તેણે તે જમીન પરથી ઉપાડી લીધો. ઉખેડ્યો. વાંચ્યો. વાંચતાજ તે ચમક્યો. કંપ્યો, ભયભિત થયો અક્ષરો જાણીતા નહતા, છતાં ભય બતાવનારા હતા, તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

સુંદરરાય. ?

તું તારી નિર્દોષતા જાહેર કરવા માટે ગમે તેટલું કરે પરંતુ તે સઘળું ફોકટ છે ? કેટલીક તપાસ પછી મેં જાણી લીધું છે કે ખરો ચોર તુંજ છે ? બદમાશોના હાથે ફસાવાનું તો માત્ર બાનુંજ છે ? નિમકહરામ ? માલીકને અવળું સમજાવી કાળીદાસને ફરેબથી ફસાવી તું સલામત છટકી જવા માગે છે. કેમ ? હવે તું પુરેપુરો ફસાયો છે, ચોરાયેલી નોટો મેં તારી તીજોરીમાંજ જોયેલી છે શું કરૂં ? આણંદલાલ મારા કાર્યમાં આડે આવે છે નહિં તો ક્યારનો તને પરહેજ કીધો હોત ? આ ચીઠીથી તને ચેતવણી આપું છું કે જો તારી આબરૂ તને વહાલી હોય ? મુક્તા પર કિંચિત માત્ર પણ પ્રેમ હોય ? તો તારે એકદમ આ દેશ છોડી નાશી જવું. મુક્તાનું રક્ષણ કરવાનું

આણંદલાલે સ્વિકાર્યું છે. માટે મુકતાના મિથ્યા મોહમાં ન પડતાં તારી આબરૂ બચાવવા તેણીને આણંદલાલના આશ્રય પર છોડી નાશી જા ! આવતી કાલે હું આવીશ, અને જો તને જોઇશ; તો પછી આણંદલાલની શરમ ન્યાયમાં આડે આવી શકશે નહિ ? જો કે આણંદલાલનું તેં ઘણુંજ બુરૂં કર્યું છે, તો પણ તે ઉદાર ગ્રહસ્થ તને જાણી જોઇને નાશી જવાનો અવકાશ આપે છે. ? જો તેનો લાભ ન લઇશ તો પસ્તાઇશ. ?

લી. હરિસિંહ.

કાગળ વંચાઇ રહયો સુંદરરાયનો ચહેરો નિસ્તેજ બની ગયો. તેને આ સુંદર મકાન સ્મશાન જેવું ભાસવા લાગ્યું તેના પર જાણે વિજળીનો આઘાત થયો હોય, તેમ લાગ્યું તેણે ભયભિત ચહેરે ઓરડામાં આસપાસ નજર ફેરવી સઘળે સ્થળે તેને ભયજ દ્રષ્ટિગોચર થવા લાગ્યો. ઘડી પહેલાં કરેલા સઘળા વિચારો તેના હૃદયમાંજ સમાઇ ગયા ચીઠીમાં લખેલી હકીકત સત્ય હતી, ગુમાએલી નોટો તીજોરીમાંજ પડી હતી. " હાય હવે મારૂં શું થશે ? હવે આ શ્યામ મુખ આણંદલાલને બતાવી શું કરૂં ? હવે મારી એક પણ વાત તેમના માનવામાં આવે ખરી કે ? અરેરે ? જો પહેલાંથીજ આણંદલાલ પાસે સઘળું સાચે સાચું કહી દીધું હોત ? અરે ! તેમ નહિ તો હરિસિંહ પાંસે પણ ખુલાસો કર્યો હોત ? તો મારી આ દશા થાત નહિ ? પણ હવે શું થાય ? બાજી બગડી ગઇ ? કુલટાએ પુરે પુરો ફસાવ્યો ? હવે તો નાશી ગયા શિવાય છુટકોજ નથી ; એના શિવાય બીજો રસ્તો નથી ? હાય ? પણ પછી મારી મુકતાનું........તેનાથી વધારે બોલી શકાયું નહિ. મનના અવર્ણનિય સંકલ્પોએ તેને ભયભિત બનાવી દીધો. ભ્રમિત વાયુથી

ભમાએલા મગજ પર વિચારનો બોજો વધી પડયો. દરેક પ્રિયદ વસ્તુના સ્નેહને તે ભુલી શકયો ! પરંતુ તેની દ્રષ્ટિ સન્મુખ ટાંગેલી મુકતાની છબી તરફ દ્રષ્ટિ કરી તે ખુબ રોયો. હૃદયનો ભાર કાંઇક ઓછો થયો. તેણે તે છબી ત્યાંથી ઉપાડી લીધી; અને જાણે પોતે મુકતાની સાથે વાતો કરતો હોય, તેમ બકવા લાગ્યો. " મારી વહાલી પુત્રી ? હું તને તજી જાઉં છું ? એક પિતા તરીકેના ધર્મથી વિહિન થાઉં છું ? મને ક્ષમા કરજે પ્રભુ તને સંભાળશે ? તારૂં પ્રારબ્ધ તારે હાથ છે ? તું ગભરાઇ જશે તો ઇશ્વરને યાદ કરશે એવી તારામાં શકિત છે ? સંકટ સહેવાનું તને બાળપણથીજ શીખવ્યું છે. આણંદલાલની આજ્ઞામાં રહેજે ? પિતા યાદ આવે તો જરા રડી રહેજે ? પ્રભુ ? તું મારી બાળ પુત્રીનું રક્ષણ કરજે ? હવે એ નિરાધાર બાળકીને સહાય કરજે. તેની આશા પુર્ણ કરજે ? જાઉં છું ? મારી બાળક પુત્રી ! મારી લાડુલી ? તને તજીને જાઉં છું ? મારૂં પત્થર જેવું હૃદય હવે તારી તરફ જરા પણ દયાની નજરથી જોતું નથી ? છેલી આશીષ ? આ શબ્દો બોલતાંજ તેનાથી રડી જવાયું તેનો કંઠ રૂંધાઇ ગયો. બેભાન જેવી હાલતે આરામ ચેર પર પડયો. ત્યાં પણ તેને શાન્તિ વળી નહિ ત્યાંથી ઉઠયો.

મુકતા ? વહાલી પુત્રી તું કયાં છે ? હાય છેલી ઘડી જો તું મને મળી હોત તો આનંદથી તારૂં મુખ જોત ? પણ તું અત્યારે અહીં નથી એ પણ ઠીકજ થયું છે હાલ તો હું તારૂં છેલ્લું.........છેલ્લું" આ છબીદ્વારાજ મુખ જોઇ લઉં છું ? સુખી હોઇશ, જીવતો હોઇશ તો આવીશ મળીશ યાતો તને બોલાવીશ ? નહિ તો અરેરે ? જો મેં તને પરણાવી હોત તો મને આટલું દુઃખ થાત નહિ ? મારી ગેરહાજરીનું દુઃખ તને જણાત નહિ ? હાય ? અભાગી સુંદરરાય ? તેં તે બિચારીનું

શું ભલું કર્યું ? શું કરૂં ? કયાં ખબર હતી કે અચાનક આવા કાવત્રાનો ભોગ થવું પડશે ? હશે, જેવા મુક્તાનાં પ્રારબ્ધ ? મારો ધર્મ એજ છે કે. તેણીને કોઇના આશ્રયે મુકવી. આણંદલાલ કરતાં વધુ આશ્રય આપનાર તને બીજું કોણ ? તેણે તારૂં રક્ષણ કરવાનું સ્વિકાર્યું છે ? તેની પાસે તું સુખી થઇશ ? તને હૈયામાં રાખશે ? મારા કરતાં પણ તે તને વધારે આનંદ આપશે ? યોગ્ય સ્થળે તારો સબંધ કરશે ? અહા ? મુક્તા ? હું ઇચ્છું છું કે તને પણ સાથે લઇ જાઉં ? પણ મારે કયાં જવું, ? શું કરવું ? એજ મેં નિશ્ચય કર્યો નથી. મારૂં ચિત સ્થિર નથી. એટલે તને સાથે લઇ જવામાં ગુમાવી દઉં તો હું પુત્રી વિનાનો થઇ જાઉં ? આવા વિચારથી અહીં આણંદલાલના આશ્રય પર છોડી જાઉં છું મને માફ કરજે હું જાઉં છું ? મારા કાર્યનો પસ્તાવો કરવા જાઉં છું ? દીધાર્યું થા ? નિરોગી રહે ? સુંદરરાય રડતાં રડતાં પોતાની પુત્રીને મળ્યા વગર તેની છબીનેજ છેલ્લી ઘડીએ હર્ષ ચુમ્બન કરી મકાન છોડી ચાલી નીકળ્યો. પરંતુ વળી કાઇ વિચાર આવતા તે પાછો ફર્યો ખાનામાંથી કાગળ પેનસીલ બહાર કાઢયાં. અને તેમાં કાંઇ લખ્યું પછી તે કાગળ એક કવરમાં બીડી, તીજોરી ખોલી ચોકસ સ્થળમાં રાખી દીધો. બીજો એક કાગળ ટેબલ પર ખુલોજ પડી રહેવા દીધો. અને ખિન્ન વદને મુક્તાની છબી પર છેલ્લી દ્રષ્ટિ કરી ત્યાંથી ચાલ્યો તેના ચાલી જવા પછી કેટલીક વારે મુક્તાને સાથે લઇ પેલા પોલીસના માણસે મકાનમાં પ્રવેશ કર્યો. તેઓ હવે સલામત સ્થળમાં છે; એમ સમજી તે મુક્તાની રજા લઇ બારોબારથી ચાલ્યો ગયો. મુક્તાએ, ઓરડામાં જઇ કપડાં બદલાવ્યાં, અને ગુલાબને પણ કપડાં બદલી લાવવા માટે કહ્યું. ગુલાબ પણ આજ્ઞા મળતાં ત્યાંથી ચાલી ગઇ

કપડાં બદલી રહયા પછી મુકતા સુંદરરાય ઘરમાં છે કે નહિ. તે જાણવા માટે આખો ઓરડો ફરી વળી. પરંતુ સુંદરરાય હોય ત્યારે મળેના ? એકાએક તેની નજર ટેબલ પર ખુલી પડેલી. એક ચીઠી પર પડી, તે વાંચી, સુંદરરાયે આણંદલાલ પર ટુંકામાં માત્ર એટલુંજ લખ્યું હતું કે:—"હરિસિંહની ચીઠી મળી, આપની મારા પરની અપુર્વ લાગણી માટે ઉપકાર માનું છું. હું નિર્દોષ, હોવા છતાં મારી પાસે બચાવના કાંઇ પણ સાધનો ન હોવાથી. હરિસિંહની સલાહને માન આપી, સદાને માટે ચાલ્યો જાઉં છું. મારી મુકતા તમનેજ સોંપું છું તેનું રક્ષણ.–" લી. સુંદરરાય.

હરિસિંહની ચીઠી પણ તેના પાસામાંજ પડેલી હતી. તે પણ મુકતાએ વાંચી. વાંચતાંજ એક જબરી ચીચીઆરી પાડી. જમીન પર ઢળી પડી. કેટલીક વારે તે શુદ્ધિમાં આવી અને કહેવા લાગી " હાય ? હાય ? મારૂં સર્વ નાશ થયું ? અરે ? હુ સમુદ્રમાં ડુબી જતી શા માટે બચી ? સમુદ્રે મારો ભોગ કેમ ન લીધો ? પિતા ? ઓ પિતા ? તમે કયાં ગયા ? અરે ? મને અહીં એકલી મુકી કયાં ચાલ્યા ગયા ? હાય ! પિતા ? તમે આવા નિર્દય કેમ થયા ? તમને આ તમારી નિરાધાર બાળકીની જરા પણ દયા ન આવી ? મને પણ તમારી સાથે કેમ લેતા ન ગયા ? હાય ? હવે હું શું કરૂં ! કયાં શોધું ? એ મને કયાં મળશે ? પિતા ? શું હવે હું તમને નહિં મળી શકુ ?" તે મોટેથી રડવા લાગી ગુલાબ બાજુના ખંડમાંજ લુગડાં બદલાવતી હતી, તે મુકતાનો રડવાનો અવાજ સાંભળી તરતજ દોડી આવી. " શું છે ? મુક્તા બહેન ? વળી શું છે ? શા માટે રડો છો ?"

"ગુલાબ ? મારી પ્રિય સખી ગુલાબ ? શું કહું મને મરતી તેં શા માટે બચાવી અરે ! મને મરવા કેમ ન દીધી ? પિતાનો વિયોગ મારાથી કેમ સહન થશે. ?"

"શું પિતાજી નથી ? કયાં ગયા ?"

"હાય ? તે તો સદાને માટે મને તજી ચાલ્યા ગયા ? હવે મારૂં શું થશે ? પિતા ? પિતા ? તેનાથી વધારે બોલી શકાયું નહિ. તે બેશુધ્ધ થઇ ધરણી પર ઢળી પડી. ગુલાબ . દિગમુંઢ જેવી ત્યાંજ ઉભી રહી. એટલામાં આણંદલાલને મુકતા સમુદ્રમાંથી બચી ગઇ છે અને તે હમણાંજ ઘેર ગઇ એવી ખબર મળતાં તે પણ ત્યાં આવી પહોચ્યાં. મુકતાની આ સ્થિતિ જોઇ તેણીને એવીજ હાલતમાં અહીં લાવવામાં આવી હશે. એમ ધારી તેણે ગુલાબને પુછ્યું; "ગુલાબ? મુકતા સમુદ્ર માં કેમ કરતાં પડી ગઇ? મને કેમ ખબર આપી નહી.? મુકતાની આવી હાલત છતાં તું અહીંજ ઉભી છે? શું તને શરમ નથી? મેં તેના રક્ષણ માટે તને અહીં રાખી છે ? મને ખબર આપવાનુ તારૂં કામ હતું ? મને જો પેલા પોલીસના માણસે ખબર નહિ આપી હોત તો મુકતા આવીજ સ્થિતિમાં મરણ પામત અને તે તું ઉભી ઉભી જોયા કરત એમજ કેની ? આણંદલાલે થર થરતા અવાજે તુટક શબ્દો માં એ મુજબ ઠપકો આપતાં ગુલાબને કહ્યું,

"બાપુ ? ગુલાબ, આણંદલાલને બાપુ કહીનેજ બોલાવતી હતી;" તેમાં મારો કાંઇ પણ દોષ નથી ? સમુદ્રમાંથી તો સહી સલામત બચાવી, એ પરોપકારી પુરૂષે અમને અહીં સારી હાલતમાં પહોંચતાં કર્યાં હતાં. મુકતા બહેન પોતાના ભીનાં કપડાં બદલતાં હતાં, અને મને પણ બદલી

લાવવાને કહ્યું હતું. તેની આજ્ઞા મળ્યા પછીજ હું તેનાથી જુદી પડી હતી. હજુ તો હું કપડાં બદલીને તૈયાર થઇ નહિ? એટલામાં મુકતા બહેનની ચીચીઆરી સાંભળી. અને તે સાંભળતાંજ હું અહીં આવી; અને મુકતા બહેન તરફથી ખબર મળ્યા કે સુંદરરાય નાશી ગયા છે. અને તેને લીધેજ તેનાથી કારમી ચીસ પડાઇ ગઇ હતી મેં તેમને શાન્ત કરવા બહુ પ્રયાસ કર્યો; પરંતુ આખરે તેની આ સ્થિતિ થઇ. કહો? હવે તેને આવી સ્થિતિમાં અહીં છોડી તમારી પાસે કેવી રીતે આવી શકું?"

આણંદલાલ આશ્ચર્ય પામ્યો. "આ વળી નવી આફત? શું સુંદરરાય ઘરમાં નથી? તમે બધે તપાસ કરી?"

"હું તે નથી જાણતી. પરંતુ મુકતા બહેનના કહેવા મુજબ તેઓએ બરાબર તપાસ કરી છે?

"વારૂં તું જા? એકદમ દોડતી જઇ મારા શયનગારમાંથી ટેબલ પર કોલન વોટરની શીશી પડી છે તે લઇ આવ પહેલાં મુકતાને શુદ્ધિમાં લાવવાની જરૂર છે? પછી આપણે સુંદરરાયની તપાસ કરીએ છીએ. અરે? હા. બીજી પણ એક શીશી તેના પાસામાંજ પડેલી હશે. તે પણ લેતી આવજે? એક પળનો પણ સમય ગુમાવ્યા શિવાય ગુલાબ, ત્યાંથી દોડી ગઇ. આણંદલાલનો અવાજ સાંભળતાંજ, મુકતા બેઠી થઇ, અને આણંદલાલને વળગી પડી રડવા લાગી. "ઓ! મારા પાળક પિતા? હવે મારૂં શું થશે,? મારા પિતા મને કયાં મળશે.?"

"પણ મુકતા? તેં કેમ જાણ્યું કે નાશી ગયા? નાશી જવાનું કાંઇ કારણ?"

' અરે ! કારણનું પુછો છો ! જાણવા છતાં અજાણ થાઓ છો ! "

" અરે ! અરે ! મુક્તા ! આ તું શું કહે છે ! સુંદરરાય નાશી ગયા તે હું ક્યાંથી જાણું ? અને જાણતો હોઉં તો પછી તને પુછું શું કામ ? "

" શું ? ત્યારે તમે કાંઇ જાણતાજ નથી ? હાય ! ત્યારે કોઇ બદમાશોએ, મારા પિતાને ફસાવ્યા ! અરેરે ! હવે હું તેને ક્યાં શોધું ? "

" શાન્ત થા મુક્તા ! ગભરા નહિ હમણાજ આપણે તેને શોધી કાઢીશું. પણ પહેલાં મને કહે કે તને આવી ખબર આપી કોણે ? "

" ખબર કોણ આપશે ! આ રહી મારા પિતાની ચીઠી જુઓની ! તેમાં તેણે શું લખ્યું છે ? અને આ બીજી ચીઠી હરિસિંહની છે તે પણ જુઓ ! "

આણંદલાલે તે બંને ચીઠી લીધી વાંચી, તે અજબ થયો, આ સઘળું કેમ બનવા પામ્યું ! હરિસિંહે આ ચીઠી શામાટે લખી ! વગેરે અનેક વિચારોમાં લિન્ન થઇ ગયો, પણ હાલ તરત તે સઘળું તપાસવા સમય નહોતો કારણ કે મુક્તા ગભરાયેલી હતી, તેને શાંત કરવાની પહેલી જરૂર હતી. કેટલોક સમય વિચાર કર્યા પછી તેણે મુક્તાને કહ્યું. " મને તો આમાં તરકટ લાગે છે "

" નહિ ! નહિ ! તરકટ નહિ પણ સત્ય છે ! મારા પિતાના અક્ષરો હું બરાબર ઓળખું છું ! મારા પિતા કરાંચીમાં નથી. એ સત્ય છે ! મારો ત્યાગ કરી ચાલી ગયા છે. અરેરે ! તેમને મારી જરા પણ દયા ન આવી ! હાય ! હવે મારૂં શું થશે ! મારા પિતા મને ક્યાં મળશે ? " મુક્તા પુનઃ પણ એજ બકવા લાગી.

" મળશે ? મુક્તા ? ગભરા નહિ શાંત થા ચાલ હમણાં મારી સાથે ચાલ પછી આપણે સઘળી તજવીજ કરીશું ? "

" નહિ મને તો મારા પિતા પાસેજ લઇ જાઓ ? શું મને નહિ કહો કે મારા પિતા કયાં છે ? "

" મુક્તા ? મુક્તા ! બેટા...... આણંદલાલથી બોલી શકાયુ નહિ મુક્તાની આ દયાર્દ્ર સ્થિતિ તેનાથી જોઇ શકાઇ નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો, તેનાં નેત્રામાંથી પણ અશ્રુ બિંદુઓ ટપકવા લાગ્યાં. પરંતુ મુક્તાને એથી વધારે ગભરામણ થશે, એમ ધારી તેણે તે લુછી નાખ્યાં. અને બોલ્યો; મુક્તા ? તારા પિતા કયાં છે ? એ હું બિલકુલ જાણતોજ નથી ! "

" નહિ તમે જુઠું કહો છો ? મને નાહક દુઃખી કરો છો ? હું તમને નહિ છોડું ? મને ખાત્રી છે કે મારા પિતા કયાં છે. તે તમ્રે જાણો છો ? હમણાંને હમણાં મને મારા પિતા પાસે લઇ જાઓ ? તમે ના કહેશો, તો લગારે ખાઇશ નહિં. અને પિતા પાછળ ઝુરી ઝુરીને મરીશ. ? પિતા ! ઓ પાળક પિતા ? જો આ તમારી બાળક પુત્રી પર દયા આવતી હોય તો મને મારા પિતા બતાવો ? અરેરે! મારા પિતા કયાં હશે ? અહા ? પિતા વિનાની કેવી દશા ! હવે હું શું વિલાપ કરૂં ! મને એકલી મુકી જતાં પિતાને જરા પણ દયા ન આવી ! અરે ! તમે પણ આવા નિર્દય કેમ થાઓ છો ? બતાવો ! બતાવો ! મારા પિતા કયા છે ? પિતા...પિ...તા...પિ...તા...તમે ...ક્યાં છો ! મુક્તા, મુર્છીત થઇ ગઇ. તેણીને શુદ્ધિમાં લાવવા

આણંદલાલે અનેક ઉપચારો કર્યા; પરંતુ તે શુદ્ધિમાં આવી નહિ, આખરે આણંદલાલે તેણીને ગુલાબની મદદથી બિછાના પર સુવાડી ઉપચારો ચાલુ થયા. આણંદલાલે એક શીશીમાંથી કાંઇક દવા કાઢી તેણીના કપાળ પર ઘસવાને ગુલાબને આપી. ગુલાબ તે દવા તેણીના કપાળ પર ઘસવા લાગી. દવાએ કાંઇક અસર કરી, મુકતાએ પડખું ફેરવ્યું આણંદલાલને આથી આનંદ થયો અને તેણી શુધ્ધિમાં આવે ત્યાં સુધી પા, પા, કલાકે એ દવા તેણીના કપાળ પર ઘસવાની ગુલાબ ને સુચના કરી, પોતે હરિસિંહની સહીવાળી ચીઠી ધ્યાન પુર્વક વાંચવા લાગ્યો. તે ત્યાંથી ઉઠ્યો, અને મુકતા શુધ્ધિમાં આવે ત્યાં સુધીમાં બીજી કેટલીક તપાસ કરવામાં ગુંથાયો.

---

# પ્રકરણ ૨૦ મું.

## "આણંદલાલની ઉદારતા"

હરિસિંહની સહીવાળી ચીઠી વાંચ્યા પછી આણંદલાલને કાંઇ વિચાર આવતાં, તેણે ટેલીફોન કીધો; હરિસિંહને પોતાની પાસે બોલાવ્યો થોડીજવારમાં તે ત્યાં આવી પહોંચ્યો. તેને બાજુના ઓરડામાં લઇ જઇ પેલી ચીઠી બતાવતાં પુછ્યું.

"હરિસીંહ! શું આ ચીઠી તમારી લખેલી છે?"

"હરિસિંહે તે ચીઠી વાંચી અક્ષરો ખુબ બારીકીથી તપાસ્યા તે પણ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો :

"નહિ : આણંદલાલ આ મારા અક્ષરો નથી. ?"

ત્યારે આ કેમ બન્યું ? આ ચીઠીના ભયથી બિચારો સુંદરરાય નાશી ગયો !

હેં ! શું ? સુંદરરાય નાશી ગયો ? આખરે હું ધારતો હતો તેમજ થયું. !"

"એટલે ? શું તમે સુંદરરાયનાપરજ શક લઇ જાઓ છો ?

હા, મને તેના પર પહેલાંથીજ શક હતો આ બનાવથી તે મજ બુત થયો છે ?"

નહિ ? તમારી ભયંકર ભુલ થાય છે" સુંદરરાય એવું કદી કરેજ નહી ? મને તેના પર સંપુર્ણ વિશ્વાસ છે!

"એવા વિશ્વાસનું તો આ પરિણામ છે ? મને તો આ ચીઠી પણ સુંદરરાયના હાથનીજ લખાએલી હોય એમ જણાય છે ?"

"નહિ, સુંદરરાયના અક્ષરો હું બરાબર ઓળખું છું જુઓ ! આ તેના હાથની લખાએલી ચીઠી ? એમ કરી જે ચીઠી સુંદરરાયે આણંદલાલના ઉપર લખેલી હતી. તે હરિસિંહના હાથમાં આપી.

હરિસિંહ થોડી વાર તો વિચારમાં પડી ગયો. પણ પછી બોલ્યો; આણંદલાલ ! બદમાસો બહુ ચાલાક હોય છે ? સુંદરરાયજ ખરેખરો ગુન્હેગાર છે ? આ મારી સહીવાળી ચીઠી તેણે કોઇ બીજા પાસે લખા વેલી છે. અને એ પરથી સાબીત થાય છે કે, સુંદરરાયના કામમાં બીજો પણ કોઇ મદદગાર છે. ?

"હું એ કોઇ કાળે ન માનું? સુંદરરાયને હું સારી રીતે ઓળખું છું તમારી કલ્પના ખોટી છે.. છતાં પણ ઘડીભર એમ માની લઇએ કે એ સુંદરરાયનુંજ કામ છે. તો પણ તેને આ પ્રમાણે કરવાની શું જરૂર? મારા પૈસા બધા તેની પાસેજ રહેતા હતા, મારી પાસે કેટલી સિલક છે તેની મને પોતાને પણ ખબર નથી. સઘળી લેવડ દેવડ તેના હાથેજ થતી હતી. એટલે તે ધારત તો ચોરાએલી રકમ કોઇ પણ એવાજ ખરચમાં તે ઉધાર બતાવી શકત? પણ તેવું કાંઇ કરેલું નથી વળી આજ સુધી એક પાઇ સરખી પણ વ્યર્થ ખરચાઇ નથી, અને તે ધારે તો સારી જેવી રકમ ઉચાપત કરી શકે તેમ હતું છતાં તેણે તેમ કર્યું નથી એ મને ખાત્રી છે. અને એથીજ હું તમારા વિચારને મળતો થઇ શકતો નથી?

ખેર! એ વાતને હમણાં જવાદો? પહેલાં આપણે ચોરાએલી નોટો તીજોરીમાં છે કે નહી તે તપાસી લઇએ? પછી એ સબંધી આપણે વિચાર કરીશું?"

આણંદલાલે તરતજ તીજોરી ખોલી. નોટોનું બંડલ નીચેના ખાનામાંજ પડેલું હતું તે આણંદલાલે બહાર કાઢયું અને હરિસિંહના હાથમાં આપ્યું, હરિસીંહે પોતાના ખીસામાંથી એક પોકેટ બુક બહાર કાઢી તેમાં ચોરાએલી નોટોના નંબર લખેલા હતા. તેની સાથે તે નોટોના નંબર મેળવવાને નોટોનું બંડલ ખોલ્યું. ખોલતાંજ તેમાંથી એક બીજી ચીઠી મળી આવી. તેના પર આણદલાલના નામનું એડ્રેસ કરેલું હતું. તેથી હરિસિંહે તે આણંદલાલના હાથમાં આપતાં કહયું; આ પણ સુંદરરાયનાજ અક્ષરો હોય એમ જણાય છે.? વાંચો તો તેમાં શું લખ્યું છે? એ વાંચવાથી વખતે કાંઇ અજવાળું પડશે?

આણંદલાલે તે ફોડી. સુંદરરાયના સ્વહસ્તે લખાએલા અક્ષરો ઓળખ્યા. તેમાં સુંદરરાયે પોતાના પર વીતેલી સઘળી હકીકત સવિસ્તર જણાવી હતી. અને પોતે શરમને લીધે વાત છુપાવી તેના માટે માફી માગી. મુકતાની ભલામણ કરી હતી. આણંદલાલે તે ચીઠી હરિસિંહને આપી. હરિસીંહે ધ્યાન પુર્વક વાંચી અને બોલ્યો ; 'કેમ આણંદલાલ ? હવે તો તમારી ખાત્રી થઇ ના ? સુંદરરાય કેટલો નીચ હતો એ તમારા જાણવામાં આવ્યુંના ?"

"નહિ હરિસિંહ ! એ નિર્દોષને નીચ ન કહો ! એ કુલટાએ કોણ જાણે કેવું કરપીણ કૃત્ય કર્યું હશે !"

"અરે ! શું કૃત્ય કરશે ! જુઓની! આ પત્રજ સાબીતી આપે છે કે સુંદરરાયે જાણી જોઇને તેમ થવા દીધું છે !"

"હરિસિંહ ! કદાચ તેમ હોય તો પણ શું થયું ! સ્ત્રીના કટાક્ષથી કોણ બચ્યું છે ? મને લાગે છે કે આ વાતને હવે વિશેષ લંબાવવામાં સાર નથી. મારી આ શિવાયની ગુમાએલી રકમની દરકાર નથી આ કેસને અહીંજ પુરો કરી દો ? અને આ ભેદને અહીંજ દાટી દો !"

"અહાહા ? આણંદલાલ તમે કેટલા ભોળા છો ? આવા નિમકહરામ નોકરોને જતા કરવા એ તેના કૃત્યને ઉતેજન આપવા બરાબર છે. એ તમે કેમ ભુલી જાઓ છો ?

"નહિ હરિસિંહ ? તમારી ભુલ થાય છે ! સુંદરરાય નિમકહરામ નહોતો. તમને તેનો અનુભવ નથી તેથીજ આમ બોલો છો. અરે સુંદરરાય જેવા નોકરો તો કોઇ સુભાગીનેજ મળી શકે !"

" તમને તેનો કડવો અનુભવ મળ્યા છતાં આમ બોલો છો એ તો આશ્ચર્ય ? "

" કડવો અનુભવ ! કદી નહિ ? તમો એને કડવો અનુભવ કહેતા હો તો તમારી ભુલ થાય છે ? "

" હું તો ધારૂં છું કે તમારીજ ભુલ થાય છે ! જ્યારે તે તમારા તરફ વફાદાર હતો ત્યારે જાણી જોઇને આવડી મોટી રકમ શામાટે જતી કરી ? વળી કદાચ તમે ધારોછો તેમ મોહપાશનું પરિણામ હોય તો પાછળથી તેણે છુપાવ્યું શામાટે ? "

શરમને લીધે ! હરિસિંહ ? તેની જગાએ કદાચ હું હોઉં તો પણ એમજ કરૂં !

" ત્યારે શું તમારૂં એમ કહેવું છે કે સુંદરરાયનો આમાં કાંઇ પણ દોષ નથી ? "

" ના, સુંદરરાયનો તેમાં કાંઇ પણ દોષ નથી ! અને એથીજ હું એ નિર્દોષને કલંકિત કરવા માગતો નથી ! તેના કુટુંબને વિશેષ દુઃખી કરવા મારી ઇચ્છા નથી ! મુકતાની નિરાધાર સ્થિતિ જોતાં મને તેના પર ઘણીજ દયા આવે છે. મારે હવે કાંઇ પણ વિશેષ તપાસ કરવીજ નથી ! "

" પણ તપાસને શામાટે અટકાવો છો ? સુંદરરાયને નહિ તો એ કુલટાને નશિયત આપવા દો ? "

" નહિ, તેમ પણ કરવાની કાંઇ જરૂર નથી ? "

" કારણ ? "

" કારણ શું ? જુઓની ? આ તપાસ ચાલુ થયા પછી તે કુલટાએ બિચારા કાળીદાસને ફસાવ્યો. એટલાથી પણ તેણીને સંતોષ ન થયો અને આખરે સુંદરરાયને પણ નસાડયો હજુ પણ જો તપાસ ચાલુ રહે તો કોણ જાણે એ કુલટા કેટલાને ફસાવે ? સુંદરરાયને વિશેષ દુઃખી કરવા મારી ઇચ્છાજ નથી ? "

" ખરેખર ! આણંદલાલ તમો સુંદરરાય જેવા એક વિષયાંધને વિશેષ ઉતેજન મળે એવું પગલું ભરો છો ! "

" નહિ સુંદરરાય વિષયાંધ નહોતો તે એક પત્નિવ્રત હતો ! "

" ત્યારે આ કેમ બન્યુ ? "

" ભાવિ સઘળું ભુલાવે છે ! તો પણ સુંદરરાય પાપમાં પડતો બચી ગયો છે; એ તેની ચીઠી પરથી સાબીત થાય છે. સુંદરરાયના સ્વભાવને હું બરાબર જાણું છું તેના કુટુંબને પણ મુળથીજ પીછાણું છું અને એથી સુંદરરાયની સ્વર્ણ જેવી કિર્તીને કલંક લાગે તેવું પગલું ભરવા મારી ઇચ્છાજ નથી ! તમારી ચાલાકી હું સારી રીતે જાણું છું. તમે જરૂર તે કુલટાનો પતો મેળવી શકશો. પરંતુ હરિસિંહ ! તેમાં મને તો માત્ર મારી ગુમ થએલી રકમ સિવાય બીજો કાંઇ પણ ફાયદો નથી થવાનો ! બિચારા સુંદરરાયનું સર્વ નાશ થશે! તેની કિર્તીને કલંક લાગશે ! એમ કરી હું મારી મુક્તાની લાગણી દુઃખાવા માગતો નથી. તપાસ બંધ પડશે, એટલે તે કુલટા પણ શાંત રહેશે. હજુ પણ સુંદરરાયને જીવતો મેળવી શકીશ અને કદાચ તેમ ન થયું તો મુક્તાને હું મારી પુત્રીજ ગણીશ ! મારે કયાં કોઇ રડનાર કુટનાર છે ? પરમાત્માની કૃપાથી મારી પાસે પૈસા છે. તો પછી એક નજીવી રકમ માટે નાહક હેરાન કરૂં તેમાં મને શો લાભ ? "

" અહાહા ? ધન્ય છે. ? આણંદલાલ ? તમારી ઉદાર વૃતિને ? તમારા જેવા શેઠીયાઓજ નોકરોની કદર બુઝી શકે છે. ? સુંદરરાય દોષિત છતાં તેને નિર્દોષ નજરથી જુઓ છો, એ તમારા જેવા લાયક ગ્રહસ્થ શિવાય બીજાથી બની શકેજ નહિ ? "

" તમારી નજરમાં સુંદરરાય ભલે દોષિત હોય, ? પણ હું તો એને નિર્દોષજ માનું છું ? તેણે મારી નોકરી નિમક હલાલીથીજ કરી છે મારે તેનો બદલો તેવોજ આપવો છે. સુંદરરાય ભલે હમણાં નથી પણ તેની પુત્રી મુક્તા અહીંજ છે ? સુંદરરાયની પુત્રી તે મારી પણ પુત્રીજ છે ? મારી મિલકતની અરધી હિસ્સેદાર છે ? મોતીલાલના જેટલીજ તે હકદાર છે ? "

હરિસિંહ આશ્ચર્ય પામ્યો. આણંદલાલની સુંદરરાય પર આટલી બધી પ્રિતિ જોઇ તે મનમાંજ ખુશી થયો. સુંદરરાયપરનો શક સદંતર તેના હૃદયમાંથી નાશ પામ્યો. સુંદરરાયના સદગુણોજ તેની નજર આગળ તરવા લાગ્યા. જેની માલિક પોતે આટલી બધી પ્રસંશા કરે છે, તે કોઇ કાળે દોષિત હોઇ શકેજ નહિ. એમ તેને માની લીધું તો પણ સુંદરરાયને ફસાવનાર કુલટાને કેદ કરવાની તેની ઇચ્છા નાબુદ થઇ શકી નહિ તે બોલ્યો

" આણંદલાલ ? કદાચ સુંદરરાયને ઝાંખ ન લાગે એવી યુક્તિથી તપાસ ચાલુ રાખીએ તો કાંઇ હરકત છે ? "

" નહિ તેમ કરવાની કાંઇ જરૂર નથી ? જુઓ ? હું તમને એક વાત કહેતાં ચુકી ગયો ? જેમ સુંદરરાયને ફસાવનાર એક સ્ત્રી હતી તેમ તેની પુત્રીને સમુદ્રમાં ડુબાડનાર પણ એક સ્ત્રીજ હતી ? સારા

ભાગ્યે પોલીસની મદદથી મુકતા બચવા પામી નહિં તો તે પણ આજે સમુદ્રનો ભોગ થઇ પડી હોત ?"

"હેં ? એ વળી નવું કૌતક ? શું મુકતા આજે સમુદ્રમાં ડુબી ગઇ હતી ? અને તે પણ એક સ્ત્રીએ તેને ડુબાવી દીધી ?"

'હા, હરિસિંહ ? એટલા માટેજ હું તપાસને આગળ લંબાવવા નથી ઇચ્છતો ? હું ધારૂં છું કે સુંદરરાયને ફસાવનાર સ્ત્રીએજ મુકતાને મારી નાખવી ધારી હોય ?"

"ત્યારે તો કૃપા કરી મને એ કુલટાનો પતો મેળવવા દો ? તેણીને સજાએ પહોંચાડવા દો ?"

"નહિ હરિસિંહ ? તેમ કરતાં વળી બિચારી મુકતાને આફત આવી પડશે. ? સુંદરરાયની શત્રુ તેની પણ શત્રુ બની જશે ?"

"ખેર તામારી એવી મરજી છે તો હું લાચાર છું. પણ તમારે તમારા દાવા પરથી હાથ ઉઠાવી લેવો પડશે ?"

"તેનો હું આવતી કાલે બંદોબસ્ત કરીશ ?"

"વારૂ ત્યારે હવે મને રજા છે ?"

"હા, પણ પેલા બિચારા કાળીદાસને છુટો કરવાનું ચુકતા નહિ ?"

"અહીંથી ગયા પછી પહેલું એજ કામ કરીશ બીજું કાંઇ હુકમ છે ?"

"બસ એજ લ્યો આ મારા તરફથી થોડી ભેટ સ્વિકારો ?" એમ કહી આણંદલાલે તીજોરીમાંથી કેટલીક ગીનીઓ બહાર કાઢી

હરિસિંહને આપવા માંડી. હરિસિંહે તે ન લેવા માટે ઘણું કર્યું; પરંતુ આણંદલાલના અત્યાગ્રહ આગળ તેનું કશું ચાલ્યું નહિ લાચારી સાથે તેણે આણંદલાલની ભેટ સ્વિકારી અને રજા લઇ ત્યાંથી ચાલ્યો ગયો.

હરિસિંહના જવા પછી કેટલીકવારે મુકતા શુદ્ધિમાં આવી, તેનું પ્રફુલતું કમળ વદન શોકથી સુકાઇને કૃશ બની ગયું હતું. ખીલતું કુમુદ સુર્યના તાપે સંદિગ્ધ બની ગયું હતું. આણંદલાલે તેણીને સઘળી બાબતોથી વાકેફ કરી જ્યારે તેણે જાણ્યું કે પિતા નિર્દોષ છતાં પોતાને છોડીને ચાલી ગયા છે. ત્યારે તેની ચક્ષુઓમાંથી ફરીને પણ ભાદ્રપદ માસના ગર્જનિક વર્ષાદની સમાન અશ્રુધારા સરિતાના ઉછળતા વેગ પ્રમાણે ભૂમી પટ પર ચાલવા માડી આણંદલાલે તેણીનું શાંત્વન કર્યું મુકતા બાલ્યાવસ્થાથીજ આણંદલાલના હાથમાં ઉછરી હતી. સુંદરરાયના કરતાં પણ તેણી આણંદલાલના વધારે સહવાસમાં આવી હતી. આણંદલાલનો સ્વભાવ તે બરાબર જાણતી હતી. કંઇક લાલચથી, અને કંઇક આણંદલાલના અપુર્વ સ્નેહથી, પણ આખરે મુકતા શાંન્ત થઇ. તેણીએ પોતે બાળક અને નિરાધાર છતાં એવા મનસ્વિ તરંગો લડાવીને પોતાના ભવિષ્ય માટે વિચાર કર્યો કે, જો તે દ્રશ્ય કર્યા હોય તો અજાયબી પેદા થાય, ખરેખર? શુદ્ધ કેળવણી પામેલાં બાળક એવાં ચંચળ હોય તેમાં નવાઇ ગણાયજ નહિ? પિતાના ચાલી જવા પછી તુરત વેળા તેણીને સંતાપ થયો પણ બાલ્ય ખ્યાલથી તે બહુ વાર ટકયો નહિ. આણંદલાલ પણ તેણીને ઓછું ન લાગે અને સુંદરરાયની ગેરહાજરી ન જણાય, એવી રીતે તેણીની સઘળી આશા પુર્ણ કરતો થોડા દિવસ તો મુકતાને પોતાની સાથે રાખી; પરંતુ પાછળથી તેણે મુકતાને સમજાવી પોતાના એકાંત વાસમાં ખલલ ન પડે એટલા માટે

તેણીને રામસ્વામી ગાડીખાતામાં ગુલાબના રક્ષણ તળે પોતાનીજ જગામાં રાખી. થોડા દિવસ તો મુકતાને ત્યાં ગમ્યું નહિ પરંતુ પછીથી જ્યારે તેને પડોશીઓ સાથે ઓળખાણ થઇ ત્યારે તેણીને ત્યાં આનંદ થવા લાગ્યો. આણંદલાલ આ વખતે એક નવું વિષ બનાવવાની ખટપટમાં હતા. એટલે તેના એ કામમાં ખલલ ન પડે એટલા માટે મુકતા માત્ર એક વખત આણંદલાલ પાસે જતી હતી; તો પણ મળતાવડા સ્વભાવની મુકતાએ ટુંક સમયમાંજ આણંદલાલનો સ્નેહ સંપાદન કરી લીધો અને તે એટલે હદ સુધી કે આણંદલાલના ઘરમાં મુકતા કરે તેજ થતું.

બીજે દિવસે આણંદલાલે પોતાના કેસનું રાજીનામું આપ્યું. નિર્દોષ કાળીદાસ છુટો થયો. તેણે રતિલાલની નોકરી છોડી દીધી, અને ખોડી બગીચા પાસે પોતાનું દવાખાનું ખોલ્યું. તેમાં આણંદલાલે તેને સારી મદદ કરી.

પેલો પરોપકારી પોલીસ કે જેના હાથથી મુકતાનો બચાવ થયો હતો, તેને પણ આણંદલાલે સારી જેવી રકમ આપી ખુશી કર્યો.



# પ્રકરણ ૨૧ મું.

## કેસરની કુટીલતા.

ચોરના ચિતને ભય ચોગદમથી અહરનિશ બિહવડાવે છે. તેનું ચિત કદાપિ પણ સ્થિર રહી શકતું નથી! જાણે હમણાં પકડાઇશ, એવા ભયથી ચોરથી એક સ્થાને પણ ટકી શકાતું નથી. તે ગમે તેટલો સાવધ રહેવા છતાં અસ્થિરજ હોય છે, એક સમય પણ જેનો દેહ પાપથી કલુષિત થયો તેને જન્મ પર્યંત પછી શાન્તિ કયાંથી? ભલે તે ચોર ગમે તેવો વિદ્વાન હોય બુદ્ધિમાન હોય કે વિચીક્ષણ હોય, યા તેની ચોરીમાં એવી સફાઇ હોય કે તે પકડાઇ જાય નહિ! ગમે તેમ હોય? તો પણ તેના હૃદયમાં નિવાસ કર તો ધર્મદ્રિષ્ટા જે હમેશાં તેને જુએ છે તે તેને દિન રાત્રી ટોંકયાજ કરે છે. અને તેથી ખાતાં, પીતાં, સુતાં, બેસતાં તેને ચેન પડતું નથી; વારંવાર એમ ત્રાસ થાય છે કે એક વાર પાપનો ઘડો ફુટશે, અને સપડાવુંજ પડશે. છતાં પાપી હૃદય પાછું ઉછળે છે ને વિકારને વશ થાય છે, અને પરિણામે તેના ફળ પણ ભોગવવાં પડે છે. કેસર જો કે સામાન્ય સ્ત્રી નહોતી, તેણી અનેક પાપાચરણો કરી ચુકી હતી, તદપિ કોઇ પણ વખતે તેના મનમાં પાપના ભયનો ખ્યાલ પણ આવ્યો. નહોતો, તો પણ આ ગુન્હો કાંઇ જેવો તેવો નહોતો. વળી તેનું એ કરપીણ કામ પોલીસનો એક અમલદાર જોઇ ગયો હતો ત્યારથી તેના હૃદયમા ભય પેઠો હતો આ એક પાપ પ્રગટ થતાં. તેણીને પોતાનાં બીજાં પાપો પણ પ્રગટ થવાની ધાસ્તી હતી

સુંદરરાય પાસેથી સારી જેવી રકમ ઉચાપત કરવામાં કાંઇ તેણીએ ઓછું કર્યું નહોતું ! ઓછામાં પુરૂં કાળીદાસ પણ એજ કેસમાં પકડાયો હતો, તપાસ હજુ ચાલુજ હતી, એટલે જો તે પકડાય તો જીંદગી સુધી કેદખાનામાં સડવાનું હતું, ડગલે અને પગલે તેણીનો ભય વધવા લાગ્યો ન કરે નારાયણ અને પોતેજ પકડાઇ જાય તો મહાદેવ કે રતિલાલ તેણીને કશી પણ મદદ કરી શકે નહિ, એ તેણી સારી રીતે જાણતી હતી. કારણ કે તેમ થતાં તે બન્નેને પણ તેની સાથે ઘેરાવું પડે રતિલાલ પરજ સઘળું ઢોળી પાડવાનો તેણીને એકવાર વિચાર થયો પરંતુ બીજીજ પળે તે બદલાઇ ગયો કારણ કે તેમ કરવામાં આખરે તેણીનેજ ફસાવું પડે તેમ હતું કોઇ પણ જાતની સાબીતી તો તેણીની પાસે હતી નહિ. હવે શું કરવું ? એ વિચારે તેણીને દિવાની બનાવી દીધી, એકાએક તેને કાંઇ વિચાર આવતાં તે ઉતાવળે પગલે ચાલવા લાગી. અને ફાટક પાસે આવી પહોંચી. આ વખતે સાંજના સાડા સાત વાગી ગયા હતા; મેળામાંથી ટોળાબંધ માણસો પાછાં ફરતાં હતાં ગાડીઓ અને માણસોથી રસ્તો ચીક્કાર ભરાઇ ગયો હતો. એટલામાં તે જેનું ચિંતવન કરતી હતી. તેજ તે માણસોની ભીડમાંથી તેને મળી ગયો તે બીજો કોઇ નહિ પણ ઉમેદમલજ હતો. કેસરે ધાર્યું કે તેણીનું રક્ષણ ત્યાંજ થશે. ઉમેદમલે તેણીને પોતાની કરવા માટે ઘણો પૈસો ખરાબ કર્યો હતો. પરંતુ કુલટા કેસરે તેને આશાની અધર હવામાંજ ઉડાડ્યો હતો. એ પણ એક સમય હતો ! અને અત્યારે એજ કુલટા તેની પાસે પોતાનું રક્ષણ કરવા માટે વિનવવા આવી હતી. એ પણ સમય છે ! જો કે તેની સાથે રહેવાની આશા તો નિર્મુળ થઇ હતી. કારણ કે ઉમેદમલે હવે પોતાની સ્ત્રીને સાથે રાખી હતી. તો પણ

તેણી ધારતી હતી કે ઉમેદમલ તેને ઘણોજ ચાહે છે. એથી તેણે ઉમેદમલ સાથે એવી ઢબથી વાત કરી કે ઉમેદમલે પોતેજ તેણીને પોતાની સાથે હૈદ્રાબાદ આવવાનો આગ્રહ કર્યો, કેસરને તો એટલુંજ જોઇતું હતું. તો પણ કાંઇ ચોક્સ ઠરાવથી ત્યાં જવાય તો ઠીક એમ ધારી તેણીએ ઉમેદમલને કહ્યું.

"તમે મને હવે ત્યાં લઇ જઇ શું કરશો ? તમારી સ્ત્રી તો હવે તમારી સાથેજ રહે છે !"

"હા એ ખરૂં છે. તો પણ તને હું મારી સાથે લઇ જવા માગું છું !"

"પછી તમારી સ્ત્રી સાથે મારાથી કેમ રહી શકાય ? એથી તો ઉલટો ઘરમાં કંકાસ થાય !"

"તારે ક્યાં તેની સાથે રહેવું છે ! હું તને એલાયદા મકાનમાં રાખીશ !"

"એ પણ કંકાસનું બીજ રોપાવા જેવુંજ થયું ના ?"

"અરે ! તું તો ગાંડી છે ! મારી સ્ત્રીને એ બાબતની ખબર પડે ત્યારે એમ થાય ના ?

"એ કાંઇ છાનું રહેશે કે ?"

"છાનું નહિ રહે તો મારે ક્યાં કોઇની દરકાર છે ! વિશેષ થશે તો હું તારે ખાતર તેને પણ તજી દઇશ ! આટલા દિવસ હું તેને ક્યાં બોલાવતો હતો ! "

"ના એમ કરવાથી ઉલટું મને દુઃખ થાય અને તે બિચારીની

જીંદગી પણ એળે જાય ! એમ થાય તો મારે ત્યાં આવવાની કાંઇ જરૂર નથી !"

"અરે ! ઘેલી, એતો એમ કહેવાય. કાંઇ એમ થાય છે ?"

"ત્યારે આ તો તમારો મારા પર કેટલો સ્નેહ છે. એમ જતાવતા હશો ?"

"એ તું ગમે તેમ સમજે તો પણ એ તો ખરૂં કે હું તારે ખાતર એટલુ સાહસ કરતાં ડરૂં તો નહિજ !"

"એ તો હમણાં બોલાય છે ! પણ જ્યારે સ્ત્રીને મળશો ત્યારે સઘળું ભુલી જવાશે !"

"અરે ! તને તે ભુલાય ! કેસર ! તારા માટે મેં કેટલું વેઠયું છે. એ શું તું નથી જાણતી ?"

"એ તો હું જાણું છુ ! તો પણ મારે મારા ભવિષ્ય માટે તો વિચાર કરવો જોઇએ ના ?"

"હા હવે હું સમજ્યો ! તું જો એમ ધારતી હોય કે હું તને છોડી દઇશ તો તે તારી ભુલ થાય છે. છતાં પણ તને મારો વિશ્વાસ ન હોય તો તને દુઃખ ન થાય અને પાછળથી તને કોઇની દરકાર ન રહે, એટલા માટે હું સારી જેવી રકમ તારા નામે પોસ્ટ ઓફીસ અથવા એવાંજ કોઇ બીજાં ખાતામાં જમા કરાવીશ અરે ! તું કહીશ તો મારી તીજોરીની ચાવી તનેજ સોંપી દઇશ પછી છે કાંઇ ?"

"નહિ, ઉમેદમલ ! એટલું બધું કરવાની કાંઇ જરૂર નથી મને તમારા વચન પર વિશ્વાસ છે તમે જ્યારે કહેશો ત્યારે તમારી સાથે આવવા તૈયાર છું !"

"આજેજ હું જવાનો છું તારે પણ આજેજ મારી સાથે આવવું પડશે! કારણ કે હું ત્યાં ત્રણ ચાર માસ રોકાવાનો છું. એટલે ફરીને તને મળવાનો પ્રસંગ નહિ મળે!"

"ભલે, હું તો અત્યારેજ તમારી સાથે આવવા તૈયાર છું! પણ ઉમેદમલ! જો હું ન મળી હોત તો તમે તો મને મળ્યા વગરજ ચાલ્યા જાત કે?"

"ના હું અહીંથી તારે ઘેરજ આવવાનો હતો! અને મારો ઇરાદો તને કોઇ પણ રીતે આજે મારી સાથે લઇજ જવાનો હતો! તારો મેળાપ અહીં થઇ ગયો એ પણ ઠીકજ થયું. હવે તું રાત્રિના દશ વાગે બરાબર તૈયાર રહેજે મારી ગાડી તારા ઘર આગળ એ ટાઇમે આવીને ઉભી રહેશે!"

"વારૂ, પણ ઉમેદમલ! હું ધારૂં છું કે ગાડી દશ વાગ્યા પહેલાં આવે તો સારૂં કારણ કે દશ વાગે તો રતિલાલને આવવાનો ટાઇમ છે, અને મારે તેનાથી છુપી રીતે તમારી સાથે ચાલવાનું છે. જો રતિલાલની હાજરી હશે તો મારાથી નીકળી શકાશે નહિ!"

"વારૂ ત્યારે નવ વાગે ગાડી મોકલાવીશ પણ તું તે વખતે તૈયારજ રહેજે!"

"હું તો હમણાંજ અહીંથી જઇને સઘળી તૈયારી કરી રાખીશ પણ ગાડી સાથે તમે આવો તો કાંઇ હરકત છે?"

"કેમ વળી મારૂં ત્યાં શું કામ છે?"

કેસરે તેના કાનમાં કાંઇક કહ્યું ઉમેદમલ્લ અજબ થયો. કેટલીકવાર સુધી તેણીના મોઢા સામું જોઇ રહયો; અને પછી બોલ્યો; ઠીક છે. હું પોતેજ ત્યાં આવીશ અને મારી સાથે બીજાં પણ બે ચાર માણસોને લેતો આવીશ! એમ કહી ઉમેદમલ્લ તેણીનાથી જુદો પડયો. અને કેસર પણ પોતાના ઘર ભણી ગઇ.

ઘેર આવ્યા પછી કેસરે સઘળી તૈયારી કરવા માંડી. એક ટ્રંકમાં પોતાનાં કપડાં અને દાગીના રાખ્યા; પોતાની કમાઇથી મેળવેલી રકમ તેને કમરે બાંધી લીધી. ડાઇને પણ પોતાની સાથે લઇ જવી. એમ તેને વિચાર આવતાં તેણીએ ડાઇને પણ ટુંકામાં સમજાવી દીધું ડાઇ તો તૈયારજ હતી. કેસર પોતાનો સામાન ઠીકઠાક કરવામાં રોકાએલી હતી. એટલામાં મહાદેવ ત્યાં આવી પહોંચ્યો. અને કેસરને આમ તૈયારી કરતી જોઇ બોલ્યો; "કેમ કેસર! આજે આ બધી શાની તૈયારી થઇ રહી છે!"

મહાદેવના આ પ્રશ્નથી કેસર ચમકી, કંપી, ભયભિત થઇ ગઇ થોડીવાર તો તેને શું જવાબ આપવો એ પણ સુઝયું નહિ. કેટલીકવારે તે કાંઇક વિચાર કરીને બોલી; "મહાદેવ! ઠીક થયું કે તમે પણ સમય પર આવી પહોંચ્યા! ચાલો તમે પણ મારી સાથે તૈયાર થઇ જાઓ!

"પણ ક્યાં?"

"કોઇ નિર્ભય સ્થાનમાં!"

"કેમ અહીં શું ભય છે?"

" અરે ! હજુ પણ ભયનું પુછો છો ! મહાદેવ ! હવે આપણા. માટે સર્વ સ્થળે ભયજ છે ! "

" કેવી રીતે ? "

" મુક્તાના ખુનનો આરોપ આપણા પરજ આવવાનો ! જે વખતે હું મુક્તાને ધક્કો મારી સમુદ્રમાં ફેંકવા ગઇ તેજ વખતે એક પોલીસના માણસે તેને સહીસલામત બચાવી લીધી; અને મને તે કરપીણ કામ કરતાં જોઇ ગયો ! "

" પણ તેથી થયું શું ?

તમને તો કાંઇ નથી ! પણ આ કેસરનો તેના હાથથી બચાવ નો એકે રસ્તો નથી ! "

" અરે ! ઘેલી છે ! આ તારો મિથ્યા ભય છે ! "

" હા હું તો ઘેલીજ છું ના ! તમારા વતી કરપીણ કામો કરવાનું સાહસ કરનાર ઘેલી નહિ તો બીજું શું ! "

" કેસર ! આજે તને કોઇએ ભમાવી છે ! સમજ કે પોલીસ તને એ કામ કરતાં જોઇ ગયો તો પણ શું થયું ? આપણે સઘળું રતિલાલ પરજ ઢોળી પાડીશું ! "

" અરે ! રતિલાલને ફસાવવા જતાં તો આપણે પોતેજ ફસી જઇશું ! "

" તારી ભુલ થાય છે ! રતિલાલ પર ઢોળી પાડવાથી આપણે બચી જઇશું ! તું જાણે છે કે રતિલાલનો તારા પર કેટલો સ્નેહ છે વળી તે એવો ભયંકર માણસ છે કે કોઇના ફંદામાં ફસાયજ નહિ તેને ખુલ્લો પાડવાનો આપણે ભય બતાવીએ તો તે ડરી જઇને આપણો બચાવ કરે તેવો છે ! "

" અરે ! મહાદેવ ! તમે તો ભોળા છો રતિલાલ એમ તમારો ડરાવ્યો ડરી જાય તેવો નથી ! એ તો પોતાનું વાદળ તમારા પર ફેંકી દે તેવો છે ! તેને આંખની પણ શરમ કયાં છે ? "

" એ તારી કલ્પના ભુલ ભરેલી છે ! રતિલાલ આપણાં સબંધમાં એવું કરેજ નહિ ! "

' અરે ! શું ન કરે ! સુંદરરાયનો રતિલાલ પર શું થોડો ઉપકાર હતો ? અરે ! જો વિચાર કરીએ તો રતિલાલ અત્યારે જે સુખી જીંદગી ભોગવે છે તે એ સુંદરરાયનોજ પ્રતાપ છે ! પહેલાં રતિલાલની કેવી નબળી સ્થિતિ હતી એ તમે જાણો છો ? "

" હા. હું જાણું છું ! "

" તો પછી તેણે સુંદરરાય પર આટલી બધી ક્રુરતા કેમ કરી ? અરે ! તેની તો જીંદગી ધુળ કરી પરંતુ બિચારી નિર્દોષ મુકતાને પણ મારતાં એ પાપી ન ડર્યો ! કહો એવો નીચ તમારૂં શું ભલું કરવાનો હતો ? "

" કેસર એમ કરવામાં રતિલાલનો હેતુ કાંઇ જુદોજ હતો ! "

" અરે ! ગમે તેવો હેતુ હોય તો પણ શુ ? કરેલો ઉપકાર ભુલી જવાય. કે ? મહાદેવ ! તમે તો ભોળા છો માણસના પર જયારે આફત આવે છે, ત્યારે સઘળા ઉપકારો ભુલી જાય છે ! તમે મને સમજાવવા માટે રતિલાલનું અત્યારે ગમે તેટલું સારૂં બોલો પરંતુ તેની મને બિલકુલ અસર થનાર નથી ! હું તો આજેજ અહીંથી નીકળી જવાની ! "

" પણ એથી તો તું ઉલટો મને સપડાવશે ! "

" ત્યારે તમે પણ મારીસાથેચાલો ! "

" એ કેમ બને ? "

" ત્યારે તમારૂં તમે ભોગવો ! "

" કેસર ? તને આજે કોઇએ ભમાવી છે ? "

" તે ગમે તેમ હોય એ પુછવાનો તમને અધિકાર નથી ! "

" એટલે હું તારો પતિ છું ! મારો તારા પર અધિકાર છે ! "

" હા, એક એવો સમય હતો. પણ તે હવે નથી ! "

" એ કયારથી ? "

" તમે મને અન્યના અધિકારમાં સોંપી ત્યારથી ! "

" એમ કે ? "

" એમ નહિ તો બીજું શું ! "

" કેસર તને છુટ આપવાનું આજ પરિણામ કે ? "

" એમાં નવાઇ પણ શું છે ! જ્યારે એમ હતું ત્યારે પહેલાં-થીજ વિચાર કરવો હતો ના ! "

" અરે ! તારા ચાલી જવા પછી રતિલાલ મને કેવી અધમ સ્થિતિમાં લાવી મુકશે એ તું જાણે છે ? "

' હા, હું જાણું છું ! તમારા જેવા બાયલા અને પોતાનીજ સ્રીને પર પુરૂષ સાથે વિહાર કરતી નજરે જોનાર પાપીઆઓની એવી અધમ સ્થિતિ થવીજ જોઇએ ! અરે ! ઓ ! નીચ કૃત્ય કરનાર નારકી ! તેં પોતાનો સ્વાર્થ સાધવામાં કેવાં કેવાં દુષ્ટ કૃત્યો કર્યાં છે તેનો ખ્યાલ છે ? સુંદરરાયને ફસાવવામા પણ તારોજ હાથ છે ! બિચારી નિર્દોષ મુકતાનો પ્રાણ લેવા હું તારા કહેવાથીજ ગઇ હતી. ! અફસોસ ! આજ

સુધી મારી પાસે નીચ કૃત્યો કરાવ્યાં ! તેં નજરે જોયા ! અરે ! અનેકના લોહીમાં તેં તારા હાથ ધોયા ! તદપિ તારી સ્થિતિ જેવીને તેવીજ રહી ! અનીતિથી ઉત્પન્ન કરેલો પૈસો તે અનીતિમાંજ ગુમાવ્યો ! મારી જીંદગી પણ ધુળ કરી ! ખરેખર ! મારાં માબાપે તારા જેવા બાયલા સાથે મને પરણાવવામાં ભુલ કરી ! જે રતિલાલને તું તારો મિત્ર ગણે છે તેજ રતિલાલ તારો દુશ્મન થશે ! તારા બુરા હાલ કરશે ! અને આખરે તારે પણ મારી માફકજ નાસવું પડશે ! બીજાને નસાડવાનો પ્રયત્ન કરનારની તો એવીજ દશા થવી જોઇએ ! બીજાનો પ્રાણ લેવાનો ઇરાદો કરનારનું તો અકાળ મૃત્યુ થવુંજ જોઇએ ! મહાદેવ ! તારે માટે પણ એક સમય એવોજ આવશે ! ”

કેસરના આ શબ્દો સાંભળી મહાદેવનો મિજાજ હાથથી ગયો તે સક્રોધ ડોળા ધુરકાવતો કેસર તરફ ફરીને બોલ્યો; “ચુપ કર ચડાળણી! એક પણ શબ્દ આગળ બોલી તો જાનથી ગઇ સમજ ! ”

“ અહો ! જ્યારે આટલું બધું શૌર્ય હતું ! ત્યારે મારી કમાઇ ઉપરજ નિર્વાહ કેમ ચલાવતા હતા !

“ કેસર ! તારે તારા શબ્દો માટે પસ્તાવું પડશે ! ”

“ તેની મને દરકાર નથી ! ”

“ ત્યારે શું તું તારો નિશ્ચય નહિજ ફેરવે ? ”

‘ નહિ ! ”

“ એમ છે ? ત્યારે હવે હું જોઉં છું કે તું કેવી રીતે બહાર જઇ શકે છે ! ”

"અને હું પણ જોઉં છું કે મને જતાં કોણ રોકે છે! હું તો આ ચાલી એમ કહી કેસરે ટ્રંક અને પોટલી ઉપાડવાની ડાઇને ઇશારત કરી, ડાઇએ તેમ કર્યું અને બંને જણી તૈયાર થઇ ગઇ, પણ મહાદેવે ડાઇના હાથમાંથી ટ્રંક અને પોટલી ઝુંટાવી લઇ, કેસરને એક લાત મારી ઘરમાં પાછી ધકેલી દીધી. કેસર જમીન ઉપર પછાડાઇ પડી મહાદેવ તેની છાતી ઉપર ચડી બેઠો. રાંડ......તેનાથી આગળ બોલી શકાયું નહિ કારણ કે તેને પાછળથી કોઇએ એવા તો જોરથી ધકો માર્યો કે તે બેશુદ્ધ થઇ ધરણી પર ઢળી પડ્યો. અને કેસર આવનાર માણસો સાથે પસાર થઇ ગઇ.

---

# પ્રકરણ ૨૨ મું.

## નવો પ્રપંચ.

કેટલીક વારે રતિલાલ ત્યાં આવી પહોંચ્યો. ઘરમાં થએલી ઉથલ પાથલ, અને મહાદેવની દયાજનક સ્થિતિ, આ સઘળું જોતાં તે આશ્ચર્ય પામ્યો. મહાદેવને શુધ્ધિમાં લાવવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ સર્વ નિષ્ફળ! કેસરને બે ચાર બુમો પાડી પરંતુ કેસર હતી ક્યાં કે તેની પાસે આવે! આખા મકાનમાં તે ફરી વળ્યો. પરંતુ કેસર કે ડાઇ બેમાંથી કોઇનો પણ પત્તો ન લાગ્યો જરૂર કાંઇ અનિષ્ટ થયું છે, એમ તેને લાગ્યું. ફરીને પણ તેણે મહાદેવને શુદ્ધિમાં લાવવા માટે પ્રયાસ કરવા માંડ્યો, કેટલીક વારે મહાદેવ શુદ્ધિમાં આવ્યો. તેને રતિલાલે પુછ્યું; મહાદેવ? તારી આ દશા કોણે કરી? કેસર ઘરમાં કેમ જણાતી નથી?

" રતિલાલ! સારૂં થયું; તમે પણ ઠીક સમય પર આવી પહોંચ્યા? આ રાંડ તો અહીંથી નાશી જવાની તજવીજ કરી રહી છે. કેસર હજુ ઘરમાં છે. એમ સમજી મહાદેવે રતિલાલને કહ્યું.

કોણ? કેસર નાશી જવાની તજવીજ કરે છે? ત્યારે આ સઘળી ઉથલ પાથલ તેણેજ કરેલી જણાય છે? રતિલાલે અસ્થવ્યસ્થ પડેલી વસ્તુઓ તરફ આંગળી બતાવતાં કહ્યું.

મહાદેવની તે પર નજર પડતાંજ તે બોલી ઉઠ્યો; " ગઇ? આખરે રાંડ નાશી ગઇ? એ નીચ કુલટાએ આખરે પોતાનું ધાર્યું કર્યું?"

" અરે! પણ છે શું? ક્યાં ગઇ, શામાટે તેણે એમ કર્યું? "

તેણી તો કહેતી હતી કે મુકતાને સમુદ્રમાં ફેંકતાં એક પોલીસ તેણીને જોઇ ગયો છે?

" હેં! મુકતાને સમુદ્રમાં ફેંકી દીધી? અને તે પણ કેસરે? ચાલો એ પણ ઠીકજ થયું, આજે હું એ મુકતાનીજ ગોઠવણ માટે અહીં આવ્યો હતો. ?"

" અરે! સાહેબ? મુકતા કાંઇ મરી ગઇ નથી. પણ બચી ગઇ છે. ?"

" અરરર? એ તો ઘણુંજ ખોટું થયું. કેસરે એવું કાચું કામ કેમ કર્યું?"

" કેસરે તો પોતાનું કામ પુરૂં કર્યું હતું. પણ એક પોલીસના માણસે તેને બચાવી લીધી અને એજ પોલીસનો માણસ કેસરને એ કૃત્ય કરતાં જોઇ ગયો. એટલે તેના ભયથી કેસર નાશી ગઇ અને મારી આ દશા કરતી ગઇ?

" પણ કોની સાથે ? "

" એ તો હું પણ જાણતો નથી? પણ મને પેલા ઉમેદમલ ઉપર શક જાય છે. વખતે એજ હશે? "

હા, ખરેખર એમજ હોવું જોઇએ ? હવે એ લુચ્ચાને હું જોઇ લઇશ ? પણ મહોદેવ ? જો આ કાર્યમાં તારો હાથ હશે તો તારો પણ જાન લઇશ. ?

" નહિ, આમાં મારો જરા પણ હાથ નથી હું બિલકુલ નિર્દોષ છું? "

" હુ એ માનું છું, તો પણ પાછળથી કાંઇ દગો જણાશે તો જાનથી ગયો સમજજે ? "

" હું દગો કરૂં એ તમારે સ્વપ્ને પણ સમજવું નહીં, હવે તો મહાદેવ પણ તેનાજ લોહીનો તરસ્યો છે. ગમે ત્યાંથી એ રાંડનો પતો મેળવીશ. ? તેનું લોહી પીશ ? ત્યારેજ જંપીશ. ? "

" મારી પણ એજ પ્રતિજ્ઞા છે પણ મહાદેવ ? મુકતાનો જીવ લેવાનું કેસરને કયાંથી સુઝયું ? "

" ચપળા બહેને મને તેમ કરવા સુચવ્યું હતું, અને મેં તેણીને તે કામ સોંપ્યું હતું ? "

" કેટલીં મુર્ખાઇ, ? ચપળાએ જો પહેલાંજ મને કહ્યું હોત; તો મેં કાંઇ બીજો બંદોબસ્ત કર્યો હોત. ખેર હજુ પણ કયાં બગડી ગયું છે ? કહે, મને સહાયતા કરશે ? "

" ખરા જીગરથી ? "

' આપણે આ બધું શા માટે કરીએ છીએ એ તું જાણે છે ? '

" હા ઘણીજ સારી રીતે ચપળા બ્હેનના મોતીલાલ સાથે લગ્ન કરવાં એ તમારો મુખ્ય ઉપદેશ છે ? "

" પણ મુક્તા જીવતી છે. ત્યાં સુધી એ બનવું મુસ્કેલ છે. કેમ ખરૂં કે નહિં મહાદેવ ? "

હા મુક્તાની હૈયાતીજ આપણા કાર્યને હરકત કરતા છે ? જો તમારી ઇચ્છા હોય તો મારો એક મિત્ર કે જે મોતીલાલના ચહેરાને આબેહુબ મળતો છે તેની મારફત મુક્તાનું—

હા, ઠીક છે એ લુચ્ચાનો પીર આ કામ બરાબર કરી શકશે ? જા તું તેને મારી પાસે તેડી લાવ !

રતિલાલની આજ્ઞા મળતાંજ મહાદેવ ચાલ્યો ગયો. રતિલાલની ગાડી બહાર ઉભેલીજ હતી. તેમાં બેસી થોડીજ વારમાં તે પોતાના મિત્ર સાથે ત્યાં આવી પહોંચ્યો. તેને સાથે લઇ અસ્થવ્યસ્થ પડેલી વસ્તુઓને યથા સ્થાને ગોઠવવાની મહાદેવને ભલામણ કરી રતિલાલ પોતાના ઘર તરફ વળ્યો.

મહાદેવના એ મિત્રનું નામ સકારામ હતું લુચ્ચા અને બદમાશ માણસ તરીકે તે આખા કરાંચી શહેરમાં પ્રખ્યાત હતો. તે ખુનીઓમાંનો ખુની હતો. તે પૈસાની નીચ લાલચ ખાતર કોઇના ગળાં રેંસી નાખવાને પણ ચુકતો નહિં ગાડી કેટલેક દુર જવા પછી રતિલાલે સકારામને ઉદ્દેશીને કહ્યું: મી. સકારામ ? મારા કાર્યમાં એક માણસ આડે આવે છે એટલે તેનું નડતર દુર કરવા માટે તમારી મદદની જરૂર છે ?

આપને કેવી જાતની મદદ જોઇએ છીએ ? શું તે માણસનો જાન— તે કાંઇ પણ આગળ બોલે તે પહેલાંજ રતિલાલ બોલી ઉઠયો; " હા, હા, તેમજ છે ! પહેલાં તમે મારૂં સઘળું સાંભળી લો હું તમને તમારી આ મદદ માટે પહેલાંથીજ આ પાંચસોની નોટો આપું છું ! એમ કહી રતિલાલે પાંચસોની નોટો સકારામના હાથમાં સરકાવી દીધી અને હું આશા રાખું છું કે; તમે મારૂં કામ સંપુર્ણ રીતે બર લાવશો ! "

" ઘણીજ ખુશી સાથે સાહેબ ! હવે તમે મને સર્વ યથાસ્થિત સર્વ બીના સમજાવો, હું તમારૂં ગમે તેવું કઠીન કામ ઘણીજ સહેલાઇથી કરી આપીશ ! એમ કહી લાલચુ-પાપી-ખુનીએ તે પાંચસોની નોટ પોતાના ગજવામાં સેરવી દીધી. અહા ! નીચ પાપી પૈસા ! તું શું શું નથી કરી બતાવતો ? "

" સાંભળો ત્યારે મી. સકારામ ! તમો ડોકટર આણંદલાલને તો સારી રીતે ઓળખતાજ હશો તેને ત્યાં મુકતા નામની એક છોકરી છે, એજ મારા કાર્યમાં કંટક રૂપ છે ! મારી પુત્રી ચપળાનું હું જેની સાથે લગ્ન કરવા ધારૂં છું તે યુવક તેજ મુકતાના પ્યારમાં પડેલો છે, અને જયાં સુધી મુકતા જીવતી છે. ત્યાં સુધી મારી પુત્રી સાથે પરણવાનો ઇન્કાર કરે છે. મારી પુત્રીએ તેનેજ પરણવાનું પણ લીધુંછે. એટલે એ મુકતા અમારા માર્ગમાં કંટક રૂપ થઇ પડી છે. તેને દુર કરવી. " અર્થાત બસ સાહેબ હું તમારી બધી મતલબ સમજી ગયો છું ! સકારામે વચમાંજ કહ્યું.

" ત્યારે લો આ કટાર ! અને એજ કટારથી જ્યારે તમને લાગ આવે ત્યારે તેને ઠાર કરી, મારા રસ્તામાંથી દુર કરો ! અરે ! હા,

એક મુદ્દાની વાત તો હું તમને કહેતાં ચુકીજ જાઉં છું !" એમ કહી રતિલાલે ધીમે ધીમે તેની સાથે કેટલીક વાત કરી, જે અમારા સાંભળવામાં આવી નથી. તો પણ તેની એ વાતો સાંભળી પેલો પાપી ખરા હૃદયથી કંપ્યો તેના શરીરમાં એક થંડી ધ્રુજરી થઇ આવી; પણ પેલી પાંચસોની નોટો તેને યાદ આવી અને પાછો અસલના સ્વભાવ પ્રમાણે ઘાતકી ખુનીમાં બદલાઇ ગયો, તેણે રતિલાલની તમામ સરતો કબુલ કરી.

આ રીતે રતિલાલ મુક્તાના ખુન માટે સકારામ સાથે મસલત કરી રહયો હતો ત્યારે બીજી બાજુ ચપળા કાંઇ ઉંડા પાણીમાં રમતી હતી. કાળીદાસ કેદમાંથી છુટયા પછી તેણીની પાસે વારંવાર આવતો હતો અને પ્રેમની માગણી કર્યા કરતો હતો ચપળા તેને પુર્વવત્ આશાઓ આપ્યેજ જતી. આમ કરવામાં તેણીનો હેતુ એ હતો કે કાળીદાસની મારફત મુક્તાનું ખુન કરાવવુ જો કે હજી સુધી તેણીએ કાળીદાસને એક અક્ષર પણ કહયો નહોતો, તો પણ પોતાના લગ્ન માટેની લંબાતી જતી મુદતનો જેમ બને તેમ છેડો લાવવો એવા ઇરાદાથી તેણીએ આજ કાળીદાસને એજ કામ માટે બોલાવ્યો હતો. આ રીતે પિતા પુત્રી બંન્નેના વિચાર તરંગો પ્રથક પ્રથક રસ્તાઓ તરફ દોરાએલા હતા.

કેટલીક વારે રતિલાલ સકારામ સાથે ત્યાં આવી પહોંચ્યો ચપળા સકારામને જોતાંજ રતિલાલ સામે જોઇ રહી. તેના નેત્રો જાણે એમ સુચવતાં હોય કે આ મોતીલાલ છે ! રતિલાલ તેણીનો ભાવ સમજી ગયો. તે બોલ્યો "ચપળા ! આ શખ્શને તું ઓળખે છે ? એ મહાદેવનો મિત્ર સકારામ છે ?"

એ સાંભળી ચપળા તો આભિજ બની ગઇ તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તે સ્થિર નેત્રે સકારામની સામે જોઇ રહી તેના હૃદયમાંથી એજ અવાજ આવતો હતો કે; "આતે સકારામ છે કે મોતીલાલ ?" રતિલાલે તેણીને સંતોષ મળે એવી રીતે ઓળખાણ આપી ન હોત તો તેણીના એ માનસિક વિચારોનો કોણ જાણે કયારે અંત આવત ?

ચપળા ! આપણે કેટલીક અગત્યની વાતચિત કરવાની છે અને તે તારાજ સ્વાર્થની છે. માટે ચાલો આપણે ખાનગી ઓરડામાં જઇએ ! રતિલાલે કહ્યું.

રતિલાલે ખાંનગી વાતો કરવાને જે ઓરડો રાખેલો હતો તેમાં સકારામ સાથે પિતા પુત્રીએ પ્રવેશ કર્યો યથાસ્થાને બેસી જવા પછી રતિલાલે ચપળાને ઉદ્દેશીને કહ્યું; "ચપળા ? હું તો તારા માટે ઘણું કરૂં છું પણ તું ઉતાવળમાં કેવું સાહસ કરી નાખે છે. તેનો તને કાંઇ ખ્યાલ આવતો નથી ! મારા સઘળા કાર્ય તારાજ સાહસથી નિષ્ફળ જાય છે ?"

"એમ કેમ પિતાજી ?" ચપળાએ કાંઇક આશ્ચર્ય પામતાં કહ્યું તેણીને ભય લાગ્યો કે મારી ગોઠવણ પિતાના જાણવામાં આવી ગઇ છે કે શું ?

"કેસર પાસે મુક્તાનું ખુન કરાવવાની કોશિષમાં તેં કેટલું સાહસ કર્યું છે !"

ચપળા ચુપ રહી. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ તેણી શરમાઇ ગઇ નીચું જોઇ રહી.

"એટલું છતાં પણ હું તારા માટે મારાથી બનતું કરીશ પણ તારે મારી એક શરત કબુલ કરવી પડશે ?"

"તમારી શી શરત છે ?" ચપળાએ કહ્યું.

"પણ તે તારાથી બનશે ?"

"હા શા માટે નહિ બને ?"

"બહુ ભયંકર કામ છે ? છતાં તેમાં તારોજ સ્વાર્થ છે ?"

"ગમે તેવું ભયંકર હશે તો પણ હું કરીશ ?"

"વારૂ ત્યારે સાંભળ" એમ કહી દુરાત્મા રતિલાલે ધીમે રહી ચપળાના કાનમાં કાંઇક વાતો કરી. ચપળા ચમકી. કંપિ, ભયભિત થઇ ગઇ. તેણી રતિલાલની સામે એકી ટસે જોઇ રહી. તેણીની આ સ્થિતિ જોઇ રતિલાલે કહ્યું: "કેમ ચપળા? કાંઇ ભય લાગે છે ?"

"ભય ? રતિલાલની પુત્રીને વળી ભય કોનો હોય ? પણ પછી મુકતાનું"—

"એ માટે પણ ગોઠવણ થઇ ગઇ છે. ગુલાબને અગાઉથી સમજાવી દીધેલી હોવાથી તેણી ચોકસ કામનું બહાનું કાઢી મુકતા પાસેથી રજા લઇ પોતાને ઘેર બેઠી છે. એટલે મુકતા આજે એકલીજ હશે અને આ સકારામ કે જેનો ચહેરો તું જુએ છે તેમ મોતીલાલને બિલકુલ મળતોજ છે; તેજ આજે રાતના મુકતાનું કાટલું કાઢી નાખશે મારી વહાલી પુત્રીના કાર્યમાં આડે આવતા કંટકને સદાને માટે દુર કરશે? તેના એ કાર્ય બદલ મેં તેને આજે પાંચસો રૂપિઆ પણ આપેલા છે?

રતિલાલનું આ ભાષણ સાંભળીને ચપળા તો આભિજ બની ગઇ, જે કામ પોતે કાળીદાસ પાસે કરાવવા માગતી હતી તે કામની ગોઠવણ તો રતિલાલે અગાઉથીજ કરેલી છે. હજુ તે સબંધી એક શબ્દ પણ કાળીદાસને કહેલો નથી એ ઠીકજ થયું છે, નહિ તો સાહસ વૃતિનું પરિણામ મારાજ ગેર લાભમાં આવત એવો માનસિક ઉદ્દગાર ચપળાના હૃદયમાંથી નીકળી ગયો પરંતુ તેણીને કયાં ખબર હતી, કે પિતા પુત્રી વચ્ચે ચાલતી વાતચિત કાળીદાસ કયારનો સાંભળી રહયો હતો ! તેણીએ કાળીદાસને જે ટાઇમપર બોલાવ્યો હતો. તેજ ટાઇમ પર તે આવીને હાજર થયો હતો. પરંતુ રતિલાલની હાજરીમાં નહિ આવવાનું ચપળાએ કરેલું સુચન કાળીદાસના સ્મરણમાં હતું એથી તે રતિલાલની બહાર જવાની રાહ જોતો બાજુના ઓરડામાં બેઠો હતો; અને તે આ પિશાચોના ધ્યાનમાં નહોતું. પિતા પુત્રી વચ્ચે થયેલી વાતચીત તેણે બરાબર સાંભળી હતી રતિલાલ આવો નીચ છે એ તેણે આજેજ જાણ્યું હવે તેઓ કેવા નિશ્ચય પર આવે છે તે જાણ-વાની અભિલાષાથી આતુરતા પુર્વક સાંભળવા લાગ્યો.

" વારૂ ત્યારે સકારામ ! હવે તું જા, પણ યાદ રાખજે જો સમય ચુકયો તો ફરીને તેવી સગવડ મળવી મુશ્કેલ છે ! કેટલીકવારે રતિલાલે સકારામને ઉદ્દેશીને કહ્યું.

" અરે ! તમે જુઓ તો ખરા આજ રાત્રે તો મુકતા હતી નહતી થઇ જશે ! સકારામે પ્રત્યુત્તર આપતાં કહ્યું.

" હા, પણ સકારામ ! તારે ત્યાં કેવી રીતે વર્તવુ એ તો તારા ધ્યાનમાં છે ના ! રતિલાલે કેટલીકવારે કાંઇ વિચાર આવતાં પ્રશ્ન કર્યો.

"હા સાહેબ ! તમોએ મને રસ્તામાં સમજાવ્યું હતું જે હજુ મારા સ્મરણમાં છે !

"વારૂ લે, આ મોતીલાલનાં કપડાં છે તે પહેરી લે ! અને પેલી કટાર:—

"હા તે મારી પાસેજ છે પણ સાહેબ ! એ કપડાં પહેરવાથી લાભ શું ?"

"લાભ એજ કે: મુક્તા તને મોતીલાલ તરીકેજ ઓળખે અને તારે પણ તેવુંજ વર્તન રાખવું !

"પણ એવો સમય શામાટે આવવા દઇશ ! નિંદ્રાવસ્થામાંજ તેનું ખુન નહિ કરૂં ?

એ તો હું પણ સમજું છું પણ સમજ કે તેમ કરવામાં તું નિષ્ફળ થયો અને મુક્તા જાગી જાય તો તું શું કરે ?

'તો હું શું કરૂં ? અરે એમ થાય તો પણ હું તેનું ખુન કરીનેજ પાછો ફરૂં !'

'અરે ! તેમ થવામાં પણ નિષ્ફળતા મળી તો ?'

'પણ એ બનેજ કેમ ?'

'મુક્તા ભયથી બુમ પાડે અને અચાનક તેણીને કોઇની મદદ મળે તો તું શું કરે ?'

'એટલે તમારૂં કહેવું એમ છે કે એવા સમયમાં આ કપડાં મારો બચાવ કરે ?'

'હા અને એટલા માટેજ તને તે પહેરવા માટે કહું છું !'

'છટ ! શું તમે સકારામને બાયલો સમજો છો ? એક અબળાથી ડરે તેવો નિર્બળ માનો છો ?'

'નહિ સકારામ! મારૂં એમ માનવું નથી. પણ મારો હેતુ કાંઇ જુદોજ છે. જો સાંભળ તારો ચહેરો આબેહુબ મોતીલાલને મળતોજ છે. અને આ કપડાં પણ મોતીલાલનાંજ છે, આ કપડામાં સજ થએલો હોઇશ તો મુકતા તને મોતીલાલ તરીકેજ ઓળખશે. અને એમ થશે એટલે તું તેણીના પર ગમે તેટલો જુલમ કરીશ તોપણ તેણી કાંઇપણ કરશે નહી, બુમ પાડશે નહી. કારણકે તેનો મોતીલાલ ઉપર સંપુર્ણ પ્રેમ છે. તેણી પોતાનો પ્રાણ આપવાનું કબુલ કરશે. પણ મોતીલાલને ખુલો પાડવાનું કદી સાહસ નહી કરશે એ મને ખાત્રી છે પણ એક વાર એમ પણ સમજ કે તેણીએ ભયથી બુમ પાડી અને મદદ પણ મળી તોપણ તું સલામત બચી શકશે. મુકતા તો પોતાના ખુની તરીકે મોતીલાલનુંજ નામ આપશે કારણકે તેણી તને મોતીલાલ તરીકેજ ઓળખશે!

"હા હવે હું તમારી મતલબ સમજ્યો. પણ જો તે જાગી જાય અને વાતચીતનો પ્રસગ આવે તો મારે શું કરવું; તે પણ ભેળાભેળું સમજાવી દોને!"

'તે હું તને સમજાવું છું' એમ કહી ગુલાબ મારફતે સાંભળેલી મુકતા અને મોતીલાલની પ્રથમ મુલાકાત તેમાં થએલા કોલ કરાર વિગેરે ટુંકામાં સમજાવી દીધું. અને તેનેજ અનુસરીને વાતો કરવાનું સમજાવી દીધું.

'પણ ખુન શામાટે કરે છેઃ એમ તેણી પુછે તો મારે શું જવાબ આપવો?'

પૈસા માટે આણંદલાલે પોતાની મિલકતનું વીલ મુકતાના નામનું કરેલું છે. તો તું એ કારણ આપીશ એટલે તે ખરૂંજ માનશે. અને ત્યાં સુધી તો તેણીને સુતીજ મારી નાખવી. પરંતુ તેમ કરવામાં નિષ્ફળતા થાય ત્યારેજ આ સઘળી બાબતોનો ઉપયોગ કરવો."

"બનશે ત્યાં સુધી તો એમજ કરીશ, તોપણ એ સઘળું જાણી લેવું સારૂં."

'એટલા માટે તો મેં તને કહ્યું ના? વારૂ હવે જા, અને કાર્ય સફળ કર!

સકારામ ઉઠ્યો તેની પાછળ ચપળા મહાદેવ અને રતિલાલ પણ ચાલ્યાં અને બારણા સુધી સકારામને મુકવા ગયાં ત્યાં પણ રતિલાલે સકારામને કેટલીક અગત્યની સુચના કરી. સકારામના ચાલી જવા પછી પિતા પુત્રી પોતાના રૂમમાં ગયાં. કાળીદાસ તો તે પિશાચોની વાતને અંતે, સંપુર્ણ જાણીતા થયા પછી તેઓની પહેલાં પાછલે બારણેથી પસાર થઇ ગયો હતો.

પ્રિય વાંચક ! આ કળીયુગના જમાનામાં આપણે શું જોઇએ છીએ. એજ કે, લુચ્ચાઇથી પૈસા મેળવતા બદમાસો, કઇકનાં ગળાં કાંસતા કસાઇઓ, મોટી હવેલી કે બંગાલાની અંદર શાન્તિથી ઘોરે છે અને તેઓ દુનિયામાં પુજ્ય છે! જ્યારે ઇશ્વર ભજનમાં લિન્ન થએલા દુનિયાના મોહ ફંદને તજનારા કમનસીબ વિરલાઓ જંગલે

જંગલ રખડે છે ? અને ઉજડ રાનમાં સુઇ પોતાનો વખત પસાર કરે છે ? એ પણ કળીયુગના કૌતક નહિ તો બીજું શું ! પણ એતો નિશ્ચય છે. કે વહેલે કે મોડે "ધર્મનો જયજ થવાનો."

---

# પ્રકરણ ૨૩ મું.

## જરા દરવાજો ખોલોની?

પ્રિય વાંચક ! હવે આપણે સુંદરરાય તરફ વળીએ ઘેરથી નીકળ્યા પછી સુંદરરાયે પ્રથમ આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ બીજીજ પળે તેનો એ વિચાર બદલાઇ ગયો આત્મઘાત જેવું મહાપાપ કરવા કરતાં બદ્રિનારાયણ અથવા એવાજ કોઇ પવિત્ર સ્થળમાં શાન્તિથી જીવન ગાળવું એ સર્વ કરતાં ઉત્તમ છે. એવા પવિત્ર વિચારે તેના હૃદયમાં ઘર કર્યું બદ્રિનારાયણ જવું; એ નિશ્ચય થયો તે સીધો કેન્ટોન્મેંટ સ્ટેશન પર ગયો. તપાસ કરતાં બદ્રિનારાયણ પહોંચી શકે તેટલા પૈસા તેની પાસે નહોતા, તો પણ તે હિમ્મત હાર્યો નહિ. "જે પરમાત્માએ મને એ રસ્તો બતાવ્યો છે. એજ મને ત્યાં પહોંચાડશે" એવા વિચારથી તેણે હૈદ્રાબાદની ટીકીટ લીધી. બરાબર રાતના નવ વાગે કેન્ટોન્મેન્ટ સ્ટેશનથી ગાડી ઉપડી અને રાત્રિના સાડાબાર વાગે હૈદ્રાબાદ જઇ પહોંચ્યો, રાત્રિ તો સુંદરરાયે સ્ટેશન પરજ ગાળી જો કે હૈદ્રાબાદમાં તેના ઓળખીતા ઘણા હતા. પરંતુ તેને ત્યાં જવાનો સુંદરરાયનો બિલકુલ વિચાર નહોતો, તે પરબારો પુલેલી પર ગયો અને તેના કિનારા

પર આવેલા રામઘાટમાં ઉતારો લીધો. અત્યારે આપણે તેને ત્યાંજ ઉભેલો જોઇએ છીએ. તેનો ચહેરો ચિંતાતુર દેખાય છે, પોતે શા કારણથી અને કયા સંયોગો વચ્ચે અહીં આવ્યો છે તેનું જ્યારે તેને ભાન થયું, ત્યારે અવકાશ પામેલા મગજમાં પાછા દુર્ષ્ટ વિચારોએ પ્રવેશ કર્યો. ' હવે મારૂં શું થશે? હું કયાં જઇશ? શું કરીશ? કોને મળીશ?" એવા પ્રશ્નો તેના મનમાં થવા લાગ્યા. અને હજુ તેની કલ્પના તેનો ઉતર દે, તે પહેલાં તેનું ચિત્ત એક નવા વ્યાપારમાં ગુંથાયું, તેનું ચિત્ત એક સુંદર વિક્ટોરિયા તરફ ખેંચાયું. આ વિક્ટોરીયામાં બેસનારી માત્ર એક સ્ત્રીજ હતી; જયારે તેના રક્ષકો બે હતા. એક હાંકવા બેઠો હતો, અને બીજો પાછળ ઉભો રહી, બાજુ! બાજુ! કરતો લોકોને દુર ખસેડવા બુમ મારતો હતો. ત્યાં ઉભેલા સર્વ મંડળનું એક સરખું ધ્યાન આ નવી ગાડી તરફ ખેંચાયું. અહા કેવું રૂપ! ખરેખર કોઇ ભાગ્યશાળીના ઘરને શોભાવનારી પુતળી? અરે! એ તો વેશ્યા છે વેશ્યા! આવા અનેક શબ્દોચારથી ભિન્ન ભિન્ન મત આપનારાઓની નજર તે સુંદરીના સૌંદર્ય ઉપરજ ખેંચાઇ રહી હતી.

આ કોઇ ગ્રહસ્થના ઘરની સ્ત્રી નહિ, પણ એક નાયકણ હતી. એમ જયારે સુંદરરાયે જાણ્યું ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આવાં સ્ત્રી રત્નો આવા નીચ ધંધામાં? શું સુંદરતાનો સર્વ આવોજ ઉપયોગ કરે છે? ખરેખર? પ્રભુ તારી વિચિત્ર સૃષ્ટિમાં આ પણ એક વિચિત્ર લીલા!

ગાડી છેક નજીક આવી પહોંચી; અને વિકટોરીઆ એક ઝાડના થડ સાથે અથડાઇ ધમણના ચુરા થવા સાથે ગાડીમાં બેસનારાઓ જમીન દોસ્ત થયાં આ અકસ્માત તરફ સુંદરરાયનું ધ્યાન ખેંચાયું અને ખેંચાતાની સાથેજ તે દોડયો, અને ઉલટાઇ પડતી એક યુવાન અબળાની વ્હારે ધાવામાં તેનો ઉત્સાહ સફળ થયો. તે અબળાને અદ્ધરથી પોતાના હાથના બળે પડત પહેલાં થોભાવી જેમ એક ઉંચેથી ચીભડું પડતાં ચુરેચુરા થઇ જવાની અણી પર હોય, અને તેને માણસ અધરથી ઉપાડી સુરક્ષીત રાખી શકે; તેમ આ અબળાને સુંદરરાયે ઝાળવી અને બચાવી તો પણ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા ભયે તેને બેશુદ્ધ બનાવી દીધી; તેવી બેશુદ્ધિમાંજ તે સુંદરરાયના હાથમાં પુતળાની માફક પડી રહી થોડી વારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેને પોતાના જીવ બચાવનારનો આભાર માન્યો. ભાંગી ગએલી ગાડીને હાંકનારો તે અબળાની સુચના મુજબ તબેલામાં લઇ ગયો અને પોતે એક ભાડાની વિકટોરીયા કરી તેમાં બેસી સુંદરરાય તરફ દયાર્દ્ર દ્રષ્ટિથી બોલી; " આપ મારા ઘર સુધી મને પહોંચતી કરી શકશો ? " " ઘણીજ ખુશીથી ! " એમ કહેતો સુદરરાય ગાડીમાં ચઢી બેઠો.

" કઇ બાજુ હાંકવી છે બાઇ સાહેબ ? ગાડીવાળાએ પુછ્યું. તે સ્ત્રી તરફથી ઉતર મળતાં પુરપાટ વિકટોરીયા દોડવા લાગી, કેટલેક દુર ગયા પછી કોણ જાણે કેવી લાગણીઓ તે અબળાના હૃદયમાં સ્ફુરવા લાગી કે તેનાથી પુછી જવાયું કે. " હું જે ગ્રહસ્થની મદદથી બચવા પામી છું તેનું નામ જાણવાને હકદાર થઇશ ?'

"મારૂં નામ સુંદરરાય છે? આપ મારી મદદથી નહિં પરંતુ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથીજ આયુષ્યમાન રહેવા પામ્યાં છો.?"

"પણ જો આપની વખતસર મદદ મળી નહોત? તો હું અત્યારે જુદીજ સ્થિતિમાં હોત? અને કદાચ મારો આત્મા આ ખોળીયાને છોડી પણ ગયો હોત? મારી આયુષ્યની દોરી તમારાથીજ ટકી છે? અને તે ઉપકારનો બદલો વાળવા મારી સમૃધ્ધિ કાંઇ વિસાતમાં નથી?"

"તે તમારી લાયકાત બોલાવે છે. હું તો ફક્ત નિમિત માત્ર ગણાઉં."

"છતાં આપે કરેલા ઉપકારનો બદલો મારે કાંઇ આપવો જોઇએ?"

"માફ કરજો બાઇ? સુંદરરાય કાંઇક" તિરસ્કાર યુક્ત બોલ્યો; "મેં કોઇ જાનનો ઉપકાર કર્યો નથી. છતાં મનુષ્યની નજરમાં તે ઉપકાર ગણાતો હોય તો પણ હું તે કાંઇ બદલો લઇ વેચવા માંગતો નથી?"

બદલો શબ્દ વાપરવામાં તે અબળાએ કેટલું બધું સાહસ કર્યું તેનું તેને ભાન થતાં, તેનું હૃદય પોતાની મુર્ખતા હૃદયમાંજ કબુલી શરમાયું. કંઇક શબ્દો બોલી પોતાની થયેલી ભુલ સ્વિકારવાની લાગણીને અવકાશ ન મળ્યો. અને સબુરના અવાજે ગાડી ત્યાંજ થોભી,

અંદરથી બન્ને જણા ઉતર્યાં અને બંગલામાં પગ મુકતાંજ સુંદરરાયની મનોવૃતિઓ જાગ્રત થઇ, પોતે પણ આવાજ બંગલાનો

સહવાસી છતાં, અત્યારે છેકજ દીન અવસ્થામાં આવી પડયો છે. મુકતાને રઝળતી કરી છે તેનો વિચાર થતાં તેની આંખમાંથી મોતી રૂપે બે ચાર બિંદુઓ બહાર પડયાં.

"હવે મને રજા છે, બાઇ?"

"કેમ આપને કાંઇ ઉતાવળ જેવું છે?"

"ઉતાવળ તો નથી પરંતુ હું રસ્તાનો અજાણ છું, બતીનો વખત થયો છે અને બહુ દુર જવું છે. રાત્રિને વખતે ઉતારો શોધવો મુશ્કેલ થઇ પડશે, તેથીજ આપની રજા ચાહું છું."

"તમારી મુશ્કેલીઓ દુર કરવા મારૂં માણસ મોકલીશ પછી કાંઇ?"

"પણ હવે જ્યારે આપ આપના મકાનમાં નિર્ભય છો; ત્યારે મને ખોટી કરવામાં તમારો શો સ્વાર્થ સમાએલો છે?"

"થોડી વાર બેસશો તો આપ જાણી શકશો! હું ફકત બે, મીનીટ આપને છોડી જવા માટે માફી માગું છું. જરા મહેરબાની કરી બેસજો; હું હમણાજ આવું છું! એમ કહી તે બાજુના ઓરડામાં ચાલી ગઇ થોડીજ વારમાં પાછી તે જે ઓરડામાં સુંદરરાયને બેસાડયો હતો ત્યાં આવી. આ વખતે તેણીએ સર્વે અલંકારો તજી ફકત સફેત સાળુ કાનમાં એરીંગ અને હાથમાં બે હિરા જડિત સ્વર્ણની બંગડીઓજ ધારણ કરી હતી. પણ તેથી તેના રૂપમાં અગાઉના અલંકારાદિક વસ્ત્રો કરતાં વધારો થયો હતો, સફેત પોશાકમાં તે એક દેવાંગના અથવા આકાશમાંથી ઉતરી આવેલી અપ્સરાનું ભાન કરાવતી હતી."

" ત્યારે તમે આ શહેરના અજાણ્યા છો કે ? તે સ્ત્રીએ ઓરડામાં દાખલ થઇ ખુરશી પર બેસતાં પુછ્યું."

જી હા; સુંદરરાયે સભ્યતાથી જવાબ આપ્યો.

" ઓહો ! ત્યારે તો પરમાત્માએજ મારા રક્ષણ માટે આપને મોકલ્યા ? "

' સંસાર એમ માને ખરો ? "

" ત્યારે તમે શું સંસાર બહાર છો કે ? "

" હજુ સંસારીજ છું ! પણ હવે તે મને ઘણોજ દુર્ઘટ ભાસે છે ! "

" ત્યારે વૈરાગ્ય ધારણ કરવાના હશો ! "

" જે કાળે જે નિર્માણ થવું હશે તે થયાજ કરશે ! "

" આપણી ઇચ્છા ન હોય તો પણ ! "

" આપણી ઇચ્છા શા કામની ? મનુષ્યની ગમે તેવી ઇચ્છા હોય તો પણ જગ નિયંતાની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કરી શકાતું નથી ! "

" ખરૂં છે; સુંદરરાય ! " પરમાત્માની ઇચ્છા હોય તેમજ થાય છે ! તે સ્ત્રીએ નિશ્વાસ નાંખતાં કહ્યું.

કેમ નિશ્વાસ નાંખો છો ! તમને તો પરમાત્માએ સર્વ સાહ્યબી આપી છે. સર્વ વાતે સુખી જણાઓ છો ? "

" હા એ ખરૂં છે. પણ જો પૈસાથીજ સુખી થવાતું હોત, તો પૈસાવાળાને દુ:ખનાં દર્શન પણ ન થાત ! સુંદરરાય ! ખરૂં પુછો તો સઘળો વૈભવ મને શ્મશાન જેવો લાગે છે ! "

" એમ કેમ ! "

" હું જો કે વૈભવશાળી પતિની પત્નિ છું પરંતુ તે વૈભવ મને "..................

" શું તમારા પતિનો તમારા પર અભાવ છે ? "

" ના તેવું તો કાંઇ નથી, પરંતુ કેટલાક દિવસથી એક સ્ત્રી કરાંચીથી અહીં આવેલ છે, તેના મોહપાશમાં તે સપડાયા છે. આખો દિવસ ત્યાંજ પડી રહે છે સાંભળવા પ્રમાણે તે સ્ત્રી સાથે તેઓનો કરાંચીથીજ કાંઇ સબંધ થએલો છે. સુંદરરાય? શું કહું? હું જન્મની દુ:ખી છું માતા પિતા બાલ્યાવસ્થામાંજ ગુજરી ગયા, મારા કાકાએ મને સુખી કરવાના ઇરાદાથી આવા સમૃદ્ધિવાળા ઘરમાં આપી, પરંતુ મારાજ કરમે પતિ વ્યભિચારી મળ્યો શું કરૂં? કોને કહું ? જો કોઇ વખતે પતિ અહીં આવે છે, અને તેને કહું છું તો બે ચાર ગાળો અને વખતે માર પણ ખાવો પડે છે ! પતિની ગેરહાજરીને લીધે લોકો મને કુલટા વેશ્યા કે એવાજ અનેક અલંકારોથી અલંકૃત કરે છે; પરંતુ તે હું મુંગે મોઢે સહન કરૂં છું ! પરમાત્માની એવીજ ઇચ્છા હશે એમ મનવાળી બેસી રહું છું ! "

" હોય બહેન ! પતિ ગમે તેવો વ્યસની, વ્યભિચારી કે એવાજ બીજા અનેક દુર્ગુણોથી ભરેલો હોય છતાં તેનાં છિદ્રો ખુલ્લાં ન કરવાં એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે ! કારણ કે તેમ કરવાથી પતિની પ્રિતી મેળવવાને બદલે ઉલટું તિરસ્કારનેજ પાત્ર થવાય છે ! ઠોકર વાગશે એટલે પોતાની મેળે ઠેકાણે આવશે ! "

" હવે એ ઠેકાણે આવી રહયા ! મને તો લાગે છે કે જો લાંબો સમય આમ ચાલશે તો સર્વ સંપતિનો પણ નાશ કરશે ! "

" શું તેઓ ઘેર આવતાજ નથી ? "

" આવે છે, માત્ર અર્ધો પોણો કલાક ઘરમાં રહે છે ખાવા પીવાનું તે કુલટાને ત્યાંજ રાખેલું છે ! "

હરિ ! હરિ ! કેવો જમાનો ? જયાં જુઓ ત્યાં આવાંજ દ્રશ્ય દ્રષ્ટિએ પડે છે !

" હશે બ્હેન ! હવે એ વાતને જવા દો ! તમારા પતિની પિછાણ થશે તો પ્રસંગ આવતાં હુંજ તેને સમજાવીશ ! " સુંદરરાયે વાતને ટુંકી કરવાના ઇરાદાથીજ એમ કહ્યું હતું. પણ તેમ કરતાં તો ઉલટી " મરજીદ કાટે વળગી તે સ્રીએ તેના એ શબ્દને પકડી લીધો. અને બોલી; " ત્યારે કૃપા કરી જેમ મને મરતાં બચાવી છે તેમ આજેજ મારા પતિને સમજાવી; મારા સુખનું નાશ કરનારી કુલટાથી છોડાવોને ! તેઓ હમણાંજ આવશે ! "

" પણ હજુ મારો તેની સાથે બિલકુલ પરિચય નથી; તે પહેલાં મારાથી તેને શું કહી શકાય ? સુંદરરાયે પુનઃ પોતાનો બચાવ કર્યો. "

" હું ઓળખાણ કરાવી આપીશ ! મારા પ્રાણદાતા પર તે પણ પ્રસન્ન થશે. અને એ વાતનો પ્રસંગ પણ હુંજ પ્રાપ્ત કરાવી આપીશ ! " તે સ્રી સુંદરરાયને આજે નહિ જવા દેવાના નિશ્ચયમાં દ્રઢ રહી.

" તો પણ મારૂં હૃદય તેમ કરવા ના પાડે છે ! તમો એકલાં છો એટલું છતાં અત્યારે હું અહીં બેઠો છું એ પણ મને ઠીક નથી લાગતું ! હવે મને રજા આપો, તો હું જાઉં વળી કોઇ અન્ય પ્રસંગે તમને મળીશ ! "

" નહિ, એમ ન કરો આજની રાત તો અહીં રહીજ જાઓ ! મને ખાત્રી છે કે તમે મારા સ્વામીને સારી રીતે સમજાવી શકશો ! સુંદરરાય ! જેમ મારા પ્રાણનું રક્ષણ કર્યું તેમ મારા સૌભાગ્ય રક્ષકને પણ સુધારો ! તેને વ્યભિચારના ઉંડા ગારમાં ડુબતા બચાવો ! એ પણ એક પરમાર્થજ છે ! "

સુંદરરાય વિચારમાં પડ્યો. હવે શું કરવું આવીજ સુંદર સ્ત્રીમાં પોતે એક વખત લુબ્ધ થયો હતો, અને એ સુંદરતાની સુંદરી એજ તેનું સર્વ નાશ કર્યું હતું. એ વિચાર તેના હૃદયમાંથી એકવાર પસાર થઇ ગયો પરંતુ બીજીજ પળે તેને એક બીજો વિચાર આવ્યો, તે વિચારવા લાગ્યો કે હજુ તો તે મને ઓળખતી પણ નથી. હું કોણ છું ? શા કારણથી અહીં આવ્યો છું! એ તેને ખબર પણ નથી; છતાં માત્ર થોડા પરિચયના પ્રસંગેજ, કેટલી સભ્યતા ? આટલી બધી લક્ષ્મી અને વૈભવ હોવા છતાં, કેવું નમ્રપણું ? ખરેખર લોકો આ બિચારીના સંબંધમાં ખોટી અફવાઓ ફેલાવી નાહક તેણીને વધારે દુ:ખી કરે છે. અને હલકી પાડવાનો પ્રયત્ન કરે છે ! સુંદરરાયની આ કલ્પના કેવળ ખોટીજ હતી. જે સ્ત્રીને સંબોધીને તે આવા

વિચારો લઇ ગયો હતો તે ફક્ત પોતાની પ્રત્યેના વર્તનથીજ હતા. ? ખરી રીતે તો તે સ્ત્રીએ સુંદરરાય સાથે આટલી સભ્યતા જાળવવામાં પોતાની પ્રકૃતિ વિરૂદ્ધ કાર્ય કર્યું હતું, અને તેમ શાથી થયું હોવું જોઇએ, તેની કલ્પનાજ જો માત્ર સુંદરરાયને થઇ હોત તો તે કોઇ જુદોજ માર્ગ ગ્રહણ કરત ? તે તો બિચારો એમજ સમજ્યો કે જ્યારે તેણી બહુ કાલાવાલા કરે છે અને તેનો પતિ હમણાંજ આવવાનો છે તો તેને એ શિખામણના શબ્દો કહેવામાં મને શું હરકત છે ? એમ ધારી તેણે તે સ્ત્રીની એ ઇચ્છાને સ્વિકારી, અને ત્યાંજ રહયો છેક રાત્રિના દશ વાગી ગયા પણ તે સ્ત્રીનો પતિ ઘેર આવ્યો નહિં આથી સુંદરરાયને ચિંતા થઇ, અને પોતે અહીં સ્ત્રીની સાથે એકલા રહેવામાં સાહસ કર્યું છે તેના માટે પસ્તાવો થવા લાગ્યો. પરંતુ કરે શું ? અત્યારે તે ક્યાં જાય ? હૈદ્રાબાદ તેણે કોઇ દહાડો જોયેલું નહિ, વળી રાત્રિના દશ વાગી ગયા હતા. રાત્રિ અંધારી હતી. એટલે ઉતારો શોધવો મુશ્કેલ થઇ પડે તેમ હતું. એટલુંજ નહિં, પરંતુ જ્યાં ઉતારો રાખ્યો હતો તેઓ આટલી મોડી રાત્રે ઉઘાડશે કે નહિ, એ પણ તેને શંકા હતી. વળી. તે ઘણે દુર હતો એટલે લાચારી સાથે તેણે ત્યાંજ સુવાનો ઠાંવ કર્યો, અને તે સ્ત્રીને કહ્યું કે " હજુ સુધી તમારા સ્વામી તો આવ્યા નહિ ? નાહક આજે તમે મને રોકયો ! "

" હવે તો તે હમણાં આવવા જોઇએ ? છતાં પણ જો તમોને નિંદ્રા આવતી હોય; તો બાજુના ઓરડામાં મેં તમારા માટે બિછાનું તૈયાર રાખ્યું છે; તેમાં જઇ શયન કરો ? તેઓ આવશે એટલે હું તમોને જગાડીશ. ? એમ કહી સુંદરરાયને સુવાની જગા બતાવી પોતે પણ પોતાના ઓરડામાં ગઇ.

સુંદરરાય સાથેના પરિચય પછી આ સ્ત્રીની તીવ્ર લાગણીઓ હળવે હળવે સ્ફુરવા લાગી હતી. અને કંઇક નિશ્ચયો મનમાં કર્યા છતાં કોણ જાણે કેવી લાગણીઓ તેની મરજી ઉપરાંત પોતાનું કાર્ય કર્યે જતી હતી.

પ્રિય વાંચક ? આ સ્ત્રી આપણા પરિચિત ઉમેદમલની સ્ત્રી હતી. તેનું નામ શાન્તા હતું ઉમેદમલનું લગ્ન ચાર વર્ષ પુર્વે થયેલું હતું કેટલાક કારણોને લઇને તેનો પોતાની સ્ત્રી પર અભાવ હતો. એથી તે તેણીને પોતાની સાથે રાખતો નહિ. અને પોતે ઘણું ખરૂં કરાચીમાંજ રહેતો જો કે તેની સ્ત્રીમાં બીજા કોઇ પણ જાતના અપલક્ષણો નહિં હતાં, તે દેખાવમાં પણ ઘણીજ સુંદર હતી પરંતુ બિચારી ફેશનમાં કાંઇક પછાત હતી. ગરીબ કુટુંબમાં ઉછરેલી હોવાથી તેણીને સાદાઇમાં રહેવુંજ ગમતું હતું તો પણ તેણી નવી ફેશનના પોલકાં સાડી વગેરે પહેરી પોતાના પતિને રીઝવવા પોતાનાથી બનતું કરતી પરંતુ તેથી ઉમેદમલ ખુશી થતો નહિ તે તો તેણીને પોતાની સાથે નાટકમાં અથવા બાગ બગીચે ફરવા લઇ જવા માટેજ વારંવાર આગ્રહ કરતો; તે બિચારી શાંન્તાને રૂચતું નહિ. આવા નજીવા કારણોને લઇને બન્ને વચ્ચે અસંતોષનું બીજ રોપાયું હતું. ઉમેદમલ કરાચીમાંજ રહેતો હતો અને શાન્તા બિચારી પોતાના કાકાને ઘેર દુઃખમાં દિવસો નિર્ગમતી હતી શાંન્તાએ જ્યારે પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું, ત્યારે ઉમેદમલે ફેશનની પ્રીશીઆરીમાં પોતાનું એક પત્નિવ્રત ગુમાવ્યું હતું. કરાંચીમાં ખરાબ દોસ્તોની સોબતથી તેણે વ્યભિચાર આદિમાં કેટલોક પૈસો ખરાબ કર્યો હતો. ઉમેદમલનાં માબાપ બાલ્યાવસ્થાથીજ ગુજરી ગયાં હતાં સાસરામાં પણ કોઇ હતું નહિ.

શાન્તા જેના આશ્રયે રહેતી તે તો બિચારો ગરીબ હતો એટલે ઉમેદ-મલને અવળે રસ્તે જતો અટકાવનાર કોઇ નહતું. તેને કોઇનો ભય રહયો ન હતો. કરાચી, હૈદ્રાબાદ વગેરે સ્થળોમાં તેની જગાઓ હતી તેમાંથી મહિને દહાડે બારસો પંદરસો રૂપિઆ ભાડું આવતું હતું. એટલે પૈસા સબંધી પણ ઉમેદમલને કોઇની દરકાર નહોતી. કરાચીમાં તો આવા પૈસે પુર, અને અકલના અધુરા નરોની શોધ કરતા મહાદેવ જેવા બદમાશો ફરતાજ હોય છે? માત્ર લાગ મળવાનીજ રાહ જુએ છે?

ઉમેદમલ અવળે રસ્તે ઉતરેલો છે એમ જ્યારે મહાદેવના જાણવામાં આવ્યું ત્યારે તેણે પોતાની પ્રપંચ જાળો પાથરવા માંડી જ્યારથી તે ઉમેદમલના મકાનમાં કેસર સાથે રહેવા આવ્યો, ત્યારથીજ તેણે ઉમેદમલ સાથે પોતાની કાંઇ પણ પિછાન નહિ છતાં તેની વારંવાર મુલાકાત લેવા માંડી. રફતે રફતે મહાદેવના જાણવામાં આવી ગયું કે ઉમેદમલને તેની સ્ત્રી પર અભાવ છે; અને એ અભાવનું કારણ માત્ર તેણી ફેશનને ચાહતી નથી એજ છે; ત્યારે તેણે એક વખત લાગ સાધી તેનો કેસર સાથે મેળાપ કરાવી દીધો પ્રથમ પ્રસંગેજ કેસરે ઉમેદમલને એવો તો ઘેલો બનાવી દીધો કે તેને એમ લાગ્યું કે કેસર ઘણીજ પ્રવિણ છે, અને એથી જે સુખ શાન્તાથી નથી મળી શકયું, તે સુખ કેસરથી મળી શકશે? મહાદેવનો ઇરાદો પણ ઉમેદમલના હૃદયમાં એજ ભાવ ઉત્પન્ન કરાવવાનો હતો એક વખત ઉમેદમલે કેસરને પોતાની સાથે પુનર્લગ્ન કરવા માટે કહ્યું હતું પરંતુ તેમાં પૈસાની ખરાબી શિવાય કાંઇ પણ પરિણામ આવ્યું નહોતુ. કેસર તેને વારંવાર આશા ભર્યા જવાબોથી લલચાવતી હતી. અને ઉમેદમલ તેણીની સાથે પુન

લગ્ન કરવાની ઉમેદમાં પૈસાનો વ્યર્થ ખર્ચ કર્યો જતો હતો એ અરસામાં શાંન્તા જેના આશ્રય તળે રહેતી હતી તેનું મૃત્યુ થયું અને શાંન્તા નિરાધાર બની ગઈ. એટલું છતાં પણ ઉમેદમલે જ્યારે તેણીની કાંઈ પણ દરકાર કરી નહિ. ત્યારે શાન્તા બિચારી કરાંચી આવી અને કાલાવાલા કરી હૈદ્રાબાદ તેડી ગઇ શાન્તાએ પતિનો ચાહ મેળવવા માટે ઘણું કર્યું; પરંતુ તેમાં તે સફળ થઇ નહિ; કેસરના પ્યારમાં લુબ્ધ થયેલો ઉમેદમલ દર રવિવારે કરાચી જતો, અને કેસરનીજ મુલાકાત લેતો. જો કે શાંન્તાને પોતાની સાથે રાખ્યા પછી કેસરની સાથે પુન લગ્ન કરવાનો વિચાર તો ઉમેદમલે માંડીજ વાળ્યો હતો, તો પણ તેણીને એક રખાત તરીકે રાખવાનો વિચાર તેના હૃદયમાથી ભુંસાયો નહોતો કેટલીક મુદતે તેની એ ઇચ્છા સફળ થઇ પણ તે કેવા સંયોગો વચ્ચે તે આપણે આગળ વાંચી ગયા છીએ. એટલે આ સ્થળે તેનું પુનરાવર્તન કરવાની કાંઇ પણ જરૂર નથી. કેસરના હૈદ્રાબાદ આવવા પછી બિચારી શાંન્તાની પાછી હતી તેવીજ સ્થિતિ થઇ ગઇ પતિ સુખથી વિમુખ બની ગઇ; ઉમેદમલે કેસરને પોતાનીજ એક જગા રહેવા માટે કાઢી આપી હતી; અને પોતે પણ આખો દિવસ ત્યાંજ રહેતો હતો, ફક્ત કોઇ કોઇ વખતે અરધો પોણો કલાક શાંતા પાસે જતો હતો. આથી પતિથી વિમુખ થએલી શાંન્તાને કેટલાક અજ્ઞાની લોકો વેશ્યા અને એવાજ બીજા અલંકારોથી અલંકૃત કરતા હતા તે મુંગે મોઢે સહન કર્યે જતી હતી અદ્યાપિ તેણે પોતાના શિયળનું સંરક્ષણજ કરેલું હતું. સુંદરરાયની પાંસે તેણીએ કહેલી સર્વ હકીકત સત્યજ હતી. પરંતુ સુંદરરાય મારફત ઉમેદમલને સમજાવવાનું તો માત્ર બાનુંજ હતું.! તેણીની ઇચ્છા તો કાંઇ જુદીજ હતી.

સુંદરરાયને સુતાને દોઢેક કલાક થયો હશે એટલામાં કોઇ ધીમે અવાજે બારણું ઠોકતું હોય એવો ધ્વનિ થયો સુંદરરાય આ ઓચિંતા ધ્વનિથી એ બાકળો ઉઠયો, અને થયેલો ધ્વનિ ખ્યાલિ છે, કે ખરો? તેના વિચારમાં હતો એટલામાં ફરીને પણ "જરા દરવાજો ખોલોની ?" એવો ઉચ્ચાર કાને પડયો.

---

# પ્રકરણ ૨૪ મું.

## "મહદ્બોધ"

મધ્ય રત્રિએ ઓચિંતો આવો પ્રસંગ જોઇ, નિર્વીકાર હૃદયના સુંદરરાયના મગજમાં ઉકત બનાવથી જે કલ્પના થઇ, તે માત્ર એટલીજ કે, ઉમેદમલ ઘરમાં આવેલો હશે, અને તેથી મને ઉઠાડવા પ્રયત્ન થાય છે. પરમાર્થીક વૃતિવાળા સુંદરરાયના મસ્તકમાં આ વિચારો સ્ફુરતાં, તેણે દ્વાર ઉઘાડ્યું અને શાંતા અંદર દાખલ થઇ.

સુંદરરાયના શયનનું નિર્માણ એક અતિ શુશોભિત અને ભવ્ય દેખાવના શયન ગ્રહમાં થયું હતું. જેમાં કોચ, ખુરશીઓ. પલગ, હાંડી, ઝુમર ઇત્યાદિ અનેક વસ્તુઓથી દીપી રહેલા આ ઓરડામાં સુંદરરાય ભર નિદ્રામાં પડયો હતો ત્યાંથી ઉઠયો.

"કેમ તમારા સ્વામી આવ્યા કે?" શાંતાના દાખલ થવા સાથેજ સુંદરરાયે પ્રશ્ન કર્યો,

નિરૂત્તર.

" તમારૂ હ્રદય કેમ ધડકતું દેખાય છે ? " જવાબ ગેબ.

" તમે બોલતાં કેમ નથી ? "

" મારાથી બોલી શકાતું નથી ! " મહા મહેનતે વ્યગ્રચિતની શાંતા બોલી.

" શું કંઇ માઠો બનાવ બન્યો છે ? "

" ના "

" ત્યારે તમે ગભરાએલાં કેમ દેખાઓ છો ? "

" એક કારણથી ? "

" અને તે કારણ મને કહી શકાય તેવું નથી ? "

" તમને કહી શકાય; કિંવા ન કહી શકાય તો પણ કહ્યા સિવાય છુટકોજ નથી ! "

" તમારૂં ગુહ્ય સંભાષણ છોડી દઇ ખુલાસાથી વાત કરો ! "

" શું તમે સાભળશો ? "

" શામાટે નહિ ? "

" અને સાંભળ્યા પછી મદદ કરશો ? "

" ખરા અંત:કરણથી ! "

" કરો જોઉં પ્રતિજ્ઞા ? "

" હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે, તમારા દુ:ખમાં હું મદદ કરીશ ! "

" જો જો હં ! "

" એમાં જોવાનું શું હતું ! "

" લ્યો ! ત્યારે, આ મારૂં દુઃખ ! " એમ કહી સુંદરરાય જે પલંગ પર બેઠો હતો, ત્યાં આવી શાંન્તાએ પોતાના બંને હાથો સુંદરરાયના ગળાની આસપાસ વીંટાળી દીધા.

સુંદરરાય પલંગ પરથી કૂદી જઇ, એક બાજુ ઉભો રહ્યો. પોતે આ શું જુએ છે. તેનું ભાન થતાં તે બોલ્યો; " શાંન્તા ? આ શો ગજબ ? "

" સુંદરરાય ! જ્યારથી તમારો મનમોહક ચહેરો મારા જોવામાં આવ્યો છે, ત્યારથી મારા અંતઃકરણના મર્મ ભાગમાં તમારી સુંદર મુર્તિ આળેખાઇ રહી છે ! મારૂં વય અત્યારે વીશ વર્ષનું થયું છે પતિનું સુખ લેવા હું ભાગ્યશાળી થઇજ નથી ! અત્યાર સુધી વિષય સુખ શું છે ! તેનો મને અનુભવ થયોજ નથી ! અને બીજા પાપાચરણોમાં પડવાનો વિચાર સરખો પણ કર્યોજ નથી ! પરંતુ સુંદરરાય ! તારા મેળાપ પછી હું મારૂં મન વશ કરી શકતી નથી ! મેં મારા મનને અનેક રીતે સમજાવ્યું, પણ છેવટ સુધી નજ સમજ્યું ! મારા હૃદયમાં અત્યાર સુધીમાં જે જે વિચારો પ્રસરી રહયા છે તેનું બ્યાન કરવાને સમર્થ કવિની કલમ પણ અશક્ત છે ! પ્રિય મુર્તિ ! મારા ચિતને ચોરનાર ! હવે વધુ વાર મને ન તલસાવ ! તારા મનોભાવ તારા મનમાંથી છેદી ભેદી નાંખ અને આ એક પતિથી વિમુખ થએલી અબળાને સહાય થવા આલિંઘન દે ! શાંન્તાએ પલંગમાંજ બેઠાં બેઠાં સુંદરરાય તરફ દ્રષ્ટિ કરી કહ્યું.

" શાંન્તા ? તમારી ઇચ્છાની તૃપ્તિ મારાથી થઇ શકે તેમ નથી ! "

" સુંદરરાય ! મારી અત્યારની દીન અવસ્થાનો વિચાર કર ! "

" જે વિચાર મારા પવિત્ર અંતઃકરણને ભેદી નાંખે છે ! "

" સુંદરરાય ! જેટલો તમારો દયાળુ ચહેરો બહારથી જોનાર જોઇ શકે છે, તેનો સંપુર્ણ ભોગ આપવા સિવાય અત્યારે તમારો છુટકાજ નથી ! "

સુંદરરાયના હૃદયમાં શાંન્તાના સબંધે જે ઉતમ વિચારો ઉદ્દભવ્યા હતા, તે તેમનાં આ વર્તનથી નાશ પામ્યા, તેણે વિચાર્યું કે, બળથી છટકવાનો પ્રયત્ન કરતાં ઉલટો આ સ્ત્રી મને ફસાવશે—કાંઇ વિપરિત પરિણામ લાવશે ! " કામા તુરાણાં ન ભયં ન લજ્જા " તેમ આ સ્ત્રી પણ લજ્જાનો ત્યાગ કરી નાહક મને હેરાન કરશે ! માટે તેને યુકિત પુર્વક સમજાવી, તેના હૃદયમાં ઉદ્દભવેલા અનીતિના આગેવાનને અટકાવવા પ્રયત્ન કરવો એજ ઉતમ છે અને તેમ કરતાં પણ જો તે ન સમજે તો પછી કાંઇ બીજો રસ્તો લેવો એમ વિચારી તે શાંન્તા તરફ ફરીને શાંન્તિથી બોલ્યો.

" અત્યારે તમે જયાંથી આવ્યાં છો ત્યાં પાછાં જાઓ ! જે તમારૂં છે તેમાજ લુબ્ધ બનો ! તમારા પતિનેજ આ ભવમાં સુખી કરી સુખી બનો ! જેવાં તમે રસિક છો તેવાજ તમારા પતિને કરો ! અને સદૈવ. ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરી. એવું વર્દાન માગો કે ભવોભવ તેવોજ પતિ મળે ! આવા સમયમાંજ સતીની ખરી કસોટી છે ! ગમે તેવો તો પણ ઉમેદમલ તમારો પતિ છે ! સુર્ય ચંદ્રની સમક્ષ તમે તમારૂં સર્વસ્વ તેને સોંપી ચુકયા છો ! માટે હવે તેવું અમૃત સરખું સુખ ખોઇ નર્કમાં દ્રષ્ટિ કરો એ તમારા જેવી સૌંદર્યતાની સુંદરીને શોભતું નથી ! "

" પણ મન પીટયું કયાં સમજે છે ? "

" અરે! મન શી ચીજ છે ! જેણે મનને જીત્યું નથી તે માણસજ નથી ! "

" સ્ત્રીઓના હૃદયની કીંમત પુરૂષથી સમજી શકાય તેમ નથી ! "

" હા એ ખરૂં છે, કારણ કે પુરૂષના હૃદય સ્ત્રીઓનાં હૃદય જેવાં કઠોર નથી ! પુરૂષ જેટલે અંશે પોતાનું શુધ્ધત્વ જાળવી શકે છે તેને સામે હિસ્સે પણ સ્ત્રીથી જાળવી શકાતું નથી ! "

" તમે પુરૂષ હોવાથી ભલે તમારી સ્તુતિ કરો પણ સ્ત્રીના જેટલી કોમળતા પુરૂષમાં હોઇ શકેજ નહિ ! પુરૂષોના વિશ્રામનું સ્થાન સ્ત્રીજ છે ! " ... ... ... ...

" પણ એ પરણેલાં દંમ્પતિ માટે છે ! "

" સુંદરરાવ ! તમારૂં આત્મજ્ઞાન, મારૂં મન જીતવામાં અત્યારે નિષ્ફળજ જશે ! "

" જરા ધીરાં થાઓ ! શાંન્તિથી વિચાર કરો તમારૂં અત્યારનું કૃત્ય ભવિષ્યમાં તમને કંટક પેઠે સાલશે ! તમારા સુખનો આધાર તમારા પતિવ્રત ઉપરજ છે ! તે નષ્ટ થતાં તમે એક કોડીની કિંમતનાં થઇ જશો ! અને " ... ... ... ... ...

" સુંદરરાય ! તમારી સુંદર આકૃતિએ મારા નિર્મળ મનને એટલું બધું આકર્ષ્યું છે ! કે તમારો હવે પછીનો એક પળનો વિલંબ મને ઉભીને ઉભી વિષ જ્વાળામાં સળગાવી મુકે છે ! એક ક્ષણ પણ હવે મારી ધીરજ રહેતી નથી ! "

"અરે ભલી બહેન ? એ વિષ જવાળામાંથી બચીને અહીં આવેલો છું ત્યાં વળી તું કયાં દગ્ધ કરવાને તૈયાર થઇ છે ? તારા જેવી વૃતિના પરિણામે તો મારા આ હાલ થયા છે ! સમજ ! કાંઇક પ્રભુનો ડર રાખ ! નહિ તો પસ્તાઇશ ! અરે ! પુરે પુરી દુઃખી થઇશ ! મારા જેવીજ તારી હાલત ન થાય તેનો મને ભય રહે છે !"

"તમારા હજારો દાખલા ! શાસ્ત્રની દલીલો ? યા ગમે તેવા ભાપણોથી આ ધગધગતા હૃદયને કિંચિત માત્ર શાન્તિ મળે તેમ નથી ! લોહચુંબક જેમ લોઢાનો સ્પર્શ થતાં તેને પોતાના તરફ ખેંચે છે. તેમ તમારા સુંદર ચહેરાએ મને-મારા હૃદયના ગુપ્ત ભાગને ખેંચી લીધા છે ? અને બેડીના જકડાએલા મનુષ્યના હાથની માફક મારૂં સર્વ-સ્વ તમારી સુંદરતાની બેડીએ કેદ કર્યું છે !"

"ફક્ત એકજ પળ તે સર્વ તુચ્છ માનો ! એવા ખ્યાલી અને દોષિત પ્રેમને પથરવત્ જાણો ! હૃદયમાં પેસી ગયેલા દુષ્ટ વિકારોને વિશુધ્ધ વિચારના પવનથી શાંન્ત કરો ! યાતો પાપ રૂપી અગ્નિના સ્મરણથી બાળીને ભસ્મ કરો ! જેથી તમારો મોભો, તમારી કિર્તિ, સૌ અખંડ રહે !"

"એ તો બધી નાનાં બચ્ચાઓને સમજાવવાની વાતો છે આ દેહ અત્યાર સુધી પવિત્રજ રહયો છે. દુનિયાની અનેક લાલચોએ તેને જરા પણ ડગાવ્યો નથી !"

"અને છેવટ સુધી ડગવા નહિ દેવો એમાંજ તમારૂં ભુષણ છે !"

"એ ભુષણ હું નથી ઇચ્છતી ! હું તો માત્ર ... ... ...

"બસ દુર રહો ! મારી પવિત્રતા તેમ થવા દેશે નહિ !"

" પવિત્રતા ! ખરે પ્રેમ પવિત્રતાને દોષિત કરતોજ નથી ! મારો પ્રેમ વિશુધ્ધ છે ! નિષ્કલંક છે ! અખંડ છે ! ખરા અતઃકરણનો છે !"

" પણ તેથી વ્યભિચાર શિવાય એ ઓળખી શકાય નહિ ! "

" વ્યભિચાર ! હું વ્યભિચારિણી ! મારો પ્રેમ વ્યભિચાર ભર્યો ?"

" એક લાખવાર ! "

" ઓ ! સુંદરરાય ! હવે આ હૃદયમાં કચું નથી કરતું ! તમારો પ્રેમ મેળવવા મારો પ્રાણ પણ આપવા તૈયાર છું ! મારૂં સર્વસ્વ, આ વૈભવ, આ લક્ષ્મી, આ કિર્તી, સર્વ ફક્ત એક તમારા પ્રેમને ખાતર હું ખોઇ દેવા જરા પણ અચકાતી નથી ! આજથી આ મારા સર્વ વૈભવનાં ભોક્તા તમેજ છો !" " શું લક્ષ્મી તમને પ્રિય નથી ? "

" સત્કર્મથી પ્રાપ્ત થએલી લક્ષ્મી મને પ્રિય છે ! પણ ... ... ...

" આ લક્ષ્મી કાંઇ કુકૃત્યથી મળતી નથી ! "

" જો તમારો સ્વિકાર કરૂં ! પરમેશ્વરની નજરમાં વ્યભિચારી ઠરૂં ! પવિત્ર સંસ્કારોને પાપ રૂપી ખાડીમાં હડસેલી મુંકુ ! તોજ તમે મને આ વૈભવ આપો ? આહાહા ! આ શું તમે ઓછું અધમ કૃત્ય ગણો છો !"

" હું તમારા સવાલોના જવાબો આપવા અશક્ત છું ? તમારી પાસે પ્રથમ પતિજ્ઞા કરાવેલી છે. કે તમે મને મદદ કરશો ? "

" અને તેવી હજારો મદદ કરવા ફક્ત ભાઇ બહેનના શુધ્ધ ભાવથી, આ દેહ કોઇ પણ વખતે પાછો હઠી શકે તેમ નથી. ! "

" ત્યારે મારો આટલો બધો પ્રયત્ન નિષ્ફળ જશે. ? "

" ખોટો પ્રયત્ન નિષ્ફળ જાય ? "

", નહિ, નહિ, ઓ ? સુંદરરાય ? મારો સ્વિકાર કરો ? મને આલિંઘન આપો ? શું મારા આ આંસુડાં કાંઇ પણ દયાનો અંશ નહિંજ મેળવી શકે ? "

" પ્રેમાળ મુગ્ધા ? એવી ઝાંઝવાના જળની આશા તૃશાતુરનું મન લુપ્ત શી રીતે કરી શકે ? "

" ઓ સુંદરરાય ? દયા. હવે મને કાંઇ પણ આશા હોય તો તમારી દયા ઉપરજ છે. જે દયા આટલા બધા પરિશ્રમ પછી કાંઇ પણ તાત્પર્યને ખેંચી શકતી હોય તો "...

" પ્રિય બહેન ? શુધ્ધ અંતઃકરણવાળા પુરૂષો ખરા પ્રેમના પુજારી હોય છે. જે પ્રેમને માટે અત્યારે હું તમારી સેવામાં દાસ તરીકે ઉભો છું તેજ પ્રેમને ખાતર–ભાઇ બહેનના સ્નેહને ખાતર ઘેર ઘેર ભીખી પેટ ભરવું પડે તો પણ આ હૃદય તેમ કરશે ? "

" ત્યારે હવે કાંઇ આશા નથી ? "

" જરા પણ નહિ. શિવાય કે એક ભાઇ તરીકે હું તમારો સદાને માટે દાસ છું ? "

ત્યારે હવે હું શું કરૂં ? "

" પતિની પ્રિતિ મેળવવાનો પ્રયત્ન કરો ! "

" તેમાં તો હું નિષ્ફળજ થાઉં છું ? "

" સાવિત્રીએ પ્રયત્નથી પોતાના સ્વામીનું આયુષ્ય પાછું મેળવ્યું હતું તો આતે શું વિશાતમાં છે ? "

" પણ સાવિત્રી તો એક દેવી હતી ?"

" તમે પણ દેવી થઇ શકો છો ? "

" કેવી રીતે ? "

" પતિ સેવા જે સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે, તેનાથી વિમુખ ન થાઓ, તો તમે પણ દેવીજ છો ? "

" અહા હા ? સુંદરરાય ? તમે મનુષ્ય રૂપે કોઇ દેવ છો ? મને પાપના કુવામાં ડુબતી બચાવનાર મારા પ્રાણ રક્ષક ? પ્રિય બંધુ ? હું તમારો કયા શબ્દોમાં ઉપકાર માનું ? ભાઇ! આજે તમે મને ઉગારી છે બળતી બચાવી છે ? અરેરે ? મેં પાપિણીએ તમને કેટલા દુઃખી કર્યા ? અરે ! જેને મારા પ્રાણનો બચાવ કર્યો તેનીજ લાગણી દુખાવી હું કયાં સુખી થઇશ ? સુંદરરાય ? મને માફ કરો આજથી તમે મારા ધર્મના ભાઇ છો ? મારા પતિને કોઇ પણ પ્રયત્ને સીધા રસ્તા પર લાવવાની હું પ્રતિજ્ઞા કરૂં છું ? પણ ભાઇ તેમાં તમારી પણ મદદની માગણી કરૂં છું ? "

" મારે તે કબુલ છે. જો કે હું કાંઇ જુદા નિશ્ચયથી અહીં આવેલો છું. તો પણ તારે ખાતર હું મારો નિશ્ચય ફેરવું છું. પણ તે પહેલાં તારી પાસે માગી લઉં છું, કે તારે મારૂં ખરૂં નામ જાહેર ન કરવું. મને અહીંથી અન્ય સ્થળે જવા દેવો. હું તારી પાસે હમેશાં આવતો રહીશ, અને તારા કાર્યમાં મારાથી બનતી મદદ કરીશ "

" નહિ ! એમ નહિ થવા દઉં ? મારાથી તને વિખુટો નહિં પડવા દઉં ? અહીં મારા મકાનમાંજ હું તને એક કોટડી કાઢી આપીશ તેમાં તું રહેજે, અહી રહેવાથી મારા પતિ સાથે તારી પિછાણ થશે; અને પિછાણ થતાં તું તેને સમજાવી શકશે, ધરમદાસ કરીને એક તેનો મિત્ર છે તે પણ તારા જેવોજ ભલો છે. તે બિચારાએ એને સુધારવા માટે ઘણો પ્રયત્ન કર્યો પણ તે સફળ થયો * નહિં એટલું છતાં પણ તેનો પ્રયત્ન ચાલુજ છે. તારી સહાયતા મળતાં તે સફળ થશે. આવતી કાલેજ હું તેની સાથે ઓળખાણ કરાવી આપીશ. મને ખાત્રી છે કે જેવી રીતે આજે મને બચાવી છે તેવી રીતે મારા સ્વામીને પણ એ કુલટાના પાશમાંથી તું છોડાવી શકીશ ? ભાઇ ? વહાલા ભાઇ ? પ્રભુને ખાતર આ તારી રાંકડી બહેન પર દયા કર ? અને અત્યાર સુધી કરેલા ઉપકારમાં એ ઉપકારનો પણ ઉમેરો કર ?"

" ઠીક છે, તારી એવીજ ઇચ્છા છે તો હું તેમ કરીશ. પણ મારૂં ખરૂં નામ જાહેર ન કરીશ એ મારી પ્રાર્થના છે ? "

" પણ શા માટે ? "

" તે કથા લાંબી છે પ્રસંગ આવતાં હું તને સઘળું કહીસ. હાલ તો રાત્રિ ઘણી ગઇછે. માટે સુઇ જા અને મને પણ જરા આરામ લેવા દે, સુર્યોદય થતાં હું તને સઘળું સવિસ્તર કહીશ.

" ભલે સુખીઓ થા ? ભાઇ આનંદથી નિંદ્રા લે ? " એટલું કહેતાંજ તે ત્યાંથી ચાલી ગઇ, સુંદરરાય બિછાના પર પડ્યો, અને થોડીજ વારમાં તે નિદ્રાવશ થયો.

અહાહા ? સુંદરરાયે શું ધાર્યું હતું. અને શું થઇ ગયું ? બદ્રિનારાયણ જવાનું તો બાજુમાં રહ્યું પરંતુ નકામું વિપદ વાદળ આવી પડયું ? સુભાગ્યે તેમાંથી તે બચી ગયો તો પણ તેણીને મદદ કરવા માટે આપેલા વચનમાં તે ફસી ગયો અને તેને ત્યાંજ રહેવું પડયું. બદ્રિનારાયણ જવાનું હાલ તરત તો મુલતવી રહ્યું. ખરેખર મનુષ્યની ઇચ્છા કાંઇ કામ આવતી નથી. ઇશ્વરનું ધાર્યુંજ થાય છે !!!!

---

# પ્રકરણ ૨૫ મું.

## "સુંદરરાયનો ઉદ્યોગ અને સફળતા"

શાન્તાના અત્યાગ્રહ છતાં સુંદરરાયે તેણીની સાથે રહેવાનું કબુલ કર્યું નહિં, જેથી શાન્તાએ તેને માટે ધરમદાસના મકાનમાં રહેવાની ગોઠવણ કરી આપી ધરમદાસ હૈદ્રાબાદમાં એક પ્રતિષ્ટિત ગણાતો હતો. વેપારમાં તેના જેવો બાહોશ હૈદ્રાબાદમાં બીજો કોઇ ન હોતો. ઉમેદમલની સાથે તેને સારી મૈત્રી હતી સ્કુલમાં બન્ને સાથેજ ભણતા હતા. અને સ્કુલ છોડયા પછી ધરમદાસે ઉમેદમલને પણ વેપારમાં જોડવા માટે ઘણો પ્રયાસ કર્યો. પરંતુ ઉદ્ધત ઉમેદમલ સમજ્યો નહિ અને અવળે રસ્તે ઉતર્યો ફેશનની ફીશીયારીમાં ફસેલા ઉમેદમલે બિચારી શાન્તાનો ત્યાગ કર્યો, ધરમદાસ શાન્તાને પોતાની બહેન સમ

જતો; તેની દુઃખી સ્થિતિ પર દયા ખાતો અને તેણીના સુખ માટે પોતાનાથી બનતું કરતો; શાન્તાને પોતાના દુઃખનો ઉભરો ખાલી કરવાનું સ્થાન ધરમદાસજ હતો. ધરમદાસ તેણીનું માન પણ તેવુંજ રાખતો.

ઉમેદમલ કરાંચીમાં રહેતો હતો, ત્યાં સુધી તો બિચારો ધરમદાસ કાંઇ કરી શકતો નહોતો; પરંતુ જ્યારથી તે હૈદ્રાબાદ આવ્યો ત્યારથી ધરમદાસ તેની પાસે જતો અને પ્રસંગોપાત શાન્તાના સબંધમાં તેને કાંઇ કહેતો. પરંતુ કેસરમાં અંધ બનેલો ઉમેદલાલ તેના કહેવા પર બીલકુલ લક્ષ આપતો નહિ. તો પણ ધરમદાસે તેનો કેડો મુકયો નહોતો.

ધરમદાસની સાથે રહેવાથી સુંદરરાયની પણ ઉમેદમલની સાથે સારી ઓળખાણ થઇ ગઇ, એક દિવસે ધરમદાસે સુંદરરાયની સાથે રહીને ઉમેદમલને કેસરના સબંધમાં કાંઇ કહ્યું. પણ આ વખતે ઉમેદમલનો મિજાજ હાથથી ગયો અને તેણે ન છાજતી રીતે ધરમદાસનું ઘણુંજ અપમાન કર્યું ધરમદાસને આથી ઘણું માઠું લાગ્યું અને હવે પછી કોઇ પણ વખતે ઉમેદમલને કાંઇ પણ ન કહેવું એવો મનમાં નિશ્ચય કર્યો. શાન્તાને સુખી કરવાનો પ્રયત્ન નિષ્ફળ થએલો જાણી સુંદરરાય ઘણો દિલગીર થયો, છતા તે હિંમત હાર્યો નહિ, કોઇ પણ રીતે ઉમેદમલને ઠેકાણે લાવવોજ એવા નિશ્ચયમાં તે દ્રઢ રહયો. તે કુલટા કોણ છે? કયાં રહે છે? એ વગેરેની તપાસ કરવામાં તે ગુંથાયો. કેટલેક દિવસે તેણે કેસરને રહેવાનું મકાન શોધી કાઢયું ઉમેદમલ સિવાય એ કુલટા પાસે બીજા પણ અનેક મનુષ્યો આવે છે. એ જાણી લેતા સુંદરરાયને વાર લાગી નહિ. કારણ કે તેના મકાન આગળ ઉમેદમલની ગેરહાજરીની રાહ જોતા અનેક યુવકો આંટાફેરા કરતા માલુમ

પડતા હતા. એ સઘળાઓને સમય આપવાનું કામ એક વૃદ્ધાને સોંપઆવ્યું હતું. એક યુવકની સાથે વૃદ્ધાએ જે વાયદો કર્યો તે સુંદરરાયના જાણવામાં આવી ગયો, એ યુવક તે કુલટા પાસે આવે ને સમય પર ઉમેદમલને ત્યાં લઇ જવો અને પ્રત્યક્ષ બતાવવું. એમ કરવાથી કદાચ તે ઠેકાણે આવશે, એમ ધારી તે ખુશી થતો ધરમદાસને ઘેર ગયો. પરંતુ ધરમદાસ ઘરમાં હતો નહિ આથી તે વૃદ્ધાએ પેલા યુવકને જે બગીચામાં મળવાનો વાયદો કર્યો હતો ત્યાં ગયો. ધરમદાસ પણ એજ બગીચામાં એક પેપર વાંચવામાં લિન્ન થયેલો જણાયો સુંદરરાયે આસપાસ નજર ફેરવી હજુ પેલો યુવક આવેલો જણાયો નહિ. તે સીધો ધરમદાસ જે સ્થળે બેઠો હતો ત્યાં ગયો. ધરમદાસ પેપર વાંચવામાં એટલો તો લિન્ન થઇ ગયો હતો કે સુંદરરાય છેક તેની પાસેજ ઉભો રહયો, છતાં તેને બિલકુલ ભાન નહોતું કેટલીકવાર સુધી તો સુંદરરાય ત્યાં ઉભો રહ્યો. પરંતુ જ્યારે ધરમદાસનું ધ્યાન પોતાના તરફ ખેંચાયુંજ નહિ ત્યારે તે બોલ્યો.

" કેમ ભાઇ વાંચવામાં બહુ લિન્ન થઇ ગયા છો ! "

" અહો ! કોણ સુંદરરાય ? માફ કરજો મારૂં ધ્યાન વાંચવામાંજ હતું ! " ધરમદાસે શરમાઇ જઇ કહ્યું.

" કયું પેપર વાંચો છો ? " સુંદરરાયે તેની બાજુમાં આસન લેતાં પુછ્યું.

" કરાંચીમાં પ્રગટ થતું પારસી સંસાર ? "

" અહો ? શું " પારસી સંસાર " તમે મંગાવો છો ? "

"હા; સુંદરરાય ? પ્રથમ તો હું ધારતો હતો કે તે માત્ર પારસી કોમને માટેજ હશે ! પરંતુ જ્યારે મને જણાયું કે તે સાર્વજનિક. પેપર છે ! ત્યારે મેં મંગાવવું શરૂં કર્યું સીંધ ખાતે પ્રગટ થતાં બીજાં પેપરો કરતાં આ ઘણુંજ સરસ છે. કેમ સુંદરરાય તમે શુ ધારો છો ?"

"તમારૂં ધારવું કાંઇ ખોટું નથી. સ્થાનિક અને દેશ પરદેશની ખબરો મળવા ઉપરાંત વ્યાપાર સબંધી કેટલીક માહિતી પણ એ પેપરના વાંચનથી મળી શકે છે; વેપારીઓને તો તે આવકાર દાયકજ છે !"

"ખરૂં છે, સુંદરરાય ! પેપરમાં આવતા વ્યાપાર સમાચારના વાંચનથી મને તો વ્યાપારમાં સારો લાભ મળ્યો છે !"

"અને એથી તો પેપરનો ફેલાવો પણ સારો છે, વારૂ, ધરમદાસ ! હવે આપણે આપણી મુળ બાબત પર આવીએ જુઓ આજે હું કેટલીક એવી બાતમી લાવ્યો છું કે જે ઉમેદમલને ઠેકાણે લાવવા માટે ઘણીજ ઉપયોગી થઇ પડે તેમ છે. પણ પહેલાં ઉમેદમલને મળવાની જરૂર છે ?"

"પણ સુંદરરાય ! ઉમેદમલે એક વખત મારૂં અપમાન કર્યું છે. એટલે તેની પાસે જવું મને ઠીક નથી લાગતું !"

"ઉમેદમલ તો નાદાન છે, નાદાન મિત્રના વેણથી કાંઇ આપણું અપમાન થયું એમ માનવું ન જોઇએ, કારણ કે આખરે ગમે તોપણ તે તમારો મિત્ર છે અને મિત્રના સ્નેહને પોતાના બંધુના દેહ કરતાં પણ વધુ ગણાય છે !"

" નાક વિનાના થઇ તેનો વાંક માફ કરી એવાને ઘેર જવું તેના કરતાં મરવું એ બહેતર છે ! "

" જે મિત્રને આપણે પોતાનો પ્રાણ ગણ્યો ત્યાં નાક વિનાની વાત ક્યાં રહી ! પેલી કુલટા કે જેણી ઉમેદમલની ગેરહાજરીમાં સેંકડો પુરૂષોની સાથે વિહાર કરે છે, તેના ફંદામાં આપણો મિત્ર ફસાય અને આપણે બેસીને જોયા કરીએ; તો આપણા જેવા મુર્ખ બીજા કોણ ? તમારી ઇચ્છા ન હોય તો ભલે ના આવતા; પરંતુ હું તો જ્યાં સુધી મારા ઘટમાં પ્રાણ હશે, ત્યાં સુધી ભલે મારૂં અપમાન થાય તો પણ તેને સુધારવા માટે મારાથી બનતી કોશીષ કરીશજ ! પછી તે સુધરે કે ન સુધરે એ તેના પ્રારબ્ધની વાત છે ! શાંન્તાને ખાતર હું ગમે તેટલું અપમાન પણ સહન કરીશ ! "

"સુંદરરાય ! તમારૂં કહેવું ખરૂ છે. પણ શિખામણ કોને દેવી ? જેને કાંઇ પણ બીક હોય ! શરમ હોય ! તેને આપણે ઘણી શિખામણ દીધી, કુલટાના ફંદામાથી છોડાવવા આપણે આપણાથી બનતું કર્યું છે. અને તેનું અપમાન પણ સહયું છે ! પણ તેણે તેમાંનું કાંઇ ક્યાં ગણકાર્યું છે ? ઉલટા આપણે ભુંડા થયા, ભુંડાની માફક તેનાં કુડાં વેણુ અને હુંકારા સાંભળ્યા હશે. પણ તે સર્વ ગયું પાણીમાં ? અને તેનું આંગણું પણ તજ્યું અને હજુ તમારે તેને ઘેર જવું છે ? "

" ભલે ગમે તેમ થયું પણ આજે આપણે નિરાશ નહિં થઇએ. આજે એ કુલટાના કરપીણ કામો ઉમેદમલને નજરે બતાવવાં છે "

" એ તમારી મિથ્યા કલ્પના છે ? "

" ધરમદાસ ? કલ્પના નહિં પણ સત્ય છે આ સ્થળેજ હું તમને સઘળો ચમત્કાર બતાવીશ ? પણ ઉમેદમલની હાજરીની અહીં જરૂર છે.

" તમે શી ગોઠવણ કરી છે. એ મને જરા જણાવશો ? "

" સમય આવતાં તે તમને આપો આપ સમજાઇ જશે ? પણ ધરમદાસ ? પહેલાં ચાલો આપણે ઉમેદમલને કોઇ પણ રીતે અહીં તેડી લાવીએ, ? "

" મારૂં અંતઃકરણ એ નીચનું મોઢું જોવા ના પાડે છે. છતાં તમારા માનને ખાતર, અને બહેન શાંન્તાના સુખને ખાતર હું તમારી સાથે આવું છું. ? "

" ઉમેદમલ અનેક દોષોથી ભરેલો છે એ હું પણ જાણું છું. પરંતુ ધરમદાસ ? શાંન્તાને ખાતર એ સઘળું ભુલી જવું જોઇએ "

" ઠીક ભલે ચાલો. એમ કરતાં પણ જો શાંન્તાને સુખ થતું હોય તો હું તૈયાર છું ? "

" ચાલો ત્યારે નકામો સમય ગુમાવવાથી શો લાભ ? "

બંને ત્યાંથી ઉઠયા. હજુ તો તે વીશેક કદમ આગળ ગયા નહિં હોય, એટલામાંજ ઉમેદમલ સામેથી આવતો જણાયો. તેને જોતાંજ સુંદરરાય બોલી ઉઠયો; " લ્યો ? ભાઇ તો આ તરફ આવતા જણાય છેના શું ? અરે ! પણ એને તો આપણને જોઇને આડો રસ્તો લીધો, ઉમેદમલ ? ઓ ? મી. ઉમેદમલ ? સુંદરરાય બુમ પાડી ઉમેદમલને પોતાની પાસે બોલાવવા પ્રયત્ન કરવા લાગ્યો.

"કેમ સાહેબ બારોબાર ? શું અમે કાંઇ તમારા દુશ્મન હતા ?" ઉમેદમલના ત્યાં આવ્યા પછી ધરમદાસે કહ્યું.

"ના દુશ્મન તો નહિં, પરંતુ તમારી પ્રાઇવેટ વાતમાં ભંગ નહિ નાખવો એવા ઇરાદાથી હું પાછો વળ્યો ?"

"તમારાથી કાંઇ પણ અમે પ્રાઇવેટ રાખ્યું છે કે તમે આમ બોલો છો ?" ધરમદાસે કાંઇક ગુસ્સામાં કહ્યું.

"ના એમ હું ક્યાં કહું છું ?"

"ત્યારે તમારા બોલવાનો અર્થ તો એવોજ છે ?"

"જો ધરમદાસ માઠું ના લગાડતા ? હું તો જેવું હોય તેવું મોઢે કહેનારો છું ?"

"ભલે કહો ? જે કહેવું હોય તે કહો ? મને જરા પણ માઠું નહિ લાગે ?"

જુઓ ? હું હમણાં કેટલાક દિવસથી જોઉં છું કે તમને મારા સુખની અદેખાઇ આવે છે. જેને હું પ્રિય ગણું છું, તેને માટે તમે તે દિવસે મારી પાસે નહિં એવી વાતો કરી પરંતુ તેમાં સત્ય શું હતું એ મેં બરાબર તપાસ્યું તમારી સઘળી વાતો બીન પાયાદાર હતી. એમ ચોક્કસ જણાયું. અને ત્યારથી મેં જાણી લીધું કે, તમે વિઘ્ન સંતોષી છો ?"

"નહિ, ઉમેદમલ ? તમારી ભુલ થાય છે ? તમે જેને માટે આટલું માન રાખો છો તે કુલટા એવા તો ક્રુર અને પાપિણી છે, કે જ્યારે તમે તેના માઠા પરિણામ નજરે જોશો ત્યારેજ જાણશો ?

આજે પણ અમે તમારે ત્યાં એટલા માટેજ આવવાના હતા. મેં ઘણી તજવીજ પછી જાણ્યુંછે કે તમારી ગેરહાજરીમાં એ કુલટા ઘણાં કરપીણ કામો કરે છે. અને ભવિષ્યમાં તેણીએ તમારે માટે પણ વિચાર કરી રાખ્યો છે ? સુંદરરાયે કહ્યું.

“ સુંદરરાય ! તમારી એવી વાતો સાંભળવાનો મને બિલકુલ અવકાશ નથી ! મારી પ્રિય વસ્તુની વિરૂદ્ધમાં એક શબ્દ પણ સાંભળવા હું ખુશી નથી ! ”

“ પણ આજે તમારે ધ્યાન પુર્વક સાંભળવુંજ પડશે ? અરે ! જો બે કલાક મારી સાથે રહો તો હું તમને સઘળું પ્રત્યક્ષ બતાવીશ કે, એ કુલટા પાછળથી શું કરે છે ? ઉમેદમલની ઇચ્છા નહિ છતાં સુંદરરાયે પોતાનું બોલવું ચાલુજ રાખ્યું.

ઉમેદમલે વિચાર્યું કે, આ લોકો કોઇ પણ રીતે મને કેસરથી છુટો કરવાજ માગે છે ! મારા સુખની તેને અદેખાઇ આવે છે; આજે તેઓને રોકડો જવાબ નહિ આપું તો તેઓ મારો પિછો છોડશે નહિ. ખરેખર ! સ્વાર્થીને સાહસ કરતાં કાંઇ પણ વિચાર આવતો નથી; વ્યભિચારમાં અંધ બનેલાઓને આંખની શરમ હોતી નથી ? તે બોલ્યો; મિત્રો ! હું બરાબર સમજુ છું ? તમારી અદેખાઇ હું જાણું છું ? પણ અદેખાઇ કરવામાં સાર નથી; તમને ખબર હશે કે અદેખાઇ કરનારને અનેક દુ:ખની પ્રાપ્તિ થાય છે.

“ અને તેવીજ રીતે વ્યભિચાર કરનારને પણ રૌ રૌ નર્કના અધિકારી થવું પડે છે ! એ તમારે પણ યાદ રાખવું જોઇએ ! અરે ! ઉમેદમલ ? તમારૂં ડહાપણ, તમારી બુદ્ધિ, કુલીનપણું, કયાં ગયું ! એક

વેશ્યા કરતાં પણ નીચ કુલટાને ઘરમાં રાખી; પિતાની ઉજવળ કીર્તિને કલંક લગાડો છો ? ઉમેદમલ ! અનીતિના અંધકારમાં ઘેરાઇ જાઃ! સ્નેહીઓનું હિતકર સુબોધરૂપી અમૃતનું પાન જેઓ નથી કરતા તેનું આખરે વિપરીત પરિણામ આવે છે ?

સુંદરરાય ! મને લાગે છે કે ... ... ... ... ઉમેદમલ કાંઇ આગળ બોલવા જતો હતો પરંતુ એટલામાં તેની નજર સામેથી આવતી એક વૃદ્ધા પર પડી એ વૃદ્ધા બીજી કોઇ નહિ પરંતુ ડાઇજ હતી ! તેણીને અચાનક આ સ્થળે આવેલી જોઇ તે અવાક બની ગયો —તે તરફ એકી દ્રષ્ટિએ જોઇ રહ્યો, સુંદરરાયનું પણ તે તરફ ધ્યાન ખેંચાયું તે ખુશીના આ વેશમાં પોકારી ઉઠ્યો; અહા ! પ્રસંગ પણ કેવો સાનુકુળ છે ? ઉમેદમલ ? વિષયમાં અંધ બનેલા ઉમેદમલ ! તારી આંખો ખોલ અને જો કે સામેથી કોણ આવે છે ! એ તારી કુલટાની દાસીને તો તું ઓળખે છે ના ? સુંદરરાયે સામે આવતી વૃદ્ધા તરફ આંગળી બતાવતાં કહ્યું.

ઉમેદમલ ડાઇને અહીં જોતાંજ ચમક્યો આ શું ? આ વૃધ્ધા અહીં કેમ આવી હશે ! એવા અનેક વિચારોમાં તે લિન્ન થઇ ગયો.

"કેમ શું વિચાર કરો છો ? તમારી કુલટાનાં કરપીણ કામો તમારી નજરે જોવાં છે ? તો ચાલો અત્યારે સમય છે ! સુંદરરાયે કહ્યું."

પાપીનું હૃદય પીગળ્યું. સુંદરરાયનું કહેવું તેને સત્ય ભાસ્યું. કેસરના પર શંકા થઇ, તે બોલ્યો; "હા; મારે નજરે જોવું છે ?

" પણ નજરે જોયા પછી તમારે એક પ્રતિજ્ઞા કરવી પડશે ! "

" એટલે ? "

" એટલે એમ કે, એ કુલટાનો સદંતર તમારે ત્યાગ કરવો પડશે ! અને વ્યભિચારના રસ્તાને સદાને માટે વિસરવો પડશે ! "

" કબુલ છે ! મારે તે પ્રમાણે કબુલ છે ! "

" વારૂ ત્યારે આવો આપણે લતા મંડપની પાછળ છુપાઇ રહીએ. વૃધ્ધા હમણાંજ આ રસ્તેથી પાછી જશે. તેમના જવા પછી આપણે પણ તેની પાછળ જઇશું. " ત્રણે જણાં લતા મંડપની પાછળ છુપાઇ ગયા. થોડીજ વારમાં વૃદ્ધા એક માણસને સાથે લઇ ત્યાંથી ઉતાવળી પસાર થતી જણાઇ.

" જોયો ! આ તમારી કુલટાનો નવો યાર ! સુંદરરાયે ટોક મારી; અને બોલ્યો; ચાલો હવે આપણે પણ તેની પાછળ જઇએ. ત્યાં હું તમને એ કુલટાનાં કાવત્રાનો પ્રત્યક્ષ અનુભવ કરાવીશ. પૈસાનોજ પ્યાર કરનારી કુલટાઓ પોતાનો સ્વાથ સાધવા માટે કેવાં કૃત્યો કરે છે તે હું તમને આજે નજરે બતાવીશ ! અને તમે પણ એ કુલટાના કેવા ભોગ થવાના છે એ પણ પ્રત્યક્ષ પ્રમાણુથી સમજાવીશ ! ચાલો હવે આપણે અહીં વધારે વખત વ્યર્થ કાઢવો ઠીક નથી. ત્રણે જણા બહાર આવ્યા ધરમદાસની ગાડી બહાર ઉભેલીજ હતી; તેમાં બેસી ઉમેદમલે કેસરને જે મકાનમાં રાખી હતી, ત્યાં જઇ પહોંચ્યા.

આખરે સુંદરાયનો ઉદ્યોગ સફળ થયો ખરો ! ! !

# પ્રકરણ ૨૬ મું.

## "આતે સ્ત્રી ! કે વસ્તીને ડસતી કાળી નાગણ ?"



વૃદ્ધા જે પુરૂષને પોતાની સાથે લઇ જતી હતી, તે એક ઉત્તમ જ્ઞાતિનો બ્રાહ્મણ હતો. કેસરના પર તેની નજર પડી ત્યારથી તે કેસર પાછળ દીવાનો બન્યો હતો. પરંતુ કેસર તો પૈસાદારનેજ માન આપતી હતી, જો કે આ બ્રાહ્મણ લક્ષાધિપતિ તો નહોતોજ તો પણ. તેની પાસે બાપ કમાઇનો પૈસો સારો હતો. વૃદ્ધા મારફતે તેણે કેસરને મેળ-વવાનો ઇરાદો કર્યો હતો, વૃદ્ધાને ફોડી હતી. વૃદ્ધાએ કેસર પાસે તેનાં સારાં વખાણ કર્યાં હતાં, એવા સાધારણ શિકાર પણ હાથમાંથી ન જવા દેવા એવા વિચારથી કેસરે વૃધ્ધાને તે બ્રાહ્મણને એક વખત તેડી લાવવા કહ્યું હતું. અને વૃધ્ધાએ તેની સાથે બગીચામાં મળવાનો વાયદો કર્યો હતો. પૈસાની સારી જેવી રકમ સાથે લાવવાની ભલામણ કરી હતી, આજે તેજ મહાત્મા સારા પોશાકમાં સજ થઇ વૃધ્ધાની રાહ જોતા બગીચામાં ફરતા હતા આગલા પ્રકરણમાં વાંચી ગયા તેમ વૃધ્ધા તેને પોતાની સાથે તેડી ગઇ, રસ્તામાં વાતચિત પરથી વૃધ્ધાએ જાણી લીધું કે, યુવકના શરીર પરના દાગીના અને રોકડ મળીને આશરે ત્રણેક હજાર રૂપિઆનો માલ હતો.

વાંચકને આ સ્થળે જણાવવું જોઇએ કે, કેસર આ વૃધ્ધાને પોતાની કમાઇમાંથી ચોથો હિસ્સો આપતી હતી. જો કે ઉમેદમલ પાસેથી

મળતી રકમ તો તે પોતે એકલીજ ઉચાપત કરતી હતી. પરંતુ આવી રીતે અચાનક કોઇ શિકાર હાથ આવી જાય તેમાંથી વૃધ્ધાને ચોથો હિસ્સો મળતો. લાલચ બુરી ચીજ છે. લાલચથી આ વૃધ્ધાએ કેસર પાસે અનેક કરપીણ કામો કરાવ્યા હતા પૈસા માટે અનેકનાં લોહી પીધા હતાં ! આ બિચારા બ્રાહ્મણ યુવકની પણ ત્યાં જવા પછી કોણજાણે કેવી સ્થિતી થશે ? વૃધ્ધાએ મનમાં ને મનમાં અનેક નિશ્ચયો કરી લીધા. જે વખતે તેણી આ બ્રાહ્મણને પોતાની સાથે લઇને બગીચામાંથી પસાર થઇ, તે વખતે તેની દ્રષ્ટિ ઉમેદમલ પર પડી નહોતી, એક રીતે એ પણ ઠીકજ થયું હતું. જો એ વૃધ્ધાએ ઉમેદમલને અહીં જોયો હોત તો વળી કાંઇ નવી બાજી રમત અને બિચારા સુંદરરાયની સઘળી મહેનત ધુળમાં ગળી જાત ! ! !

વૃધ્ધા તે બ્રાહ્મણને લઇ મકાનમાં દાખલ થઇ; અને તેના દાખલ થવા પછી થોડી વારે ઉમેદમલની ગાડી પણ ત્યાં જઇ પહોંચી.

ઉમેદમલ તરતમાં પાછો નહિં ફરે એ કેસર સારી રીતે જાણતી હતી; અને તે ખરૂં હતું કારણ કે ઉમેદમલને આજે કોર્ટમાં સાક્ષી માટે જવું હતું એટલે તે પાંચ વાગ્યાથી આગળ પાછો ફરે તેમ નહોતું. પરંતુ કેસ મુલતવી રહયો, અને નહિં ધારેલી રીતે તેને તેના મિત્રોનો મેળાપ થઇ ગયો.

ગાડીને મકાનથી થોડે દુર ઉભી રાખવામાં આવી અંદર દાખલ થએલો શિકાર હાથમાંથી છટકી ન જાય અને આપણે અંદર દાખલ થઇએ તે પહેલાં કુલટા તેને પસાર કરી ન દે, એવી આપણે પ્રથમથીજ ગોઠવણ કરવી જોઇએ, એવી સુચના ગુપ્ત રીતે સુંદરરાયે ધરમદાસને

કરી દીધી, ધરમદાસને તે યોગ્ય લાગ્યું મકાનના દરવાજાને બહારથી બંધ કરી દીધા. અને ત્રણે જણા ગુપ્ત રસ્તેથી મકાનમાં દાખલ થઇ ગયાં. ઉમેદમલે જોયું કે, કેસર એક યુવક પાસે અસ્થવ્યસ્થ હાલતમાં બેઠી હતી. વૃદ્ધા તેની પાસે ઉભી હતી. આ બનાવ જોતાંજ ઉમેદ મલને રોમ રોમ ક્રોધ વ્યાપી ગયો ? જો ધરમદાસે તેને અટકાવ્યો ન હોત તો તે કાઇ સાહસ કરી નાંખત, ધરમદાસ તેને ખેંચીને બીજા ઓરડામાં લઇ ગયો, અને તેને સમજાવી બારણાની ફ્રાટમાંથી શું થાય છે તે સઘળું જોવાને સુચના કરી, ઉમેદમલને આ કુલટાનો સંપુર્ણ અનુભવ કરાવવાની ધરમદાસની ઇચ્છા સફળ થઇ, ઉમેદમલ તેમ કરવા તૈયાર થયો. અને ઘણીજ ચુપકીદીથી તે બારણા પાસે ગયો અને ફાટ માંથી શું બને છે તે જોવા લાગ્યો.

બીજી બાજુ કેસર અને પેલા બ્રાહ્મણ વચ્ચે પ્રેમ પીંજણ શરૂં થયું. સોડાવોટર, લેમન, અને બ્રાન્ડીની કેટલીક બોટલો વૃધ્ધાએ લાવી ત્યાં હાજર કરી. વૃધ્ધાએ અગાઉથીજ કેસરને આ બ્રાહ્મણ માટે શું કરવું છે, એ સમજાવી દીધું હતું અને કેસરે તે વૃધ્ધાનો ઉદ્દેશ ધ્યાનમાં લઇનેજ આ સઘળું મંગાવ્યું હતું, બાટલી ઉપર બાટલી ફુટવાં માંડી અને બંન્નેએ વારા ફરતી અત્યંત પ્રેમથી તે બ્રાહ્મણને આપવા માંડી. તેણે એક બે પીધી, અને બંન્નેને પાઇ પણ ખરી !

કેટલીક વારે કેસરે તે બ્રાહ્મણને એક બ્રાન્ડીની બોટલ આપી, જે લેમનની બોટલ ધારી તેણે પીવા માંડી, પણ સહજ બ્રાંન્ડી મોંમાં જતા તે અચકાયો, અને કેસરને પુછ્યું આ શું છે ?

અરે ? મારા શેઠજી ? એની લ્હેર તો ઓરજ છે ? જરા પીઓ તો ખરા !, કેસરને બદલે વૃધ્ધાએ જવાબ આપ્યો.

'પણ એ ગંધાય છે શું ?'

'શેઠ એ ગંધ નથી. પણ સુવાસ છે. ?' સુવાસ ?' કેસરે કહ્યું

'ચોખ્ખુંજ જણાય છે કે એ બ્રાન્ડીનીજ :બોટલ છે ? હિંદુ ધર્મની મનાઇ હોવાથી હું તે પીશ નહિ ? તમે ખરેખર મને ઠગ્યો. ?

જ્યારે બ્રાન્ડી પીવાની હિંદુ ધર્મ મનાઇ કરે છે. ત્યારે અમારા જેવીને ઘેર આવવાનું હિંદુ ધર્મ હા કહે છે કે ? જો આ બાબત હિંદુ ધરમ હા પાડી શકતો હોય તો બ્રાન્ડી પીવાની ના કેમ પાડી શકે ! મારા શેઠજી ! ભલભલા પંડિતો અને પુરાણીઓ પોતાને ઘેર યા બહાર ગમે તેમ કરતા હોય પણ મારા જેવીને ત્યાં તો એવી છીટ કરતાજ નથી? તમારા જેવા તો અનેક મારી પાસે આવી ગયા છે. પણ કોઇએ તમારી માફક ના પાડી નથી !'.

'પણ હું તો ઉતમ જ્ઞાતિનો બ્રાહ્મણ છું. મારાથી તે કેમ લેવાય?'

'અરે! મહારાજ તમારા જેવા બ્રાહ્મણો પણ મારી પાસે બ્રાન્ડીનો ઉપયોગ કરી ગયા છે. તમે તો શું મોટા મોટા પંડિતો પણ મારા દાવમાં આવી ગયા છે!"

' તે ભલે ગમે તેમ હોય, બીજાએ પીધી માટે મારે પીવીજ જોઇએ એવો કાંઇ કાનુન નથી?'

'પણ તમે જે લહેજત માટે અહીં આવ્યા છો. તેનો સંપુર્ણ અનુભવ આ ચીજ વગર નહિ મળી શકે?'

'અરે ! એ તો એ ચીજના વ્યસનીઓ માટે છે !'

'અને એ વ્યસન પણ તમારા જેવા શોખીનો માટેજ છે? આ ચીજથી કેટલી સ્ફુરતી આવે છે એ તમે જાણો છો?'

"એ જાણવાની મને કાંઇ પણ જરૂર નથી! કૃપા કરી એ માટે મને આગ્રહ ના કરતા!"

'ના આજે તમારે લેવીજ પડશે!'

'અને ન લઉં તો તમે શું બળાત્કાર કરશો?'

'નહિ તમારી ઇચ્છા વિરૂધ્ધ કરવું એ અમારૂં કામજ નથી!'

'ત્યારે મારે એ નથી પીવું.?'

'ભલે તમે હમણાં તો ના કહો છો પણ જ્યારે એની પુરેપુરી ખુબી જાણશો ત્યારે તો બ્રાંન્ડી સિવાય ચાલશે પણ નહિ? જો તમે મારૂં કહેવુ ખોટું માનતા હો તો આજે ફકત એકજ પેગ લ્યો પછી જો તે તમને ખરાબ લાગે તો કોઇ દિવસ નહિ પીતા?'

બ્રાહ્મણ ભાઇ તો આ ભાષણ સાભળી થંડાજ પડી ગયા. અને મનમાં વિચારવા લાગ્યા કે, એનું કહેવું કાંઇ પણ ખોટુ નથી. ભલા ખાનદાનો, શ્રીમંતો અને પંડિતો અહીં આવી ગયા છે, છતાં ચાર માણસોમાં બેસે ત્યારે મોટી મોટી વાતો કરે છે કે પરસ્ત્રી સેવવામાં મહા પાપ છે. ત્યારે એ બધું ધતીંગજ કે નહિ? ખરેખર શાસ્ત્ર રચનાર બધા બગ ભગત છે જો એમનું શાસ્ત્ર ખરૂં હોય, તો લોકો બધા ગાંડાજ કેની? તેઓ આવી કુલટાઓને ઘેર આવેજ શું કરવા? નહિ નહિ? શાસ્ત્રોમાં જે જે લખાએલું છે તે બધું જેને જેમ ફાવે તેમ ઠોકી બેસાડયું છે. બિચારા બ્રાહ્મણના વિચારો જીંદગીમાં પહેલીજ વાર બદલ્યા.

'કેમ ? શું વિચારમાં પડી ગયા ? હવે તમારા એ બધા વિચારોને જવા દો. અને લ્યો જરા આ બ્રાંન્ડીની લહેજત ચાખો ?'

'તમારૂં કહેવું ઠીક છે, પણ બ્રાન્ડી માટે મને માફ કરો" વિચાર કાંઇ ફરી જવાથી બ્રહ્મણ ભાઇએ ફેરવી બાંધ્યું.

'ના. ના, મારા સમ ! આજે તો પીવીજ પડશે !' કેસરે કહ્યું.

આખરે કેસરના અત્યાગ્રહથી બ્રાહ્મણભાઇ પલળ્યા અને બ્રાન્ડીની લ્હેજત લેવા લહેરમાં પડયા. કેસરે આગ્રહ કરીને આખી બાટલી પીવડાવી દીધી. કેટલીક મીનિટો પસાર થતાં તે આસ્તે આસ્તે ઘેનમાં આવવા લાગ્યો. જેને કોઇ દિવસ બ્રાન્ડીનું બિંદુ પણ નહિ ચાખેલું, તેને આખી બાટલી પીવડાવતાં ઘેન કેમ ન ચઢે ? બ્રાન્ડીની લહેજત લેવડાવ્યા બાદ કેસરે આઇસ્ક્રીમની રકાબીઓ મંગાવી, જેમાંની એક રકાબીમાં કાંઇક મિશ્રણ કરી પેલા બ્રાહ્મણને આપી, તે આનંદ સાથે ખાઇ ગયો. અર્ધા કલાકમાં તો તે બેશુધ્ધ બની ગયો, તેને કોચ પર સુવાડી સઘળા દાગીના અને તેના ખીસામાં રહેલી નોટો વગેરે કેસરે કાઢી લઇ, ઠેકાણે કર્યું અને પછી વૃધ્ધા તરફ ફરીને બોલી; હવે આનું આપણે શું કરીશું ?

'જેમ બીજાનું થાય છે તેમ એનું પણ થશે?

'પણ ઉમેદમલના આવવા પહેલાં સઘળી ગોઠવણ થઇ જવી જોઇએ?,

'એમજ થશે. પણ શું આ મરી ગયો?,

'ના તે મરી ગયો નથી પણ બેશુધ્ધ થયો છે.? આઠ દશ કલાકે તે શુધ્ધિમાં આવશે.?'

'ત્યારે તેને પુરોજ કરોની એટલું વળી અધુરૂં શામાટે રાખોછો?'

'નહિ આ બ્રાહ્મણ છે !

'બ્રાહ્મણ છે તો શું થયું?'

'બ્રાહ્મણનું ખુન કરવું એ મહા પાપ છે?

'પણ ત્યારે મારે આને છુપાવવો કયાં?"

'કાકુસની ગટરમાં ફેંકી આવ, શુધ્ધિમાં આવતાં પોતાની મેળે ચાલ્યો જશે?

'અને કદાચ ઉમેદમલ એ તરફ જશે તો?

'તો શું થયું તેને સમજાવતા કયાં વાર લાગે તેમ છે? કહીશું કે કોઇ દારૂડીઓ ભરાયો હશે?

' મને તો એ ઠીક નથી લાગતું કેસર આ કરાંચી કે રતિલાલનું ઘર નથી ! આ તો હૈદ્રાબાદ છે ! '

' તે બધું મારા જાણવામાં છે વધારે પંચાત નહિ કરતાં હું કેહું છું તેમ કર ! '

' પછી પસ્તાશે હો કેસર ! '

' તેની તારે ચિંતા ન કરવી ! '

' ભલે જેવી તારી ઇચ્છા ! એમ કહી તેણે તે બ્રાહ્મણને કોચ પરથી ઉચકી લીધો અને ઓરડામાંથી બહાર નીકળી. '

અહાહા ! વ્યભિચાર કરનારની કેવી દશા ? અરેરે ! આટલું છતાં પણ વિષયાંધ્ર મનુષ્યો પાપાચરણ કરતાં કયાં અટકે છે ? ગમે તેટલું કષ્ટ પડે ! ગમે તેટલું અપમાન થાય ! તો પણ પાછા ઘાંચીના બેલની માફક

જયાંના ત્યાંજ ફરે છે! એકથી નિરાશ થતાં બીજીને પકડે છે અને આખરે આ બ્રાહ્મણની માફક જીવતાં રૌ રૌ નર્કમાં પડે છે?

વૃદ્ધા હજુ તો બહુ દુર ગઇ નહિ, એટલામાંજ ઉમેદમલે દોડતા જઇને પકડી લીધી અને બ્રાહ્મણને ગટરમાં પડતો બચાવી લીધો ધરમદાસ અને સુંદરરાય પણ તેની પાછળજ જઇ પહોંચ્યા વૃદ્ધા નાસવાનું કરતી હતી, પરંતુ સુંદરરાયે તેણીને પકડી લીધી ધરમદાસ બ્રાહ્મણની સારવાર કરવામાં રોકાયો અને છંછડાએલો ઉમેદમલ વકરાએલા વાઘની પેઠે દોડતો કેસરના ઓરડામાં જઇ પહોંચ્યો. કેસર આ વખતે પોતાનાં કપડાં બદલવામાં રોકાએલી હતી અચાનક ઉમેદમલ આવી ચડશે એવું તેને સ્વપ્ને પણ ધાર્યું નહોતુ ઉમેદમલને જોતાંજ કેસર ચમકી, કંપી, ભયભિત થઇ ગઇ તેના ચહેરા પરથી તેને જાણી લીધું કે, પાપનો ઘડો ફુટી ગયો છે! પોતાનું કરપીણ કામ ઉમેદમલ જોઇ ગયો છે! છતાં પણ તે હિંમત રાખી બોલી; અહો! તમે આવી પહોંચ્યા! તમે તો કહેતા હતાની કે આજે પાંચ વાગે આવીશ!

'હા, પાપિણી! તારી કુટીલતા જોવાનું મારા કર્મમાં લખાયુ હશે, એથી પરમાત્માએ મને પાછો વાળ્યો! અને તારી પાસે મોકલ્યો!'

'હેં! શું! મારી કુટીલતા! ઉમેદમલ! આ તમે શું બોલો છો?'

'ચુપકર પાપિણી! મેં, તારૂં કૃત્ય મારી નજરે જોયું છે!' એમ કહેતા ઉમેદમલે તેણીને એક લાત મારી જમીન પર પાડી નાંખી આ વેશમાં આવેલા ઉમેદમલે તેણીનું ખુન કરવાના ઇરાદાથી પોતાના

ખીસામાંથી ચાકુ બહાર કાઢ્યું. ચાકુ જોતાંજ કેસરનાં હાજાં ગગડી ગયાં. તે ઉમેદમલના ચરણો પકડી રડવા લાગી. દયા ? દયા ? ઉમેદમલ દયા ?'

'દયા ? તારા જેવી પાપિણી પર દયા. ? નહિ તારા તો પ્રાણ લઇશ !'

'નહિ ! નહિ ? મને જીવતી જવા દો ? મારા પાપનો પસ્તાવો કરવા દે ?'

'તને જવા દઉં ? જીવતી જવા દઉં ! નહિ કદી નહિ ! તારા પાપનો પસ્તાવો પરમાત્મા પાસેજ કરજે. ! એમ કહી તેણીને ચાકુ મારવા માટે પોતનો હાથ ઉંચો કર્યો. પરંતુ એટલામાં સુંદરરાયે દોડતાં જઇ તેના હાથમાંથી ચાકુ ઝુટાવી લઇ તેને પકડી દુર લઇ ગયો. સ્ત્રી હત્યાના પાપથી બચાવી લીધો! પણ તેમ કરતાં તેની નજર કેસર પર પડી ગઇ. બંન્નેની દ્રષ્ટિ એક થઇ, કેસર શરમાઇ ગઇ. અને નીચું જોઇ રહી સુંદરરાય તેણીને જોતાંજ ચમક્યો, કંપ્યો, ભયભિત થયો. તેને બિચારાને ખબર નહિ હતી કે જે સ્ત્રીએ પોતાને ફસાવ્યો હતો તેનુંજ નામ કેસર છે? કેસરની જે વખતે તેને મુલાકાત થઇ હતી તે વખતે તે એમ ધારતો હતો કે તે કોઇ વેશ્યા હશે. પરંતુ જ્યારે તેણીને નજરે જોઇ ત્યારે તેને જણાયું કે જે સ્ત્રીએ તેનું સત્યાનાશ વાળ્યું હતું, તેજ આ સ્ત્રી હતી ! અરે ? આ સ્ત્રી અહીં ક્યાંથી? ઉમેદમલ ? તમે આ કુલટાના ફંદામાં ક્યાંથી ફસાયા ? એજ કુલટાએ મારી આ સ્થિતિ કરી છે ? અરે ? એનાજ માટે મેં મારી વહાલી પુત્રીને તજી છે ?'

શું ? તમે આ સ્ત્રીને ઓળખો છો ! ઉમેદમલે આશ્ચર્ય પામતાં પુછ્યું.

' અરે ! ઓળખું છું એટલુંજ નહિ ! પરંતુ મને એ કુલટાનો સંપુર્ણ અનુભવ છે ! '

' ઉમેદમલ તો આ જવાબથી આભોજ બની ગયો સુદરરાય પણ આ રંડાને ઓળખે છે. એ જાણી આશ્ચર્ય પામ્યો તેણે સુંદરરાયને ફરીને પુછ્યું શું ? તમે આજ કુલટાના ભોગ થયા હતા કે ?

' હા, એજ કુલટાએ મારૂં સત્યાનાશ વાળ્યું છે. ?

' કેમ પાપિણી ? આ સુંદરરાય ખરૂં કહે છે ? '

' હા તે અક્ષરે અક્ષર સત્ય કહે છે ! પણ—

' પણ બણ હું કાંઇ ન સમજું બસ, હવે તો...'

' ઉમેદમલ ફરીને પણ તેને મારવા જતો હતો પરંતુ સુંદરરાયે તેને અટકાવ્યો અને બોલ્યો.

ભાઇ ? એનો જીવ લઇને તો ઉલટું તમો મને નુકશાન કરશો " એની હૈયાતીથીજ મારૂં નિર્દોષપણું જાહેર થશે ? '

' એવું તે શું છે કે તમે તેનો બચાવ કરો છો ? "

' એ કથા લાંબી છે, એ હું તમોને અન્ય પ્રસંગે કહીશ. હાલ તો આ કુલટાને પોલીસનાજ હવાલામાં સોંપો ?

' દયા ? ઓ ? સુંદરરાય ? દયા ? હું બિલકુલ નિર્દોષ છું ? દોષિત કોઇ બીજુંજ છે ?

' ગમે તેમ હોય તે જાણવાની મને કાંઇ પણ જરૂર નથી મારી ગુન્હેગાર તો તુંજ છે ?

આ પ્રમાણે અહીં વાત થાય છે. એટલામાં ધરમદાસ ત્યાં દોડતો આવ્યો અને બોલ્યો, સુંદરરાય? સર્વ નાશ થયું ? બિચારી શાન્તા મરણનાબિછાના પર છે ?'

'હેં ? શું કહો છો ? શાન્તા બિમાર છે. ?? અરે ? એકાએક તેને શું થયું ?'

'માણસના કહેવા પરથી નેમોનીયા લાગુ પડયો હોય એમ જણાય છે ? બિચારી ઉમેદમલને બહુ ઝંખે છે. એમ તે માણસ કહેતો હતો !'

'હેં ? શું શાન્તાં બિમાર છે ? ધરમદાસ ? ચાલો ? ચાલો ? મને મારી નિર્દોષ શાંતા પાસે લઇ જાઓ ! હાય ! શાંતા ! મારી સુશીલ શાંતા ? તારો ત્યાગ કરી હું પુરેપુરો પસ્તાયો ! અરે ? આખરે આ સમય આવ્યો ? ધરમદાસ ? શું હું મારી વહાલી શાંતાને નહીં મળી શકું ?"

• 'મળશો ! ધીરજ રાખો ? પ્રભુ સર્વ સારા વાના કરશે ? જેમ આ પાપમાંથી પરમાત્માએ તમને બચાવી લીધા છે ? તેમ શાંતાને પણ એજ પરમાત્મા બચાવશે ?"

'ચાલો ? ત્યારે હવે વિલંબ ન કરો ? મારે એ નિર્દોષ પુતળીને મળવું છે ? આપણે આવીએ ત્યાં સુધી આ કુલટાની મારો ગાડીવાળો કરીમબક્ષ સંભાળ રાખશે. હમણાં આપણે પોલીસની પંચાતીમાં પડીશું તો શાંતાને મળી શકાશે નહિ. ?'

ધરમદાસ અને સુંદરરાયને પણ એ રૂચ્યું તરતજ કરીમબક્ષને બોલાવવામાં આવ્યો, અને તેને કેસરની ભલામણ કરી ત્રણે જણાં

ત્યાંથી બહાર નીકળ્યા અને ધરમદાસની ગાડીમાં બેસી શાંતા પાસે જઇ પહોંચ્યા.

શાંતા પાસે જવાની ખટપટમાં પેલી વૃદ્ધાને તો તેઓ ભુલીજ ગયા વૃદ્ધાએ પણ લાગ સાધ્યો, તેઓના જવા પછી કેટલીક વારે તે પણ કરીમબક્ષ ન જાણે તેવી રીતે પસાર થઇ ગઇ અને પેલા બ્રાહ્મણ ભાઇ પણ શુદ્ધિમાં આવતાં છપાંચ ગણી ગયા.

પ્રિય વાંચક ? અનેક મનુષ્યો સાથે વિહાર કરતી અનેકને હથેલીમાં ચાંદ બતાવતી અને અનેકના લોહી પીનારી આ સ્ત્રીને આપણે શું કહેવું? " કુલટા, વેશ્યા કે વસ્તીને ડસતી કાળી નાગણ ? "

---

# પ્રકરણ ૨૭ મું.

## પલાયન.

ઉમેદમલ વગેરેના ચાલી જવા પછી કેસર અહીંથી છુટવા માટે કયા ઇલાજો લેવા તેના વિચારમાં લિન્ન થઇ ગઇ. એકાએક તેને કાંઇ યાદ આવતાં તે ખુશી થએલી જણાઇ. કરીમબક્ષ જુવાન અને અનુભવ હીન હતો, એટલે એ અવશ્ય ફંદામાં આવી જશે એમ કેસરને લાગ્યુ. કરીમબક્ષને એકલો જોઇ તેણીએ પોતાની પ્રપંચ જાળ પાથરવા માંડી. તે કરીમબક્ષ પાસે ગઇ અને બોલી; કરીમબક્ષ ? એ લોકો મને તમારા હવાલામાં સોંપી ગયા છે કે ?

' હા, અને શાંન્તા બિમાર હોવાથી તેઓ ત્યાં ગયા છે ! '

'એમ કે, ? કરીમબક્ષ ? વાત છુપાવો તો એક વાત હું તમને કહેવા માગું છું ! ઘણાં દિવસથી એજ વિચાર ઘોળાયા કરે છે પણ એવો સમય મળતો નથી ! આજે તમને એકલા જોઇ, હું તમારી સાથે વાત કરવા માગું છું !'

'ભલે કહો હું સાંભળવા તૈયાર છું !'

'કરીમબક્ષ ! તમારો ખુબસુરત ચહેરો જ્યારથી મેં જોયો છે, ત્યારથી હું તમારી પાછળ દીવાની બની ગઇ છું, પણ શું કરૂં શેઠની હાજરીમાં હું તમને શું કહી શકું ?'

'અરે,! આ તમે શું બોલો છો, મારા જેવા એક નોકર પર મોહ ? મારી મશ્કરી તો નથી કરતાંના ?'

'નહિ કરીમબક્ષ ? હું સત્યજ કહું છું !'

'ત્યારે કેસર ! જો ખરૂં પુછો તો મને પણ એમજ થયા કરતું હતુ ! મારી જીંદગીમાં મેં તમારા જેવી ખુબસુરત ઓરત જોએલીજ નથી ! જ્યારથી તમે અહીં આવ્યા છો ત્યારથી મારા ચિતમાં તો ચટપટીજ થયા કરે છે. પણ કરૂં શું ?'

'ખરૂં છે પ્રેમ એવીજ વસ્તુ છે. એકના હૃદયમાં પ્રેમની ઉત્પતિ થઇ એટલે સામાના હૃદયમાં થવીજ જોઇએ ! પણ કરીમબક્ષ ? તમને આવી નોકરી કેમ પસંદ આવે છે. કાંઇ રોજગાર કેમ કરતા નથી !'

'રોજગાર માટે પૈસા જોઇએ ! પૈસા વગર દુકાનદારી કેમ થઇ શકે ?'

'ભલા ઓછામાં ઓછા કેટલા રૂપીયા હોય તો તમે નોકરી છોડી દો ?

'બે ત્રણ હજારની રકમ મળે તો હું મારો ધંધો સુખેથી ચલાવી શકું ?'

'બસ એટલુંજ કે ?'

"શું એ તમારે મન થોડા છે ? અરે ! અમારા જેવા ગરીબને તો એ બે લાખ રૂપીયાની ગરજ સારે તેવા છે ! પણ કેસર ! આવા સવાલો પુછવામાં તમારો હેતુ શું છે તે તો જણાવો ?"

"હા તે જણાવું છું ? તમે મારી સાથે બાજુના ઓરડામાં આવી શકશો ! મારે તમારી સાથે કેટલીક વાત કરવાની છે ?"

"મને તેમ કરવામાં કશી હરકત નથી; પણ વખતે ઉમેદમલ, આવી પહોંચે તો પછી આપણું શું થાય ?"

"અરે ! એટલી વારમાં એ કયાંથી આવવાના હતા ! મને તો લાગે છે કે તે આજે રાત સુધી પણ નહિ આવી શકે ! તે છતાં પણ કોઇના પગલાંનો અવાજ સંભળાય કે તરતજ બહાર નીકળી જજો ! અને મને તેજ ઓરડામાં બંધ કરી દેજો !"

"કરીમબક્ષ શોખીન હતો, અને અત્યારે તો તે ધનચકર જેવોજ બની ગયો હતો, કેસરની જાદુ ભરી વાતે તેને પીગળાવી દીધો, તેણે કેસર સાથે ઓરડામાં પ્રવેશ કર્યો કેસરે ઘણાંજ પ્યારથી તેના હાથમાં હાથ મેળવ્યો કેસરના કોમળ હસ્તનો સ્પર્શ થતાંજ કરીમબક્ષ પાણી પાણી થઇ ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તે વારંવાર ઓરડાના બારણા તરફ જોવા લાગ્યો. તેને ઉમેદમલનો ઘણોજ ભય હતો. કરીમબક્ષને ગભરાટમાં જોઇ કેસરે ધૈર્ય આપવાના ઉદ્દેશથી કહ્યું; "તમે આમ ગભરાઓ છો શામાટે ? આવો અહીં મારી પાસે બેસો, મારે તમને કેટલીક વાતો કહેવાની છે !"

"તમારા જોડે બેસું ! ના એ મારાથી નહિ બને ! તમારે જે કહેવું હોય તે કહો હું ઉભો ઉભો સાંભળ્યા કરીશ. !"

"પ્રભુ ખાતર મારૂં કહેવું માનો ! વખત નકામો જાય છે. એમ કહી પ્રેમ ભરી દ્રષ્ટિથી તેના તરફ જોવા લાગી, કેસરની અમર્યાદાએ કરીમબક્ષની શરમ છોડાવી દીધી અને અત્યાર સુધી તેના મનમાં જે ભય હતો તે એકદમ નાસી ગયો. અને તે ઉપકાર માનતો કહેવા લાગ્યોઃ-

"કેસર ? મારી યોગ્યતા તો તમારી સામે ઉભા રહેવાનીજ છે !"

"નહિ કરીમબક્ષ ! તું ભુલે છે. તું એ નથી જાણતો કે તારી અસલી લાયકાત શું છે. ! અને તું કયા દરજ્જાનો યુવક છે ? હું સોગન પુર્વક કહું છું કે તારા જેટલી મારા દિલમાં કોઇ રાજકુમાર કે શાહજાદાની પણ ઇજત નથી ! હું જો કે અત્યારે ઉમેદમલના હાથ નીચે દુઃખી હાલતમાં છું તો પણ મારી પાસે પૈસો પુરતો છે. તમે એક બહાદુર નર છો. જો તમે મને અહીંથી લઇ નાસી જવાની હિંમત કરી શકતા હો, તો હું જીંદગીભર તમારી દાસી થઇ રહેવા ખુશી છું ! મારી પાસે એટલો પૈસો છે કે તમે કાંઇ પણ ધંધો નહિ કરો તો પણ આપણી જીંદગી સુધી નિર્વાહ માટે પુરતો છે ! કેમ બની શકશે ?"

કરીમબક્ષ આ વખતે કેવી હાલતમાં આવી પડેલો હોવો જોઇએ, તેની કલ્પના વાંચકો પોતેજ કરી શકશે, એક બાજુ મર્યાદા તેમાં મનને રોકતી હતી, જ્યારે બીજી બાજુ વિકાર અને સ્વાર્થ આગળ વધીને આવેલા પ્રસંગનો લાભ લેવાની સુચના કરતા હતાં, છતાં કરીમબક્ષની હિંમત ચાલી ન શકવાથી તે મૌનજ રહ્યો. પુનઃ કેસર કહેવા લાગીઃ-

કેમ શો જવાબ ? ઇચ્છા હોય તો કોઇ રસ્તો શોધી કાઢો અને એવી ભાવના ન હોય તો મને અહીંજ પુરી કરી નાંખો !

" નહિ કેસર! એવો તું મને નામર્દ ના સમજતી ! કબુલ છે ! તમારા ભલા માટે મારાથી બનતું કરીશ ! મારી નોકરી જશે સજા થશે. તો પણ આપની સેવા કરવાથી હું પાછો હઠવાનો નથી ! પણ મારાથી તમારી શી સેવા બની શકશે: એ અદ્યાપિ હું સમજી શક્યો નથી ! તમારા મનમાં જે વાત હોય તે સાફ જણાવી દો ? પડદો રાખવાની કાંઇ જરૂર નથી. હું પૈસા ટકાનો લાલચુ નથી મારા કિસ્મતથી જેટલું મને મળે છે તેટલાથી મને સંતોષ છે. તમારી જે ઇચ્છા હોય તે મને જણાવો ! "

" મારી એજ માગણી છે, કે મને આ કસાઇખાનામાંથી નસાડી કોઇ નિર્ભય સ્થાનમાં લઇ જાઓ. તમે જ્યાં કહેશો ત્યાં હું તમારી સાથે આવીશ ! જો મહેનત અને ઉપકારના બદલામાં રૂપિઆ મેળવવાની ઇચ્છા રાખતા હો, તો તે આપવા પણ હું તૈયાર છું ! અને જો મને આખી ઉમરને માટે તમારી દાસી બનાવવા ચાહતા હો તો આપને મારા શિરતાજ બનાવવાને પણ તૈયાર છું ! હવે જેવી આપની ઇચ્છા ? " કેસરે પોતાની મતલબ પાર પાડવા માટે કરીમબક્ષને આશા દોરીએ લટકાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

" કેસર ! નાસવામાં કેટલી જાતના ભય સમાએલા છે એ તમે જાણો છો ? તાર અને રેલ્વે એ બે પોલીસનાં હાથમાં એવા મજબુત જાદુ છે; કે જેની મદદથી ગમે તેવો ચાલાક નાસનાર પણ જોત જોતામાં પાછો પકડાઇ જાય છે ! " કરીમબક્ષે ભય બતાવ્યો.

' કરીમબક્ષ ! મજનુન દીલ આગળ તાર અને રેલ્વેનું કાંઇ પણ ચાલી શકતું નથી ! શું ! તમારામાં એટલી પણ હિંમત નથી ? જો તમે મને ચાહતા હો ! મને તમારી પોતાની કરવા માગતા હો તો કમર કસીને તૈયાર થાઓ ! '

રૂપિયા અને રમણીના લોભમાં આવીને કરીમબક્ષ દિવાના જેવો બની ગયો, અને કાંઇ પણ જોખમે કેસરને બચાવવા તૈયાર થયો. વારૂ કેસર ! હું તૈયાર છું આવતી કાલે સઘળો બંદોબસ્ત કરીશ. !

' નહિ ! કરીમબક્ષ ! આવતી કાલે નહિ ! આજના કામને કાલ પર રાખવું એ અકલમંદોનું કામ નથી ! વળી તમો જાણો છો? પેલો સુંદરરાય મને ફસાવ્યા વગર રહેશે નહિ ! શાંન્તા બિમાર છે અને એ સઘળા તેની ખટપટમાં છે એટલા સમયમાં આપણે અહીંથી નાશી જઇએ. આવતી કાલે તો કોણ જાણે કેવી આફત મારા પર આવી પડશે ! પ્યારા ! હવે વાર નહિ કરો ! એક કલાકમાં તો શુંનું શું થઇ જાય ને વખતે નાશવાનો પ્રસંગ મળે કે ન મળે ! અત્યારેજ એ સઘળી ગોઠવણ કરો ! '

' પણ અત્યારે એ ગોઠવણ શી રીતે થઇ શકશે ! કરીમબક્ષે વાંધો રજુ કર્યો. '

" જો તમે કોશીષ કરશો તો સઘળું બની શકશે ! બોલો શું કહો છો ? " કેસરે વધારે દબાણ કર્યું.

" ભલે, જ્યારે તમારી એવીજ મરજી છે તો હું તૈયાર છું ! કરીમબક્ષે લાચાર થઇને અનુમતિ દર્શાવી. "

" ત્યારે થઇ જાઓ તૈયાર ? "

" પણ પહેલાં આપણે જશું ક્યાં ! " કરીમબક્ષે એક નવિન શંકા કાઢી.

" પહેલાં તો આપણે અહીંથી મલીર જઇશું અને ત્યાંથી પગરસ્તે મઘરપીર પહોંચીશું ! મઘરપીરમાંથી તમો જ્યાં કહેશો ત્યાં ચાલીશું ? "

" હા એ ઠીક છે. મઘરપીરમાં રહેવું એ મને સલામતી ભરેલું લાગે છે. વખતે પોલીસ આપણી પુંઠ પકડે ! તો પણ ત્યાંના ડુંગરોમાં એવી તો ગુફાઓ છે કે જ્યાં આપણે સહી સલામત રહી શકીએ !

" ત્યારે તમે તો એ રસ્તાના ભોમિયા જણાઓ છો ને શું ?

" અરે ? એ રસ્તો તો મારો પુરેપુરો જાણીતો છે પણ કેસર ? અત્યારે તો કોઇ ગાડી જતી નથી ? "

" કેમ જતી નથી ? હજુ તો ત્રણ વાગ્યા છે ચાર વાગ્યાની ગાડી ઉપડે છે, તેમાં આપણે પહોંચી શકીશું ? "

" હા ! હા ? બરાબર છે. આપણા માટે એજ ગાડી ઠીક પડશે, ત્યારે હવે હું એક વિક્ટોરીયા કરી લાવું છું. એટલા વખતમાં તમે તમારૂં સઘળું ભેળું કરી તૈયાર થઇ રહો હું આ આવ્યો ? ઉમલેમલ કે સુંદરરાય આવવા પહેલાં આપણે અહીંથી નીકળી જઇએ.

' હા, મને પણ એ ઠીક લાગે છે ? જલદી જાઓ અને આવો પણ એવા જલદી કે જાણે ગયાજ નથી ! એટલા વખતમાં હું બધી તૈયારી કરી રાખું છું.

કરીમબક્ષ બહાર નીકળ્યો અને કેસરે પોતાની છુપી દોલત અને બીજા સામાનની એક ટ્રંક તૈયાર કરી રાખી થોડીજ વારમાં કરીમબક્ષ આવી પહોંચ્યો, કરીમબક્ષ પાસે તો કાંઇ હતું નહિ કે તે લે. તે તો પોતે પહેરેલાં કપડાં ભેર ગાડીમાં બેઠો. કેસર પણ પોતાની ટ્રંક રાખી તેની જોડમાંજ બેઠી હુકમ મળતાંજ કોચમેને ગાડી દોડાવી મુકી અને થોડીજ વારમાં સ્ટેશન પર જઇ પહોંચી. ગાડી ઉપડવાને થોડીજ વાર હતી. તેથી કરીમબક્ષે કેસર પાસેથી પૈસા લઇ તાબડતોબ મલીરની ટીકીટ કઢાવી લીધી અને બન્ને ગાડીમાં બેઠા.

---

# પ્રકરણ ૨૮ મું.

## શાન્તાની માંદગી.

સુંદરરાયનો ઉપદેશ શાંન્તાને બરોબર લાગ્યો હતો. તેણી હવે બીજી જંજાળોથી મુકત થઇ. આખો દિવસ પતિનુંજ સ્મરણ કર્યા કરતી હતી. તેણીનું શરીર પતિ વિયોગે દિન પ્રતિદિન સુકાતું જતું હતું, હવે તેણીએ બહાર ફરવા કે દર્શન કરવા જવાનું બિલકુલ છોડી દીધું હતું. આખો દિવસ ઘરમાં એકજ સ્થળે મૌન્ય ધારી નિસ્તબ્ધ થઇને પડી રહેતી હતી! યાંતો સતી મંડળ કે એવાંજ કોઇ ધર્મના પુસ્તકો વાંચવામાં દિવસો નિર્ગમન કરતી. અહાર પાણી પણ એટલા ઓછા કરી નાખ્યા હતા કે જો હમેશ તે એટલોજ અહાર કરતી રહે અને તેમાં વધારો કરેજ નહિ તો તેનું જીવન પણ વધારે

ટકી શકશે નહીં કે એ શંસય હતો આવી પતિ પરાયણતાનું એ પરિણામ આવ્યું કે એ ચાર દિવસમાં તો તેનું શરીર બિલકુલ નંખાઇ ગયું અને દિવસે દિવસે તબીયત બગડતી ચાલી. સુંદરરાય તેણીને ઘણું સમજાવતો, ધરમદાસ પણ ઘણું કહેતો, પરંતુ તેણી કોઇનુ કહેવુ ધ્યાનમાં લેતી નહિ અને જાણે પતિના મેળાપ પછીજ અહાર લેવો એવી પ્રતિજ્ઞા કરી હોય તેમ તેણી કેટલીક વાર તો જમ્યા વગર એમની એમ ભાણા પરથી ઉઠી જતી. તેણીની આવી સ્થિતી જોઇ ધરમદાસ અને સુંદરરાયે ઉમેદમલને ઠેકાણે લાવવા પુનઃ પ્રયત્ન કરવા માંડયો. કેટલીક ઠોકરો અને અપમાનો સહન કર્યા છતાં સુંદરરાયે પોતાનો પ્રયાસ ચાલુજ રાખ્યો અને આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા તેમ તેના પ્રયત્નને સફળતા મળી. પરંતુ ઉમેદમલને લઇ તેઓ તેણીની પાસે આવે તે પહેલાં એકાએક તે બિમાર થઇ ગઇ. અશકિત વધી અને છાતીનો મુંઝારો શરૂ થયો, તેણીની સારવાર કરનાર કોઇ હતુ નહિ પરંતુ જેનું કોઇ નથી તેનો પરમાત્મા છે એ કહેતી અનુસાર ધરમદાસની સ્ત્રી તેજ વખતે તેણીને મળવા આવી. શાંન્તાની આ સ્થિતિથી તે ભય પામી અને એકદમ પોતાના પતિને બોલાવવા એક માણસ મોકલ્યો ધરમદાસ ઉમેદમલની પાસેજ ગયો છે એમ તે જાણતી હતી એથી તેણીએ માણસને ત્યાંજ જવા કહ્યું હતું અને એ માણસના ખબર આપી જવા પછી કેસરની કરીમબક્ષને ભલામણ કરી ત્રણે મિત્રોને આપણે આ તરફ રવાના થએલા જાણી ગયા છીએ.

માણસના જવા પછી ધરમદાસની સ્ત્રી શાંન્તા પાસે આઇ. અને પુછયું, શાંન્તા બહેન તમને શું થાય છે?

"છાતીમાં મુંઝારો થાય છે! મારી જીંદગી અત્યારે મને ભયમાં આવી

પડેલી જણાય છે! કૃપા કરી મારા સ્વામીને બોલાવી આપશો ? હું આપનો ઉપકાર જીંદગી સુધી નહિ ભુલું ! શાંન્તાએ ખરતે આંસુએ કહ્યું,

'શાંન્ત થાઓ! બહેન ? ગભરાવ નહિ ? હમણાંજ તમારા ભાઇ અહીં આવશે, અને તેઓ ડોકટરને બોલાવી લાવશે ! કંઇ ભય જેવું નથી ડરો નહિ! લ્યો હું તમને જરા શેક કરૂં હમણાં મુંઝારો મટી જશે!"

'ના બહેન ! શેક કરવાથી મને શાંન્તિ નહિ થાય મારે તો મારા પતિના દર્શન કરવાં છે !'

'તે પણ થશે ! હમણાંજ તમારા ભાઇ આવશે, અને તેને તેડી લાવશે ! ઘણું કરી તેઓ પોતાની સાથેજ તેડતા આવશે !'

'હેં ? શું ખરૂં કહો છો ? એ મારા ભાઇની સાથે આવશે ! અંત સમયે મારા પતિને હુ જોઇ શકીશ ! બહેન ! મારા ભાઇને કહોને કે તેઓ તેમને જલદી તેડી લાવે !'

'એમને બોલાવવા માટે મેં માણસને મોકલ્યો છે તે હમણાંજ આવતા હશે !

'હાય ! ત્યારે તો હું મારા નાથને નહિ મળી શકું ! બહેન ! તેટલો સમય મારી જીંદગી ટકે એમ મને નથી લાગતું ! અરેરે ! મેં અભાગિણીએ આખી જીંદગીમાં પતિ સુખ તો ન જોયું ? પરંતુ અંત સમયે તેનું મુખ જોવા પણ ન મળ્યું ? હાય ? હતભાગિની ! શાંન્તા તારી શી ગતિ !'

'બહેન ! તમે આમ કલ્પાંત કરી ઉલટી બિમારી વધારો છો ! થોડો વખત મૌન્ય ધારણ કરો, હમણાંજ આરામ થઇ જશે. અને

તમારા પતિનો પણ જરૂર મેળાપ થશે! ધરમદાસની પત્નિએ તેને બોલતી અટકાવવા પ્રયત્ન કરવા માંડ્યો.'

'બહેન! મને તો આશા નથી કે તે અહીં આવે! અરેરે! પહેલાં તેમને મારા પર કેટલો પ્રેમ હતો! પણ પરસ્ત્રીની ઇચ્છા કરનારનો પ્રેમ પોતાની સ્ત્રી પર કયાં સુધી ટકી શકે? સુખનું સ્વપ્નું થોડીજવાર રહયું? પ્રિય પતિ? તમને આવી મતિ કયાંથી સુઝી? મેં તમારો શું અપરાધ કર્યો છે કે, મને છેક તજી દીધી? હાય? હાય? હું નિર્ભાગિણી છું? તેમાં કોઇનો દોષ નથી? મારા કર્મનો છે! ઇશ્વર મારા પતિને સદબુદ્ધિ આપે ને તેમને આવા કુચ્છંદમાંથી બચાવે! હું હવે વિશેષ જીવવાની નથી પણ મરણ સમયે તેમને સુધરેલા જોઉં તો મારો આત્મા સુખી થાય! તે મને પ્રેમથી એક વખત બોલાવે તો પણ હું સદગતિ પામીશ તે હવે કયાંથી બને! મારૂં મુખ પણ જોવું તેમને ગમતું નથી ત્યારે મીઠા વચનથી બોલાવે કયાંથી! મારી તેને એક વખત મળવાની ઇચ્છા છે પણ તેને મળી શકું તેટલો કાળ જીવીશ નહિ! ઇશ્વર તેને જ્યાં હોય ત્યાં સુખી કરજે! અરેરે! મારા પતિએ અંતની ઘડીએ પણ સુખ ન આપ્યું! ઇશ્વર તારી ઇચ્છા અકળ છે"! મને આમ દુ:ખી કરવી હતી તો આટલું સુખ શું કરવા આપ્યું! દુ:ખમાં દુ:ખ સહન થાત! તે મારૂં કહેવું માને નહિ! નહિતો હું તેને આ પાપી કામ કરતાં અટકાવી શકત ખરી!

બહેન! હવે તો હદ થાય છે! કૃપા કરી બોલવાનું બંધ રાખો તો સારૂં. જુઓની? તમારા વ્યાધિમાં કેટલો વધારો થઇ ગયો છે.

'દેવી? મારી જીંદગી કેવી દુ:ખમય ગુજરી છે એ તમારાથી અજાણ્યું નથી? કહો બહેન! આવી સ્થિતિમાં જીવીને મારે શું કરવું?

હવે તો હું મરવાજ પડી છું પણ બ્હેન અંત સમયે મારા પતિના મુખ દર્શન કરવાની મને ઇચ્છા છે ? શું મારી એ ઇચ્છા સફળ નહિ થાય. ?'

'થશે ? બ્હેન ! થશે ? તમારા ભાઇ હમણાંજ તેને તેડીને અહિં આવશે ?'

'શું તે અહીં આવશે ? હું તેને મળી શકીશ ?'

તેણીથી વધારે બોલી શકાયું નહિ, છેલ્લા શબ્દો સાથે તેનો સ્વર બંધ પડી ગયો અને અસ્વસ્થ હાલતે તે નીચે પડી ગઇ ધરમદાસની પત્નિએ તેને અધરથી ઝીલી લીધી ન હોત, તો તેનાં પ્રાણ તેજ વખતે નીકળી જાત. શાન્તાને ત્યાંથી ઉપાડી બિછાના પર સુવાડી, અને સગડી કરી શેક કરવા લાગી. એટલામાં ધરમદાસ અને સુંદરરાય ઉમેદમલને લઇને ત્યાં આવી પહોંચ્યા, ઉમેદમલને શાન્તાની આ સ્થિતિ જોઇ દયા આવી તેણે વૈદરાજને બોલાવવા માણસ મોકલ્યું, વૈદરાજ આવ્યા ત્યાં સુધી તે તેની પાસે ઉભો રહ્યો વૈદરાજે શાન્તાનો રોગ અસાધ્ય જોયો, તે નિરાશ થઇ બોલ્યો 'મને હવે ભરોસો નથી લાગતો ! એ ઘડીમાં કદાચ એ મૃત્યુ પામશે આપ તેમની સંભાળ રાખજો, આ રોગ તેમને બે ત્રણ વખત આગળ પણ થએલો હોય એમ જણાય છે. પણ આ સમયે વિશેષ ઘેરાઇ ગયો છે. એમની સંભાળ ઘણા દિવસ થયા લેવાણી નથી તેથી મારૂં ઔષધ કાંઇ ફેર પાડી શકશે નહિ તેમના અંતની ઘડી મને સુઝે છે, દૈવની ઇચ્છા બળવાન છે. તેના સામે કોઇનો ઉપાય ચાલતો નથી. જુઓ તેમનાં અંગનાં અવયવો છુટાં પડતાં જાય

છે ! સાંધા તુટતા જાય છે ! હૃદયનો ધબકારો મંદ પડયો છે ! શ્વાસ ધીમો ખેંચાય છે ! ડાબી બાજુએ ખાડો પડેલો છે ! અને તે સર્વ અશુભ ચિન્હો છે ! તમે તેની સંભાળ રાખજો. ડોકટરો અને વૈદ્યોમાં નાહક પૈસા ખરાબ ના કરતા ! એમ કહી વૈદ્યરાજ ત્યાંથી ચાલી ગયા.

તેમના જવા પછી શાંન્તાએ પાસું ફેરવ્યું તેણી બેસુધ્ધ હતી. છતાં પતિનુંજ ચિંત્તન કરતી હતી.

'બસ હવે થઇ ચુકયું ! જુગદંબા ! અંમ્બા ! અંમ્બા ! મારી મા સ્હાય કર ! હું તારી દીન બાળકી છું ! ઓ ! અંમ્બા ! અંમ્બા !' 'પતિ ! ઓ પતિ ! છેક આમ નિર્દય ન થાઓ ! છેલી ઘડીએ તો તમારૂં મુખ બતાવો ! હાય ! શું હું તમને નહિ મળી શકું ? નાથ ! હવે હું તમે જેમ કહેશો તેમ કરીશ ! પણ એક વખત... આ આ આ દી ઇ ઇ ન અબ બ બાને '... ... ... ... ... ...

ઓહો! કેટલી વિટંબના? ઉમેદમલ? સાંભળ શાંન્તા શું કહે છે! અરેરે ! આખરે એ બિચારી તારો વિયોગમાંજ મરે છે ?

સુંદરરાય? હવે મને વધારે ન શરમાવો હાયા હું કેવો નિર્દય? શાંન્તા જેવી શુદ્ધ હૃદયની સતિનો ત્યાગ કરી કેસર જેવી કુલટાનો અંગિકાર કીધો ? ઉમેદમલ ! તેં તારા પ્રેમને કયાં સેરવી દીધો ! મુંઢ આંખ ઉઘાડી જોતો ખરો તેં અબળાની શી દશા કરી છે? તારા પ્રેમમાંજ અથડાતી આ શુદ્ધ સતિનો તિરસ્કાર કર્યો? ધિકકાર છે તારા નામને? શું તને કાંઇ વિચાર ન થયો ! ઘાતકી હૃદય તેં મને છેતર્યો નિર્લજ કામ તેં મને જીત્યો ? મારો સરદાર થયો? પણ અરે ? એતો તેં મને શિખા

મણુ આપી ? હવે હું કદી એ વિષયમાં નહિ ઉતરૂં પણ અરે! શાન્તાની શી આશા? તે બીચારી મરણુ પામશે? મેં ઘણાં પાપ કર્યા, અને હજી કરત, શુધ્ધ સતિ તે મને મરતાં મરતાં ઉપદેશ કર્યો ? મને પાપમાંથી મુકત કર્યો પણ પહેલાંથી કેમ ન વાર્યો ! ખચિત તારો દોષ નથી ? તું શું કરી શકત ? મેં તારૂં કહેવું કયારે સાંભળ્યું છે ? સુંદરરાય અને ધર્મદાસ જેવા મિત્રોએ મને તાર્યો છે ? બચાવ્યો છે ! હાય ? પણ હું એવા સમયે તારી પાસે આવ્યો છું કે જે સમયે તું મરણુની ઘડીઓ ગણી રહી છે ? હાય ? શાન્તા ? વહાલી શાન્તા ? આ તારા પતિ સાથે—તેનાથી વધારે બોલી શકાયું નહિ તે રડવા લાગ્યો.

'ઉમેદમલ ! હવે પસ્તાવો કરવાથી શું વળવાનું હતું ? તેનું અવશાન નજીક છે તેના આત્માને શાન્તિ મળે તેવો ઉપાય લેવાની જરૂર છે. ?

હાય ! સુંદરરાય ! શાન્તા મારા લીધેજ પ્રાણુ તજે છે ! મારાથી તેણીનું દુઃખ નથી જોઇ શકાતું ? કોઇ પણ રીતે મારી શાન્તાને બચાવો ?

'પણ હવે કાંઇ ઉપાય નથી? જોયું ના વૈદરાજ પણ હમણાં શું કહી ગયા !'

'હા તે તો મેં પણ સાંભળ્યું છે તો પણ આપણે કોઇ સારા ડોકટરને બોલાવીએ, તેની સલાહ લઇએ! અરે! મારો તમામ પૈસો ખર્ચતાં જો મારી શાન્તા બચી શકતી હોય તો તેમ કરતાં પણ ન અચકાઓ ! કોઇ પણ રીતે મારી શાન્તા બચે તેમ કરો. !

'સુંદરરાય ભાઇ ? ઉમેદમલ કહે છે તેમ કોઇ બીજા ડોકટરની સલાહ લેવામાં આપણું શું જાય છે? ધરમદાસની પત્નિએ ઉમેદમલના મતને ટેકો આપતાં કહ્યું.

પણ હમણાં આવ્યો હતો, તેના જેવો અનુભવી ડોકટર હૈદ્રાબાદમાં તો કોઇ બીજો નથી! અને મને ખાત્રી છે કે કરાંચીમા પણ તેવો નહિં હોય! ધરમદાસે નિરાશા બતાવી.

'નહિ ધરમદાસ! તમારી ભુલ થાય છે. કરાચીમાં તેના કરતાં પણ વધારે અનુભવવાળા પડેલા છે! સુંદરરાયે ધરમદાસના મતનું ખંડન કરીને કહયું.

'આણુંદલાલના અનુભવ પરથી તમે કહેતા હશો? ધરમદાસે કયું

'ના એકલા આણુંદલાલ માટે નહિ પણ એવા અનેક પડેલા છે!

'હશે કદાચ તમારૂં ધારવું ખરૂં હોય તો પણ કરાચીમાંથી કોઇ ડોકટરને બોલાવીએ અને તે અહીં આવે એટલા વખતમાં તો બિચારી શાંન્તાની કોણ જાણે કેવી સ્થિતિ થાય? અહીંથીજ બને તેટલી તજવીજ કરોની? ઉમેદમલે અધિરાઇથી કહ્યું.

'સાંભળવા પ્રમાણે કરાચીથી એક વૈદ્ય ગઇ કાલે અહીં આવેલા છે, અને તે ઘણાજ હુશિયાર છે? પેલા ચંદીરામને વીશ વરસના ઘર કરી ગયેલા હરસ તેઓએ કાઢયા છે. તેનેજ બોલાવી લાવોની? વખતે તે શાંન્તાને આરામ કરી શકશે? ધરમદાસની પત્નીએ કયું.

'હા, ઠીક યાદ કર્યું? પેલા પડધરીવાળા વૈદ્યરાજ હરિલાલ ભીમજી માટેજ તું કહેછેના?' ધરમદાસે પુછ્યું.

'હાં એજ.!

'હેં! કોણ? હરીલાલ ભીમજી? તેઓ અહીં આવેલા છે? ધરમદાસ? ત્યારે તો શાંન્તાને આરામ થયો સમજો! જાઓ વિલંબ

ન કરો ! જેમ બને તેમ જલદી તેમને તેડી લાવો ! સુંદરરાયે હર્ષ પામતાં કહ્યું,

'તે ચંદીરામને ત્યાંજ ઉતરેલા છે ના ! ધરમદાસે પોતાની પત્ની તરફ ફરીને પુછ્યું જવાબમાં માત્ર તેણીએ ડોકું ધુણાવ્યું ધરમદાસ બહાર નીકળ્યો. અને ગાડીમાં બેસી. થોડીજ વારમાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો. અને તે આવી પહોંચે ત્યાં સુધી સુંદરરાય, ઉમેદમલ અને ધરમદાસની પત્નિ શાંન્તાની સારવાર કરવામાં રોકાયા. ગરમ ઉપચારોએ કાંઇક અસર કરી. અવાચક થએલી શાંન્તા ફરીને બકવા લાગી,

'નાથ ? નાથ ! હવે આપને વિશેષ વખત નહિ સંતાપું ? મારૂં જીવન પુરૂં થઇ રહ્યું છે ? આપને મારૂં મુખ જોવું નથી ગમતું તો હવે હું કદી નહિ દેખાડું ? મારાથી કાંઇ કઠોર વચન કહેવાયાં હોય, તેની મને ક્ષમા આપજો ! પરમ પ્રભુ હું હવે તારે શરણે આવી છું ? પતિ...પતિ...પ...અ...અ...અ......તિ......શાંન્તાનો શબ્દોચ્ચાર બંધ થયો. ફરીને તે અચેત થઇ ગઇ.'

'હાય ! સુંદરરાય ? મારી શાંન્તા કેટલી દુ:ખી થાય છે ! શું તેને સુખી કરવાનો કાંઇ પણ રસ્તો નથી ?'

'ધીરજ રાખો હમણાંજ ધરમદાસ વૈદ્યરાજને લઇને આવી પહોંચશે. વૈદ્યરાજ હરિલાલ ભીમજીને જો કે હું ઓળખતો નથી અને એવીજ રીતે કદાચ તેઓ પણ મને નહિ ઓળખતા હોય, તો પણ તેમનું નામ કરાચીમાં મશહુર છે એ હું સારી રીતે જાણું છુ ? આવા

અનેક કેસોમાં તેને હમેશાં યશજ મળ્યો છે ! અને આ શાંન્તાને જીંદગી બક્ષવાનો પણ તેને યશ મળશેજ ? '

'અહો? એમ થાય! અરે મારી શાંન્તા, બચી જાય ! તો હું એ વૈદ્યરાજને ન્યાલ કરીશ ! જીંદગી સુધી તેનો ઉપકાર નહિ ભુલું !'

ઉમેદમલ અફસોસ અને પશ્ચાતાપમાં ડુબતો શાંન્તાની સારવારમાં લપટાયો, પ્રિય શાંતા ! તેં આજ સુધી મને તારૂં દુઃખ જણાવ્યું નથી ! દુઃખને તું અંતરમાં દાબી શકી? અહા ! કેટલી સહનશીલતા ! તારા દુઃખનું મુળ કારણ હુંજ થયો ! મેં તને દુઃખી કરી ! હું કઠણ હૃદયનો થયો ! તારી શુદ્ધ પણ ન લીધી ! અહા ! તારી મારા પ્રત્યે કેટલી નિર્મળ ભકિત ! આવી ભયંકર સ્થિતિમાં પણ મારૂંજ નામ જપે છે ! ધન્ય છે ! તારા પતિવ્રતપણાને? હાય ! પણ હું તને જીવતી મેળવી શકીશ ?

' ઉમેદમલ છેક આમ છોકરાની માફક શા ચાળા માંડયા છે ! પહેલાંથીજ વિચાર કર્યો હોત તો આ પસ્તાવાનો સમય ન આવત ! હવે તો તમે તેના આત્માને દુઃખી કરો છો ! શાંન્તી રાખો ધીરજ ધરો !' સુંદરરાયે ઠપકો આપતાં કહ્યું.

' મિત્ર ! હવે મને બહુ પસ્તાવો થાય છે. તમારા જેવા સન્મિત્રના સહવાસથી આવી સ્થિતિમાં પણ શાંન્તાને જોઇ શકયો છું ! અરે ! જો તમોએ મને એ કુલટાથી ન છોડાવ્યો હોત ! તો આ પાપી હૃદયનો પથ્થર બિચારી શાંન્તાનો અગ્નિ સંસ્કાર કરવા પણ ન આવત ! ખેર સુંદરરાય ! હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે !'

'ખરો ઉપકાર તો આ શાંન્તાનોજ છે! તેણીની પતિપરાયણતાએજ અમને પ્રેરણા કરી અને એજ સતિના સત્યથીજ અમો સઘળી બાતમી મેળવી શકયાં! અને તમને પ્રત્યક્ષ બનાવી પણ ચુકયાં.' સુંદરરાયે શાંન્તાના વખાણ કરતાં કહ્યું.

ઉમેદમલ્લ શાંન્તાના ગુણ સાંભળીને દિગમુંઢ બની ગયો તે સુંદરરાયને કાંઇ કહેવા જતો હતો પણ એટલામાં ધરમદાસ, વૈદ્યરાજ હરિલાલ ભીમજી સાથે ત્યાં દાખલ થયો. વૈદ્યરાજે શાંન્તાને તપાસી, રોગ અસાધ્ય જણાયો. તદપિ હિમ્મત હાર્યા નહિં. તરતજ તેણે પોતાની પ્રવાસ પેટી ખોલી, તેમાંથી ત્રણ ચાર શીશી બહાર કાઢી, અને શુધ્ધ વનસ્પતિની બનેલી ત્રણ ચાર દવાઓનું મીશ્રણ કરી નાની નાની પડીકીઓ વાળી: જેમાંની એક તો તેજ વખતે મધની સાથે આપી દેવામાં આવી છાતી પર લગાડવા માટે એક પ્લાસ્ટર બનાવી તે શાંન્તાની છાતી પર લગાડવા માટે ધરમદાસની પત્નિને આપ્યું તેણીએ વૈદ્યરાજના કહેવા મુજબ લગાડયું, એટલું કર્યા પછી વૈદરાજે વળી કાંઇ પ્રવાહી જેવું પગની પીંડી પર અને માથા પર ઘસવા માટે આપ્યું, જે રીતે વૈદ્યરાજ કહેતા ગયા તે રીતે ઉપચારો થતા ગયા. લગભગ બે ત્રણ કલાક સુધી વૈદ્યરાજ ત્યાં રહ્યા, અને પોતાની સંભાળ નીચે સઘળી સારવાર કરાવી કેટલીક વારે શાંન્તા શુધ્ધિમાં આવી અને કાંઇ બોલવાનો પ્રયત્ન કરતી હોય એમ જણયું. ઉમેદમલ્લના હર્ષનો તો પાર રહયો નહિં તે તો મનમાં ને મનમાંજ વૈદ્યરાજના વખાણ કરતો એકી ટસે તેના સામું જોઇ રહયો. પોતાની દવાએ બરાબર અસર કરી છે એમ જ્યારે વૈદ્યરાજને જણાયું, ત્યારે તેણે જે દવાથી આરામ થયો તેજ દવાની કેટલીક પડીકીઓ વાળી આપી. પ્લાસ્ટર અને

પ્રવાહી પણ તૈયાર કર્યાં અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ વગેરેની સંપુર્ણ સમજુતી આપી. પોતે વિદાયગીરી માગી. ઉમેદમલે તેઓને શાંન્તાને સારી રીતે આરામ થાય ત્યાં સુધી રોકાવા માટે કહ્યું પરંતુ તેઓને ભગંદરના કેસ માટે નગરકકુા જવાનું હોવાથી રોકાવાનું બની શકે તેમ નહોતું તો પણ નગરકકુાથી પરબારા કરાંચી નહિ જતાં એક વખત અહીં આવી જઇશ, એવું તેણે ઉમેદમલને વચન આપ્યું. શાંન્તાને હવે કાંઇ પણ ભય જેવું નથી મારી આટલી દવા ખાધા પછી તેને આરામ થઇ જશે છતાં પણ જરૂર પડે તો આ કાર્ડમાં લખ્યા એડ્રેસ પર મને તાર કરજો હું તરતજ આવી પહોંચીશ ! એમ કહી પોતાના એડ્રેસનું એક કાર્ડ તેણે ઉમેદમલના હાથમાં આપ્યું.

ઉમેદમલે તે સંભાળ પુર્વક પોતાના ખીસામાં મુકયું અને સો રૂપિયાની એક નોટ વૈદ્યરાજના હાથમાં સેરવી દીધી. વૈદ્યરાજે તે નહિ લેવા માટે ઘણું કર્યું પરંતુ ઉમેદમલના અત્યાગ્રહ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ વૈદ્યરાજ ઉઠયા, ધરમદાસ તેને મુકવા માટે સાથે ગયો.

કેટલીકવારે શાંન્તાએ આંખ ખોલી આસપાસ સઘળે જોયું તેની નજર ઉમેદમલ પર ઠરી ગઇ. જાણે તે પતિની છબી હૃદયમાં ઉતારતી હોય તેમ તેણીની આંખ મટકું માર્યા સિવાય ઉમેદમલની મુર્તિનું અવલોકન કરવા લાગી. ઉમેદમલ તેણીની પાસે ગયો અને બોલ્યો. શાન્તા ! તને હવે કેમ છે! શું તું મને ઓળખતી નથી ?

શાંન્તાએ પતિનો સ્વર ઓળખ્યો તે બોલી " તમને ન ઓળખું ? મારા નાથને ન ઓળખું ? " નાથ ! તમે તો આ કિંકરીના હૃદયમાં બિરાજો છો ! હવે હું તમને નહિ જવા દઉં ! અહીંજ રહો ! હવે એ કુલટા પાસે નથી જવું ! એમ કહી શાંન્તાએ હાથ લાંબો કરી ઉમેદ-

મલ્લનો હાથ પકડી લીધો.

ઉમેદમલ્લની આંખમાંથી અશ્રુ બિંદુઓ સરવા માંડયા શાંન્તાએ તે જોયાં તેણે ઉમેદમલ્લનો હાથ છોડી દીધો.

'ક્ષમા કરો! મારી ભુલ થઇ હવે હું એમ નહિ કહું! નાથ! તમારી ઇચ્છામાં આવે તેમ કરજો! હું તમારી વચ્ચે નહિ આવું' પોતાના બોલવાથી પતિને માઠું લાગ્યું છે અને તેથી તે રડે છે! એમ ધારી શાંન્તાએ કહ્યું.

'નહિ શાંન્તા! સુંદરરાયના ઉપદેશથી મેં સર્વ તજી દીધું છે! હવે તો હું હમેશાં તારી પાસેજ રહેવાનો છું!'

'હે! શું! ખરૂં કહો છો? નાથ? સત્ય કહો છો?'

'હા, શાંન્તા! ઉમેદમલ ખરૂં કહે છે, તેણે એ કુલટાનો સદંતર ત્યાગ કર્યો છે!'

'ઓ! ભાઇ! મારા ધર્મના ભાઇ! તેં મારા પર બહુ ઉપકાર કર્યો છે! નાથ! આ પરોપકારી પુરૂષે એક વખત મારા પ્રાણ બચાવ્યાં છે!

'હેં? શું? ત્યારે આ બીજી વખત તું કાળના મુખમાં સપડાઇ હતી? સુંદરરાય? તમે તો મને એ સબંધમાં કાંઇ પણ કહ્યું નહોતું?

'બીજા મનુષ્યોની માફક તેનામાં આત્મ શ્લાઘા નથી?

'હશે બહેન? એ વાતને જવાદો? પ્રસંગ આવતાં હું ઉમેદમલને સઘળું સમજાવીશ. પણ તમે જરા નિંદ્રા લો! કારણ કે ડોકટરે તમને

વાત નહિ કરવા દેવાની સખ્ત ભલામણુ કરી છે? તમારૂં દરદ કેટલું ભયંકર હતું એ તમે જાણો છો! સારા ભાગ્યે એ ડોકટર અહીં આવી પુગ્યા અને તેના ઉપચારથી આરામ થયો નહિ તો અમે આશા મુકી દીધી હતી!'

'તે ખરૂં હશે પણુ અત્યારે મારા શરીરમાં કાંઇ પણુ બિમારી હોય એમ મને જણાતું નથી! હું સંપુર્ણ શુધ્ધિમાં છું પહેલાં મને પણુ મારી જીંદગી માટે ભય હતો પરંતુ હવે હું જીવીશ એમ મને જણાય છે!'

'શાંન્તા! તો પણુ તારે નિદ્રાની જરૂર છે! ઉમેદમલ હવે તારોજછે! તે અહીંથી હવે કયાંય જવાનો નથી! તું જરા આરામ કર!

સુંદરરાયે ગમે તેટલું કર્યા છતાં શાંન્તાએ માન્યું નહિ. જોકે તેણીની તબીયતમાં ઘણો ફેરફાર થએલો હતો તો પણુ હજુ થોડા આરામની જરૂર છે! એમ સુંદરરાયને જણાતું હતું એથી તેણે ઉમે-દમલને ઇશારો કરી તેણીની સાથે વાત કરતો અટકાવ્યો. શાંન્તા પણુ સુંદરરાયનો હેતુ સમજી ગઇ.

થોડીજ વારમાં ધરમદાસ આવ્યો પણુ તે કેસરના સમાચાર લાવ્યો. તેણે ઓરડામાં દાખલ થતાંજ સુંદરરાયને એક બાજુ બોલાવી, કેસર કરીમબક્ષની સાથે નાસી ગઇ એવા ખબર આપ્યા. સુંદરરાયની સર્વ આશા ધુળમાં મળી ગઇ! કેસરને પકડાવી પોતાનું નિર્દોષપણું જાહેર કરવાની સુંદારરાયે જે ઉમેદ રાખી હતી તે નષ્ટ થઇ! તેણીને તેજ વખતે નહિ પકડાવવામાં થએલી ભુલ માટે તેને પસ્તાવો થયો, પણુ હવે શું થાય! તેને પકડાવવાની કોશીષ પણુ નકામી જાય કારણુ કે

તેઓ અત્યારે ઘણે દુર કોઇ નિર્ભય સ્થાનમાં જઇ પહોંચ્યા હશે ઇશ્વરની એવી ઇચ્છાજ હશે ! મને દુનીયાની ખોટી જંજાળમાંથી મુક્ત કરવાની એ નારાયણની મરજીજ હશે ! નહિ તો આમ કેમ બને ! એમ મન વાળી સુંદરરાય શાંન્ત થયો. ઉમેદમલને ખબર મળતાં તે ઘણોજ દિલગીર થયો કુલટા પર તેને ઘણો ક્રોધ ચડયો પોલીસમાં ખબર આપવાનું તેણે ધાર્યું પરંતુ સુંદરરાયે તેને તેમ કરતાં અટકાવ્યો અને પોતાનો બદ્રીનારાયણ તરફ જવાનો વિચાર જણાવ્યો પરંતુ શાંન્તાને આરામ થયા પછી પાપનું પ્રાયશ્ચિત કરવા પોતે પણ શાંન્તા સાથે બદ્રીનારાણ આવશે, એમ કહી ઉમેદમલે સુંદરરાયને રોકયો.

---

# પ્રકરણ ૨૯ મું.

## નાહાનની દોસ્તીમાં નાકનું નિકંદન

હૈદ્રાબાદથી નીકળેલા, કરીમબક્ષ અને કેસર રેલ્વે રસ્તે મલીર આવી પહોંચ્યા અને ત્યાંથી ઉંટ ભાડે કરી પગરસ્તે મઘરપીર ગયાં. મઘરપીર જેવા મનોહર સ્થળમાં આ વખતે ધર્મશાળા કે એવું વિશ્રામ કરવાનું સ્થાન બીજું કાંઇ નહોતું. ખજુરી અને બીજાં વૃક્ષોથી શુશોભિત થએલો એક નાનો બગીચોજ માત્ર હતો, તેમાં તેઓએ ઉતારો લીધો. એ સ્થળની પાછળ નાના મોટા ડુંગરોની હારો જાણે પોતાના અણીદાર શિખરોથી આ અપરાધીઓને બહુ દુરથી નિહાળતાં હસતાં

હોય ! તે પરના પથ્થરો એ દુરાત્માની દુષ્ટ વાંચ્છનાને લીધે કેમ જાણે તેઓ ભય પામતા હોય ! તેમ ખડખડતા હતા. ઝીણું ઘાસ ડોલતાં હતાં,અને તે પર ચરતાં નિર્દોષ બકરાંઓ જાણે તેઓના કર્તવ્યનો પસ્તાવો કરાવવા ચેષ્ટા કરતાં હોય એમ જણાતાં હતાં. વસંત રૂતુએ પ્રાપ્ત કરેલાં નવપલ્લવે શોભીત તરૂવરોનો બહાર પુર ભપકામાં દેખાતો હતો. મધુરાં, અને નિર્દોષ પક્ષીઓ પોતાના સાદના કોમળ કંઠથી જાણે નિર્દોષતા જણાવવા ઇશ્વરી ગાયન કરતા હોય, તેવાં જણાતાં હતાં. તે બગીચાથી થોડે દુર એક ગરમ પાણીની કીસ્તી હતી આસપાસની ઘટનાથી આ બગીચો ઘણોજ સુંદર દેખાતો હતો. પરંતુ કરીમબક્ષ અને કેસર આ શુશોભિત બગીચાનો શો ઉપયોગ કરે ? માત્ર ફળ અને ફુલને સેવીને તેઓએ જળનો આશ્રય લીધો, અને થાકથી અંતે આ નિર્મળ હવામાં તેઓ નિદ્રાવશ થયાં, પોતાના દુષ્ટ કર્તવ્યનાં સ્વપ્નાં નિહાળતાં, સફળતાની આશામાં તણાવા લાગ્યાં. આત્મા દુઃખી થવા લાગ્યો. આ બન્ને પાપી પણ પામર પ્રાણી પોતાની નિદ્રાવસ્થામાં કયા પ્રકારનાં સ્વપ્નાં જોતાં હશે ? કેસર જ્યારે કરીમબક્ષને હાથ તાલી આ-પીને સ્વાર્થ સાધ્ય કરવાનો સંકલ્પ કરતી હતી ! ત્યારે કરીમબક્ષ કેસરને પોતાની પ્રિયતમા કરવાને મિથ્યા પ્રયત્ન કરતો હતો ! અવિ-ચારી મનની દુષ્ટ વાંચ્છના પ્રબળિષ્ટ થતાં આત્મા જ્યારે રોકે છે. ત્યારે વિષયી મન દુરાગ્રહ કરીએ સુચન અમાન્ય કરીને તટસ્થ રહે છે. કરીમબક્ષના વિવેકહિણ તરંગ કેસર પર તરાપ મારવા જતાં તેના આત્માએ અટકાવ્યા. પણ તે ઓળખ વિનાના જનને શું ભાન હતું કે આત્મા દ્વારા અદ્રસ્ય પ્રબોધ ગ્રહણ કરી અટકી પડે ! નિદ્રામાંથી જાગૃત થઇ કેસરના ગુલાબી ગાલ પર મધુર ચુંબન કરવાની ઇચ્છાએ

કરીમબક્ષ ઉઠયો. કેસરની અનેચ્છાએ સ્વતંત્રતાધીશ સમજી કેસરને શરણાંગત માનીને તેણીને ચુંબન કરવાનો પાકો ઠરાવ કર્યો. નિર્જન બાગમાં એકલો છતાં, સર્વત્ર રાત્રિના અંધકાર પ્રસરેલો છતાં તે પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડયો. આત્માએ એ કામાંધને અટકાવ્યો.

વ્યભિચારી સ્ત્રીનો ખવાસ છતાં, અથવા તેવી સ્ત્રી માનવા છતાં, પર પુરૂષ તેને ચુંબન કરવાની ઇચ્છા કરે, અને જો તે સ્ત્રી કુદરતના નિયમને શરણ થએલી હોય યા અજાણ નિંદ્રામાં હોય તો તે વેળા કુદરત પેલા નીચ જનને ફાવવા દેતી નથી. પછી મનુષ્ય પોતાના સ્વ-કર્તવ્યથી તેવું આચરણ આદરે તો બહેતર !

કેસર પોતાને આધિન છે! અપરાધિણી છે! વળી તેણીએ પોતાની સ્ત્રી થવાનું વચન આપ્યું છે! એટલે પોતે જે ઇચ્છાએ વરતશે તે કેસર અવશ્ય કબુલ કરશેજ ! આ કરીમબક્ષનો મિથ્યા વિનોદ તેના મનમાંજ રહયો. તે નિદ્રા ભોગી કેસરના ગુલાબી ગાલ પર ચુંબન કરવા તૈયાર થયો કે ચંચળ કેસર સચેત જાગ્રત થઇ.

'કોણ ! કરીમબક્ષ ! આ શું ! વગડામાં કેક ક્યાંથી ? ચાલ દુર થા !' કેસર નિંદ્રાવસ્થામાંજ બકી કરીમબક્ષને ઓળખ્યો છતાં, સ્વાર્થની અજાણતા દર્શાવવા લગાર અટહાસ્યથી મ્હોં મલકાવ્યું.

'પ્રિય કેસર ! તું જાણે છે કે તારા સાથે વગડામાં રખડવાનો બદલો માત્ર તારા શરીર સુખથીજ લેવાનો છે ? અનેક ભોગે તને બચાવવાનો કરેલો પ્રયત્ન તે તારૂં પ્રેમી સુખ છે ? મારી જાહોજલાલીથી તે કંગાલીયત સુધી સાથે રહેવાની બીજી શી મતલબ હોય ? શું તું મને ચાહતી નથી ?'

'કેમ નહિ! તમારાથી આ સ્થળમાં વિશેષ લાભકારક કાણુ? તમને ન ચાહું તો અહીં મારૂં કાણુ? મેં તમને એવી ઇચ્છાથી તો સાથે લીધા છે?"

'ત્યારે કેમ મારો તિરસ્કાર કરે છે?'

'શું આને તમે તિરસ્કાર કહો છો? કરીમબક્ષ? સમય તો જોવો જોઇએ કે નહિં?'

'ત્યારે શું આ સમય નથી?'

'સમય ખરો પણુ સ્થળનું કાંઇ ભાન છે! આવા સ્થળમાં એવી સ્થિતિમાં આપણુને કોઇ જોઇ જાય તો શા હાલ થાય એનું કાંઇ જ્ઞાન છે!'

'હવે એ જ્ઞાન ભાનની વાત બાજુએ મુક! કેસર! મેં ખેડેલા જોખમના બદલામાં તું તારી શરત મુજબ તારો પ્યાર તો મને આપશે કે નહિ? તું કહે તો હું તને પ્યાર આપવા કયાં નારાજ છું! મેં તો મારૂં જીવતર તને અર્પણ કર્યું છે?'

'પણુ તે મેં કયાં ના કહી, કે તમે તમારૂં જીવતર મને નથી આપ્યું! આપ્યું તે મેં કબુલ્યું છે!'

'ત્યારે હવે તે પ્રમાણે તારે મને કંઇક આશા તો આપવી જોઇએ કે નહિ?'

'તે તો મેં તમને પ્રથમથીજ કહેલું છે, કે તમારા પર મારો ચાહ છે!'

'પણુ તે મોઢેથી કહીને શું ટળવળાવે છે! આવની આપણે અરસ પરસ પ્રિત અનુભવીએ?'

'તમે જાણો છો કે હજુ આપણા નિકાહ થયા નથી, નિકાહ થયા પછી એ સઘળું થઇ રહેશે? કેસરે કરીમબક્ષના કરથી બચવાની ઇચ્છાથી કહ્યું.

'ત્યારે મારો હવાઇ કિલ્લો કેટલીક તોપે તુટશે.?

'તેનું આયુષ્ય હશે ત્યાં સુધી તો લંબાશે?

'પણ હું તો તેને હમણાંથીજ દ્રઢ કરવા ચાહું છું?'

'તારી મુખત્યારીનો તું સરદાર છે? મારી મુખત્યારીની હું હકદાર છુ? કેસરે કંઇક મર્મમાં કચું.

'હું તારીજ મુખત્યારીએ ચાલનાર છું?. મને પ્યાર આપ?' કરીમબક્ષે કહ્યું.

'આપ્યો મજા કર.? તને પ્યાર આપવાની ના કહે છે કોણ? જા આપ્યો ખુશી થા.?

'મોઢેથીજ કે?

'ત્યારે તું ક્યાંથી માગે છે?'

'હૃદયથી? મનથી? ખુશીથી? જલદીથી.?

'ઉતાવળે આબાં પકાવવા જતાં સડી જશે?

'મહેનતનું ફળ અવશ્ય મળી શકે છે?

'અન્યમિત પણે કરેલી મહેનત સફળ થવાને બદલે નિષ્ફળ નિવડવાના ઘણા બનાવ બને છે.?'

'એતો વળી તેં ફરીને પીંજણુ શરૂં કર્યું ? હવે કહે છે શું ? મને ચુંબન કરવા દે છે કે નહિ ?' કરીમબક્ષનો મિજાજ ગયો, પણ કેસર તેનાથી ડરે તેવી નહોતી તે બોલી

'મુર્ખ ચુંબન કરાવવા માટે તો હજુ તારી સાસુ છોડીને જન્મ આપનાર છે? કેસરે ચોખ્ખું જણાવી દીધું.

'એમ કે ? જો સાંભળ ! કેસર ? હું જાતનો પઠાણ છું, ? ખુન કરતાં મને વાર નહિ લાગે ? મને ઠગીને સલામત છટકી જાય એ તું સ્વપ્ને પણ ખ્યાલ ન રાખતી ? ચાલ આમ આવ ? કેસરને કરીમબક્ષે જોરથી પકડી.

'ખબરદાર ? કેસરે ડોળા ઘુરકાવ્યા, બિચારો કરીમબક્ષ દુર ખસી ગયો.

'પણ કાં? હવે એમ કાં કરે છે? તું હઠીલી કાં થાય છે? હવે તારૂં અહીં કોણ છે?' કરીમબક્ષે કંઇક શાન્તિથી સમજાવી લેવાના વિચારથી ધીમે સ્વરે કહ્યું.

'બસ હવે હું તારો એક શબ્દ પણ સાંભળવા ઇચ્છતી નથી? જા ? ચાલ્યો જા? અહીંથી એકદમ ચાલ્યો જા ? મેં તને આવો ઘાતકી જાણ્યો હોત તો તારી સાથે આવવાનું સાહસ પણ ન કરત ?'

'કોણ ? હું ચાલ્યો જાઉં ? અરે ? કુલટા પાપીણી ? શું મને તું નાશી જવાનું કહે છે. ? જોઉં છું કે હવે તું શું કરી શકે છે ? સીધી રીતે નહીં માને તો હું બળાત્કાર કરીશ? સમજી ?

'અરે બળાત્કાર કરનાર તો હજી હવે જન્મશે ? તારા જેવા તો કૈક મારા પગ નીચે કચરાઇ ગયા છે? ચગદાઇ ગયા છે?

'પણ તેઓમાંનો આ કરીમબક્ષ ન હોય ! જાનના ભોગે પણ આજે હું તને છોડનાર નથી ! કોઇ પણ પ્રકારે હું મારી ઇચ્છા તૃપ્ત કરીશ !'

'અરે ! ઇચ્છા તૃપ્ત કરીશ, તે પહેલાં તું યમ લોકમાં વિમરીશ ! જોઇ છે આ કટાર !' કેસરે માત્ર દમ આપવાજ આ પહેલ કરી, પણ વાત બધી પડી. વિપરીત વિતંડા વાદ શરૂ થયો.

'અરે ! નીચ ! કુલટા ! મને દમ ભરાવે છે ! તારા જેવી તો હજારો જોઇ છે ! હવે તો હું તારૂં સર્વ નાશ કરીશ ! તારા પાપી કૃત્યનો બદલો આજે હું તને પુરેપુરો આપીશ ! પાપિણી ! આમ આવ ! તારી કટાર મને કશું કરી શકવાની નથી ! પણ જો આ મારૂં હથીઆર અત્યારે કેટલું ઉપયોગી કામ કરે છે ! તારા જેવી કુલટાને કેવી સજા કરે છે, તેનો પ્રત્યક્ષ અનુભવ કરાવું છું !' એમ કહી કરીમબક્ષે કેસરનું કાંડું પકડયું, અને બીજે હાથે કટાર છીનવી લઇ, પોતાની પાસે છુપાવી દીધી. કેસર કાંઇ પણ ચીસ પાડે તે પહેલાં ઘણીજ ત્વરાથી તેના મોઢામાં કપડાનો ડુચો મારી દીધો. અને ખીસામાંથી એક રોજર્સ ચપ્પુ કાઢી જે પ્રથમથીજ પોતાના હાથમાં પકડી રાખ્યું હતું, તે કેસરને બતાવતાં બોલ્યો, જો કુલટા ! મારા જેવાને દગો દેવાનું કેવું ફળ મળે છે ! તેં અનેક મનુષ્યોને રંજાડયા છે ! અનેકોનો પરાજય કર્યો છે ! આજે હું તારો પરાજય કરૂં છું ! નિર્લજ ! નફટ ! કાળીદાસ, રતિલાલ, ઉમેદમલ, આદિ અનેક બિચારા ભોળા હૃદયના મનુષ્યોના હાથમાંથી તું વારંવાર છટકી ગઇ છે ! પરંતુ અમારા જેવાના હાથમાંથી તું સહીસલામત છટકી જાય એ કોઇ પણ રીતે ન બને તેવું છે !

તેં મારૂં સર્વ નાશ કર્યું છે! નોકરી, ઘરબાર અને આખરે હૈદ્રાબાદનો પણ તારે લીધેજ ત્યાગ કર્યો છે! કોઇ પણ સ્થળે ઉભા રહેવા જેવું રહયું નથી! ચોરની માફક સંતાવું પડે એવી સ્થિતિમાં લાવી મુકયો છે! દેશમાં પણ આ કાળુ મુખ બતાવી શકું તેમ નથી! ડુંગરાઓની તળેટીઓજ મારૂં નિવાસ સ્થાન થવાનું છે! જંગલે જંગલ ભટકવાનું મારા કર્મમાં રહયું છે, એ સઘળું કોને લીધે! પાપિણી! તારાજ લીધે! શું! હું એવી અધમ સ્થિતિમાં રહું? અને તને સુખી થવા દઉં? નહિ! કદી નહિ! જો કે તને તો દેહાંતનીજ શિક્ષા કરવી જોઇએ, પરંતુ હું તેમ કરતો નથી! તેં મારા સર્વ સુખ અને આશાનો નાશ કર્યો છે, તેના બદલામાં માત્ર તારી ખુબસુરતીનોજ નાશ કરૂં છું; અને તે એટલા માટે કે તારી બાહ્ય સુંદરતામાં હવે પછી કોઇ બીજા અક્કલના ઓથમીર અટવાઇ ન જાય! અને તારા હૃદયમાં ભરેલું હળાહળ વિષનું પાન કરતા બચી જાય! તને તારી ખુબસુરતીનું અભિમાન ન થાય! એવા હેતુથી તારી સુંદરતાના સુંદર નિશાન નાકનુંજ નિકંદન કરી, તારી ખુબસુરતીનો નાશ કરૂ છું! કરીમબક્ષના ક્રુર શબ્દોથી કેસર કંપી ઉઠી. કરીમબક્ષનું અપમાન કરવામાં જબરૂં સાહસ થયું છે એ તેણીને હવેજ જણાયું. તેને પસ્તાવો થયો, પરંતુ હવે પસ્તાવો શું કામનો તેનું મોઢું કપડાના ડુચાવતી અગાઉથી બંધ કરવામાં આવ્યું હતું. એટલે તેનામાં જો કે બોલવાની શકિત નહોતી, તો પણ તેણીએ કરીમબક્ષને તેમ કરતો અટકાવવા માટે હાથથી અનેક ચેષ્ટાઓ કીધી. પરંતુ આવેશમાં આવેલો કરીમબક્ષ તેનું માને તેમ કયાં હતું! તે તો પોતાના નિશ્ચયમાં દ્દઢ હતો. એક પળનો પણ સમય ગુમાવ્યા સિવાય તેણે નાક પર છરી ચલાવી દીધી, અને નાકનો કપા-

એલો ભાગ તથા કેસરની રોકડ મિલ્કત દાગીના વગેરેની નાની પેટી પોતાની સાથે લઇ, ત્યાંથી દોડતો અદ્રશ્ય થઇ ગયો કેસરના મોઢામાંથી પેલો લુગડાનો ડુચો પણ નીકળી પડયો. તે મોટી મોટી બુમો પાડી રડવા લાગી. દોડો ! અરે કોઇ દોડો ! આ પાપીને પકડો ! મને બચાવો ! અવાજ સાંભળી આસપાસથી લોકો એકઠાં થઇ ગયાં. બતીના પ્રકાશમા એક સ્ત્રીને પડેલી જોઇ તેઓનેકેસરે પોતાની પાસે બોલાવી કહયું કે કોઇ બદમાશ મારી આ સ્થિતિ કરી મારૂં રોકડ નાણું, અને દાગીના મળીને આશરે પાંચ છ હજારનો માલ લઇ નાશી ગયો છે ! કોઇ તેને પકડો ! પકડી લાવનારને હુ તેની મહેનતનો બદલો આપીશ ! હાય ! મને બહુ વેદના થાય છે ! મારાથી બોલાતું નથી ! નજીકમાં કોઇ હોસ્પીટલ હોય તો મને ત્યાં લઇ જાઓ ! હું તમારો ઉપકાર ભુલીશ નહિ !' ત્યાં ઉભેલા માણુસોને તેણીના પર દયા આવી બે ત્રણ જણાંએ તેણીને એક ડોલીમાં બેસાડી હોસ્પીટલમાં પહોંચતી કરી, અને બીજાઓએ બદમાસની તપાસ કરવા માંડી. પરંતુ અંધારી રાત્રિમાં તેનો પતો કયાંથી લાગે ? કરીમબક્ષ સલામત નાશી છુટયો. અને નાદાનની દોસ્તીમાં બિચારી કેસરનું નાણું અને નાક બંને ગયું.

વાંચક બંધુ ! જોઇ, આ અધમા ચરણીની અધમ દશા ! પતિને પડતો મુકી કાળીદાસને સુતો વહેંચ્યો. રતિલાલ પાસેથી પૈસો મળતો બંધ થયો, એટલે તેને પણ મુકયો અને આશા દોરીએ લટકી રહેલા ઉમેદમલને હાથમાં લીધો. ત્યાં પણ તેણે પૈસા માટે અનેક મનુષ્યોનાં પ્રાણુ લીધાં. અને એવાંજ પાપા ચરણોથી પૈસો મેળવ્યો, પણ આખરે એ પાપથી મેળવેલો પૈસો પાપીનાજ હાથમાં ગયો ! અને કરીમબક્ષ જેવા નાદાનની દોસ્તીમાં નાકનું નિકંદન થયું ! તે નફામાં ! ખરેખર !

આવી કુલટાઓની તો આવીજ દશા થવા યોગ્ય છે ! કારણ કે તેનાં જેવાંજ અધમ કૃત્ય કરનારી કુલટા સ્ત્રીઓ આ કેસરનો દાખલો લઇ તેવાં અધમ કૃત્યો કરતી અટકે. ! ! !



# પ્રકરણ ૩૦ મું.

## જેને રામ રાખે તેને કોણ ચાખે?

રાત્રિના બરાબર દશ વાગી ગયા છે. આકાશ વાદળથી ઘેરાએલું છે. વારંવાર વીજળીના ભયંકર ચમકારા થાય છે. ગર્જનાનો અવાજ પણ થોડી થોડી વારે સંભળાય છે, પવન જરા વારમાં શાંન્ત તો જરા વારમાં સીસ્કાર કરતો જોરથી વાય છે. સર્વ મનુષ્ય પશુ પક્ષી શાંન્ત જણાય છે. આવા ભયંકર સમયે પોતાના શરીરની કાંઇ પણ દરકાર નહિ કરતાં ભીંજાએલાં વસ્ત્રો પરિધાન કરેલો એક યુવક કાંઇ ગાઢ વિચારમાં ચાલ્યો જતો હતો. તે મોટા રસ્તા પરથી એક સાંકડી શેરીમાં દાખલ થયો બંને બાજુ નાના પણ શુશોભિત ઘરોની હારો હતી. થોડેક ચાલી એક ઘર પાસે તે અટક્યો. દ્વાર બંધ હતું તદપિ તે નિરાશ ન થયો. ત્યાંથી તે પાછો વળ્યો. તે મકાનની પાસામાંજ આવેલા એક નાના ખંડિયેરની દિવાલ કુદીને અંદર દાખલ થયો. અને ધીમે ધીમે દાદર પર ચડવા લાગ્યો. પહેલા માળનો દરવાજો બંધ હતો નજર માત્ર નાંખી તે બીજે દાદર પણ ચડયો દ્વાર ખુલુંજ હતું તેમાં ઝાંખો કોપરેલ તેલનો દીવો બળતો હતો, તેનાં ઝાંખા પ્રકાશમાં પણ તે એક યુવતીને શાન્તિથી નિદ્રા લેતી જોઇ શકયો. તેણીનુ મુખ ચંદ્રના જેવું શુશોભિત અને આકર્ષક હતું. ભાલ પ્રદેશ–ચળકતા લલાટ પર કાળા વાળની ઉન્મદ લટો પવન સાથે રમતી ઉડી રહી હતી. ખીલેલા કમર બીડાયાં હોય એવાં તેનાં મીંચેલાં નેત્રો દેખાતાં હતાં. શરીર કૃશ નહિ હતું, તેણીના મુખ પર છવાએલો નિર્દોષ ભાવ

યુવકના અંત:કરણમાં કાંઇ ઓર ભાવ ઉત્પન્ન કરી રહ્યો હતો. તેણે એક નિશ્વાસ નાંખ્યો કેટલીક વારે તે તેણીનાં પલંગ પાસે ગયો હજુ તે પોતાના વિચારને અમલમાં લાવે તે પહેલાં કાઇનો ધીમા પગલે દાદર ચડવાનો અવાજ સંભળાયો. યુવક ચમકયો. અને એક પળનો પણ સમય ગુમાવ્યા સિવાય ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો થોડીજ વારમાં એક બીજા પુરૂષે તે ઓરડામાં પ્રવેશ કર્યો. કમભાગ્યે તે પુરૂષનો પગ તે ઓરડામાં વચ્ચો વચ્ચ પડેલા ટીનના ડબ્બાની સાથે અથડાયો અને કડકડ કરતા અવાજે પેલી યુવતીને જાગ્રૃત કરી દીધી. આવનાર ગભરાયો. તે ત્યાંજ સ્થિર થઇ ગયો પેલી યુવતીની તેના પર નજર પડતાજ બોલી ઉઠી 'કોણ ?' મોતીલાલ !

શું જવાબ આપવો તેના વિચારમાં કેટલીક વાર સુધી તો તે ચુપ રહ્યો, પરંતુ કાંઇક સ્મરણ થતાં ધૈર્ય એકઠું કરીને થરથરતા અવાજે બોલ્યો. " હા, મોતીલાલ ! " આ શબ્દો તે એવા અવાજથી બોલ્યો કે જે તેના કુદરતી અવાજ કરતાં નિરાળાજ હતા.

" આવી ભયંકર રાત્રે અહીં આવવાનું કાંઇ કારણ ? "

" કારણ ? કારણ વગર કોઇ આવતું હશે ખરૂં કે ? "

" પણ આવા વરસતા વરસાદમાં ? "

" હા, "

" મોતીલાલ ! તમે આજે ઘણું સાહસ કર્યું છે ? "

" પણ સાહસ કરવામાં મારો હેતુ શું છે એ તું જાણે છે ? "

મુક્તા તો એ શબ્દો સાંભળતાંજ ડરી ગઇ. તેનામાં જે નિર્ભયતાના અંકુરો રહેલાં હતા, તે એકાએક ઉડી ગયા. મુકતા જો કે અબળા હતી છતાં તેનામાં દ્રઢતા હતી તે ગળગળિત સ્વરે બોલી. તમારો હેતુ સમજવાની મારામાં એક અબળામાં શું શકિત હોઇ શકે ?

'તારામાં તે શકિત નથી ? ઘણું સારૂં ! તું જાણે છે કે આ કટારમાં શું શકિત છે ? ' તે નર પિશાચે પોતાની કોટની બાંયમાં છુપાવેલી કટાર બહાર કાઢી બતાવતાં કહ્યું.

કટાર જોતાંજ મુકતાનો આત્મા આશા અને નિરાશાના વાયુમાં ઝોલા ખાવા લાગ્યો. મોતીલાલ દુષ્ટ વૃતિનો છે, એક અબળાનું ખુન કરે તેવો નીચ છે. એવું મુકતાને સ્વપ્ન પણ નહોતું. તે બોલી હા એ કટારમાં શું શકિત છે એ હું જાણુંછું ? મારા માસ્તરે મને એક વાર સમજાવ્યું હતું કે, દરેક વસ્તુનો ઉપયોગ બે રીતે થઇ શકે છે. જેમકે આપણા હાથ કોઇને મારવાના કામમાં પણ લાગે છે. અને કોઇને કોઇ મારતું હોય ત્યારે તેને બચાવવાના કામમાં પણ આવેછે. તેવીજ રીતે એ કટારના પણ બે ઉપયોગ થઇ શકે. એક સારો અને એક ખરાબ. જો કદી તમે એ કટારનો ખરાબ ઉપયોગજ કરવા ધારતા હો તો એક નિર્દોષ પ્રાણીનો જીવ લેવામાં પણ ઉપયોગી થઇ શકે છે.?'

'મુકતા ! અને જો એજ કટારથી તારૂ ખુન થાય તો તે કેવુ કામ કહેવાય ? '

'ખુન ! મારૂં ખુન ! મારા પ્રેમી આ તમે શું બોલો છો ? શામાટે મારી હાંસી કરોછો ? મારૂં ખુન શામાટે ? કોણ કરે ! તમારા

અને આણંદલાલના આશ્રયતળે મારૂં ખુન કરનાર આ દુનિયામાં હું કોઇને પણ જોતી નથી !'

'પણ કદાચ હું પોતેજ તારૂં ખુન કરવા અહીં આવ્યો હોઉંતો ?'

'હું તે માનુજ કેમ ! રક્ષક કદાપિ ભક્ષક થાયજ નહિ ?'

"કદાપિ થાય તો ?"

"પણુ મારૂં ખુન કરવામાં તમને શો લાભ કે તમો મારૂં ખુન કરો ?—પ્રાણ લો !"

"મુકતા ! તું જાણે છે કે પૈસો કેવી ચીજ છે ?

"હા, હું જાણું છું !"

"બસ, તે માટેજ આજે તારે પ્રાણ ખોવો જોઇએ ! અને એટલા માટેજ અરે ! એ પૈસા માટેજ હું તારૂં ખુન કરવા અહીં આવ્યો છું !"

"આ તમે શું કહો છો ! મારૂં ખુન ! અને તે પણ તમેજ કરશો ! શામાટે ?"

"એવી ઘેલી વાતો છોડી દે ! અંત સમયે જેને યાદ કરવું હોય તેને યાદ કરી લે ! હું તારૂં ખુન કરવાજ અહીં આવ્યો છું ! અને તે કાર્ય પુર્ણ કર્યા પછીજ અહીંથી જવાનો છું !"

"હેં ! શું તમે ખરૂં કહો છો ! તમે તો મારા રક્ષક છો શું ! તમે મારો જીવ લેશો ? તમને કોઇનો ભય નથી ?"

"ભય માત્ર તારોજ છે ! અને તે નિર્મુળ કરવાને હું અહીં આવ્યો છું ?" તે પુરૂષે નષ્ઠુર થઇને કહ્યું.

"મારો ભય? મારો ભય શું હોઇ શકે? મારા જેવી નિર્દોષ બાળા તમને શું ઉપદ્રવ કરે છે, કે તમને જરા પણ ભયભિત થવાનું કારણ હોય? ભય ઇશ્વરનો રાખો! અને આવું અધર્માચરણ ન કરતાં સદ્દમાર્ગે ચાલો!"

'ઇશ્વરના ભયને હું હમેશાં મારા પગ તળે કચરીને ચાલું છું!'

'ના બોલો! મોતીલાલ! એમ ના બોલો! તમારા આવા હલકા વિચારો છે એ તો હું આજેજ જાણું છું!'

'અને ફેરફાર પણ આજનોજ છે! નહિ તો તારા જેવી પ્રેમની પુતળીનો નાશ કરવા અહીં સુધી આવ્યો ન હોત!'

'પણ ફેરફાર થવાનું કાંઇ કારણ? શું મારા વિશુદ્ધ પ્રેમમાં કાંઇ વિકાર જણાય છે?'

'ના, તેવું કાંઇ પણ નથી. છતાં આ જમાનો એવો છે કે પ્યાર કરતાં પૈસો મોટો ગણાય છે!'

'પણ તે કહેવત આપણા સબંધમાં લાગુ પડી શકતી નથી!'

'શામાટે નહિ! શું! મારા મોટા ભાઇની મીલકતની તું વારસ થઇ—'

'સમજી! મોતીલાલ! સમજી! શું એટલા માટેજ તમે મારૂં ખુન કરવા ધારો છો! જો એમજ હોય તો તમારી સમજમાં કાંઇ ફેર થયો છે. યા તો તમને કોઇએ ઉલટું સમજાવ્યું છે! જેમ આણું-દલાલે મને મીલકત સોંપી છે, તેમ મેં તમને મારૂં સર્વસ્ત્ર અર્પણ

કર્યું છે ! એટલે ખરી રીતે આણંદલાલની મીલકતના તમેજ માલિક થયા છો ! હું તો માત્ર નિમીતજ છું !'

અહીં તે પિશાચ ગભરાયો, મુક્તાના ફિલસુરી ભર્યા જવાબથી તે દંગજ થઇ ગયો હવે શું જવાબ આપવો એ તેને કાંઇ સુઝયું નહિ, તે ચુપ રહયો.

'કેમ ચુપ થઇ ગયા ! મોતીલાલ ! કહો કે આણંદલાલની મીલકત ખરી રીતે કોને મળી છે ?'

મુક્તાના આ જવાબને ભળતોજ જવાબ આપવા માટે તે પિશાચે ઘણાં ફાંફાં માર્યાં પણ નિરાશ થયો. ત્યારે તેણે પટેલના છોકરાનું ગદ્દા પુછ પકડી રાખ્યું અને બોલ્યો; ' મુક્તા ! અત્યારે તારી એ ચાલાકી મારી પાસે કાંઇ કામ આવવાની નથી ! બસ તારે મરવુંજ પડશે !'

'શું ! મારે મરવુંજ પડશે ? કાઇ પણ રીતે હું બચી શકુ તેમ નથી ? મોતીલાલ ! મને ના મારો ! આણંદલાલને કહીને હું તમારા નામ પર વીલ કરાવી આપીશ !'

'એમ કે ? એમ કરી તું મને ફસાવવા ધારે છે કેમ !'

" નહિ ! મોતીલાલ ! નહિ ! ભલે તમે મને મારી નાખો ! પરંતુ અંતની ઘડી સુધી મારા વિચારો તમારા માટે સારાજ રહેશે તમને હરકત પહોંચે તેવું એક પણ પગલું નહિ ભરૂં !"

" નહિ, એ પણ હું નથી ઇચ્છતો ! આણંદલાલ તેમ કરવાના નથી અને તારા મરણ સિવાય મારૂં કાર્ય સરવાનું નથી ! ચાલ તૈયાર

થા ! જો બુમ પાડીશ ! તો મોઢામાં ડુચો મારીને બુરે મોતે મારીશ ! ”

“ ના મારો ! મને નિર્દોષને ના મારો ! જો તમે ભવિષ્યને માટે મને ભયંકર ધારતા હો ! અને આણંદલાલ વીલ ફેરવશેજ નહિ એમજ માનતા હો ! તો હું અત્યારથીજ એવું લખત કરી આપવાને તૈયાર છું કે આણંદલાલની મિલકતમાંથી એક પાઇ સરખી પણ મારે લેવી નહિ ! પછી તમને શું હરકત છે ! છતાં પણ તમને વિશ્વાસ ન હોય તો અહીંથી ચાલી જાઉં તમે કહો તેમ કરૂં ! શામાટે મને ત્રાસ આપો છો ! દયા કરો ! મારૂં રક્ષણ કરો ! મને નિર્દોષ અબળાને ન મારો ! ”

“ મુક્તા ! તું અબળા છે ! પણ નિર્દોષ નથી ! તું ગમે તેવું લખી આપે છતાં મારા ઉપયોગનું નથી ! કારણ કે મોટા ભાઇએ મારા સાંભળવા પ્રમાણે તારી મારફતેજ મને ખર્ચ માટે પૈસા મળે એવું લખેલું છે હું સ્ત્રીના હાથથી મેળવીને ખાઇ શકું તેમ નથી ! માટે છેલ્લો અને ખરો ઉપાય તો એજ છે કે, તારે તારો પ્રાણ આપ્યા સિવાય ચાલવાનું નથી ! ”

‘શું ! બીજો ઉપાય નથી ? મારો જીવ લેવાથીજ તમારૂં હિત થશે ! મોતીલાલ ? જે અમી દ્રષ્ટિથી મને જોતા હતા ! જે જીવ્હાએ મને પોતાની કરવાનું વચન આપ્યું હતું ! અરે ! જીંદગીભર રક્ષણ કરવાનું સ્વીકાર્યું હતું ! અને જે દ્રષ્ટિએ આપણ બંન્નેમાં પ્રેમબીજ રોપાયું હતું! જે ભાવ પરસ્પરમાં ઉદભવ્યો હતો તેનું તો કાંઇ સ્મરણ કરો ! અરેરે ? શું આપણો પ્રેમ આટલા માટેજ બંધાયો હતો ? બચાવો ! મને નિર્દોષને ન મારો ! જુઓ તે કટારના ભયથી મારૂં શરીર કંપે છે ! તેને દુર કરો ! ’ મુક્તા રડતાં રડતાં મોતીલાલના પગમાં પડી

પરંતુ તે પિશાચને દયા આવે તેમ કયાં હતું ! તેણે તરતજ મુક્તાને એક લાત મારી દુર ખસેડી દીધી અને બોલ્યો.

'શું ! કટારને ફેંકી દઉં ! અરે ! એ કટાર તો તારા સુકોમળ લોહીની પ્યાસી છે ? જે તૃપ્ત થયા પછીજ દુર થશે ! જો તને એક ભિખારણી તરીકે જાણવાને આ કટાર તૈયાર હોત ! તો તે કદી તારી પાસે આવી નહોત ! પરંતુ તું થોડા સમયમાં લાખોપતિ થનારી છે ! વળી મારો હક ડુબાવનારી છે ! એમ સમજી આ કટાર અત્યારે પોતાના માલિકનું ભવિષ્યનું શ્રેય કરવા અહીં આવી છે ! માટે હવે વધારે વિલંબ ન કરતાં તૈયાર થા !'

'અરેરે ! શું ! ત્યારે તમને દયા નહિજ આવે ? તમને આ-પણા પ્રથમ પ્રેમ દર્શનનું પણ વિસ્મર્ણ થઇ ગયું ? મુક્તાએ ડસકાં ભરતાં ભરતાં કહ્યું.'

'ના તે મારા સ્મરણમાં છે !'

'ત્યારે તે વખતે ઉદ્દભવેલા પ્રેમના અંકુરો:—

બસ કર ! એ પ્રેમના અંકુરો પૈસાના પરિતાપે વિલય પામી ગયા છે !'

'અફસોસ ! મોતીલાલ ! તમારે મોઢે આવા શબ્દો સાંભળવાની સ્વપ્ને પણ આશા રાખી નહોતી ?'

'અને મેં પણ આણંદલાલ તને સઘળું સોંપી દેશે એવી કલ્પના પણ કરી નહોતી !'

'એટલે શું ! તમે આ બાબતથી અજ્ઞાન હતા એમ તમારૂં

કહેવું છે! મોતીલાલ! જે વખતે વીલ બનાવવામાં આવ્યું તે વખતે મે તમને સઘળી બાબત નહોતી કહી.—'

'કહી હતી પણ—'

'પણ શું? તે વખતે તમે શું કહ્યું હતું? કેવો હર્ષ બતાવ્યો હતો! અરે તમે પોતેજ આણંદલાલ ને શું કહેતા હતા? યાદ કરો! મોતીલાલ! એ તમારા શબ્દોને ફરી યાદ કરો!'

'યાદ છે! પણ એ સમય જુદો હતો! એ વખતની મુકતા પણ કોઇ જુદીજ હતી! અને હવે તો—'

'અત્યારે મારામાં એવો શું ફેરફાર થએલો છે! મારાથી શું ગુન્હો થયો છે કે તમો છેક નિર્દય થઇ મારૂં ખુન કરવાના વિચાર પર આવ્યા છો?'

'હું તારા દરેક સવાલોના જવાબ આપવા માટે અહીં નથી આવ્યો સમજી? હું તારો પ્રાણ લેવા આવ્યો છું! હવે તારો એક પણ શબ્દ સાંભળવાની મારી ઇચ્છા નથી! ચાલ તૈયાર થઇ જા!'

'ત્યારે શું! તમો મારો જીવ લેશો? તમારો નિશ્ચય નહિજ ફરે! મુકતાએ ગળગળિત સ્વરે કહ્યું.'

, નહિ! તે પિશાચે માત્ર માથુંજ ધુણાવ્યું.'

'બસ થઇ ચુકયું! તે બિચારી કટારનો વાંક નથી. જુઓ? તે કાટથી કાળી થઇ ગઇ છે તેને મારા જેવી નિર્દોષ બાળાનું ખુન કરવું ગમતું નથી. પણ ખરૂં છે? તમારામાંજ દયા નથી! અનિચ્છાએ પણ તે તમારા હાથમાં રહી છે!' મુકતાની સઘળી આશાઓ હવે નષ્ટપ્રાય: થઇ ગઇ. બચવાની એક પણ આશા તેના હૃદયમાં રહી

નહતી તે પિશાચના હૃદયમાં દયાના અંકુરોને પ્રફુલ્લિત કરવાને તેણીએ વચન જળનું કરેલું સિંચન વ્યર્થ ગયું. મરણકાળ સમીપજ આવી રહયો છે એમ તે જાણી ચુકી. બચવા માટે પિશાચને વધારે કહેવું વ્યર્થજ હતું અત્યાર સુધીના વિવાદ પરથી મુકતાએ જાણી લીધું કે તેના હૃદયમાં જરા પણ અસર થાય તેમ નથી વધારે પ્રયાસો કરવા તેણે છોડી દીધા. ગભરામણને તજી દીધી, મરણના ભયને પણ ત્યાગ્યો. પિશાચની દરકાર કરવાનું પણ છોડી દીધું તે આગળ બોલી: મોતીલાલ ! જો કે તમો તો અત્યારે મારા કટા દુશ્મન થઇને આવેલા છો ! તો પણ હું તો તમોને મારા પ્રિયજ ગણું છું ! તમે ભલે વચન ભ્રષ્ટ થયા છો ! છતાં હું મારા વચનમાં દ્રઢ છું ! અને તમને મારા પતિજ ગણું છું ! એટલે તમારા હાથથી મરીને હું તો સ્વર્ગેજ જઇશ ! પણ મોતીલાલ ! તમારૂં આ વર્તન તમને સાલશે ! જીંદગીભર દુ:ખી કરશે ! એજ વિચારથી હું એકવાર ફરીથી પણ પ્રાર્થના કરૂં છું કે, આવું અધમ કૃત્ય કરતાં અટકો ! સ્ત્રીહત્યાનું મહાન પાપ માથે વહોરી ન લો ! મને નિરાધારને ન મારો ! મારા નાસી ગયેલા પિતાને એકવાર મળવા દો ? અરે ! તેની શોધ કરવા મને અહીંથી જીવતી જવા દો ! ફરીને હું અહીં કોઇ દિવસ નહિ આવું ! મુકતાનું હૃદય ભરાઇ આવ્યું તેનાથી આગળ બોલી શકાયું નહિ. કંઠ રૂંધાઇ ગયો પણ એ સઘળું પથ્થર પર પાણી પિશાચ પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ.

'નહિ, મુકતા ? તેમ નહિ બનશે ! તારે મરવુંજ પડશે !' તે પિશાચે ડોળા ઘુરકાવતાં કહ્યું.

' અરેરે ? કોઇ પણ રીતે જીવતદાન આપો ! મને નિર્દોષને મારી તમો કદી પણ સુખી થવાના નથી ! મારો નિર્દોષનો ઘાત કરવાથી કદી

તમારૂં શ્રેય થવાનું નથી ! તમો તમારા નિર્દય હૃદયની સલાહ ન લો ! પરંતુ અનેક મનુષ્યોનું લોહી ચુસીને કાળમુખી થએલી તે કટારને પુછો ! કે, એકવાર તારા માલિકનું ખુન કરવાને તું તૈયાર નહિ થાય ?'

'ચુપ રહે પાપિણી ! નથી જાણતી કે મીલકતનો હક મેળવવા માટે ભાઇ ભાઇનું ખુન કરી નાંખે છે ! અરે ! પૈસા માટે તો પિતા પુત્રને રેંશી નાંખે છે ? તો તું તે શું વિશાતમાં ?'

'અરે ! પણ તમે કેમ જાણ્યું કે મારા મરણ પછી અને આ તમારૂં ઘાતકી કાર્ય જાહેર થયા પછી આણંદલાલ પોતાની મીલકત તમનેજ આપશે ?'

'અરે ! નહિ આપશે તો તેની પણ તારા જેવીજ વલે થશે ? સમજી ! તે પિશાચે પોતાના સ્વરૂપનું ખરેખરૂં દીગ દર્શન કરાવી દીધું.

'બસ બહુ થયું ! મોતીલાલ ! બહુ થયું ! તમારા પિશાચી વર્તનમાં જો હવે તેટલુંજ બાકી રહયું હોય તો તે પણ કરી લેજો ! અફસોસ ! હું તમોને આવા પિશાચ નહિ ધારતી હતી ! પ્રથમના દર્શને પ્રેમમાં અંધ બનેલી હું તમને દેવ માનતી હતી ! તમારામાં મેં ઘણી ઉમેદ રાખી હતી ! તમારી બાહિક સુંદરતા પર મોહ પામેલી હું તમારા અંતરની કાળાશ ન જાણી શકી ! અરેરે ! મોતીલાલ ! તમારી પુનઃ મુલાકાત આવા પ્રકારે થશે, એવું મને સ્વપ્ન પણ નહોતું !'

'હવે એવા ખાલી ખ્યાલો છોડી દે ! તારા ગમે તેવા શબ્દોની મને કાંઇ પણ અસર થનાર નથી !'

'અરેરે ! નિર્દયતાની પણ હદ હોય છે! છેક આમ નરાધમ—

ચુપ કર ! તારી લવારી બંધ કર! તારા જેવી મારા સુખમાં શુળરૂપ થએલી શંખણીને અને મારા હક્કો ડુબાડનારા ભાઇને જીવતા રહેવા દેવામાં મને ભવિષ્યમાં કેટલું હેરાન થવું પડે ! તેનું મને વધારે જ્ઞાન છે ! સમજી !'

અરેરે ! પૈસા મેળવવાની લાલચે પ્રેમનો તિરસ્કાર કરી એક વખત પ્રિયાના નામનું સંબોધન કરેલી પ્રેમદાનો પ્રાણ લેવો ! સ્ત્રી હત્યા નું પાપ વહોરી લેવું ! અરે ! એટલાથી પણ તૃપ્ત ન થતાં, પિતા તુલ્ય વડીલ બંધુના લોહીમાં હાથ બોળવા તૈયાર થવું ! ઓહ ! કેટલું અધમ કૃત્ય ! મોતીલાલ ! સમજો ! કાંઇક વિચાર કરો ! આ તમારૂં અધમ કૃત્ય એકવાર તમનેજ દંખ દેશે ! તમારી નીચતા એકવાર તમારા ઉપરજ બદલો લેશે !

'એ સમય જ્યારે આવશે, ત્યારની વાત ત્યારે ! પણ અત્યારે તું તો સ્વધામ પહોંચી જા ! એ શબ્દોની સાથેજ તેણે એક જબરો ધક્કો મારી, મુક્તાને નીચે પાડી નાંખી અને તેની છાતીપર ચઢી બેઠો 'અરે ! કોઇ બચાવો ! એવી કારમી ચીસ મુક્તાથી પડાઇ ગઇ. આ ધ્વનિનો પડઘો તેણીનેજ સંભળાય તે પહેલાં ખબરદાર ! કોણ એ નિર્દોષ બાળાનું ખુન કરે છે! એ વાક્યોનો પ્રતિધ્વની થયો, પિશાચ પોતાનું કાર્ય પુરૂં કરે તે પહેલાં પ્રતિધ્વની કરનાર પુરૂષે તે મકાનમાં પ્રવેશ કર્યો.

અહા ! કેવો સમય ! કેવી વખતસરની મદદ ! ખરૂં છે ! જેને રામ રાખે તેને કોણ ચાખે !

# પ્રકરણ ૩૧ મું.

## શંકા સમાધાન

મારા સુજ્ઞ વાંચકોને યાદ હશે કે ચપળા અને રતિલાલ વચ્ચે થયેલી વાતચિત અને મુક્તાના ખુન માટે કરેલી ગોઠવણ ગુપ્ત રીતે કાળીદાસના જાણવામાં આવી હતી રતિલાલને ઘેરથી નીકળ્યા પછી એ નિર્દોષ બાળાને પિશાચના હાથથી બચાવી લેવાના ઇરાદાથી કાળીદાસ પોતાને ઘેર ન જતાં પરબારો મુક્તાના ઘર તરફ ફર્યો હતો. અને રાત્રિ થતાં સુધીનો ટાઇમ તેણે રામસ્વામી ગાડીખાતામાં વસ્તા પોતાના એક મિત્રને ત્યાંજ ગાળ્યો હતો. રાત્રિના દશ વાગતે વરસતા વરસાદમાં જે યુવકને આપણે મુક્તાના મકાનમાં પ્રથમ પ્રવેશ કરતાં જોયો હતો તે કાળીદાસજ હતો. મુક્તાને શાંન્ત નિદ્રામાં સુતેલી જોઇ, તેની શાંન્તિનો ભંગ કરવાનું કાળીદાસને વ્યાજબી ન જણાતાં, તેની ચોકી કરતો કેટલીકવાર સુધી ઓરડામાં આમતેમ ફર્યા કર્યો. બરાબર મધ્ય રાત્રિએ સકારામ ત્યાં આવી પહોંચ્યો. એકદમ તેની સામે થવામાં જોખમ હતો. તો પણ જો, કાંઇ યુકિત કરવામાં નહિ આવે તો આ પિશાચ બિચારી શાન્ત નિદ્રામાં સુતેલી મુક્તાનું ખુન કરી ચાલ્યો જશે, અને હું વિશ્વાસતોજ રહીશ માટે મુક્તા જાગી ઉઠે એવી કાંઇ યુકિત કરવી જોઇએ. આવો વિચાર કરી કાળીદાસે એક ટીનનો ખાલી ડબો ઓરડાની વચ્ચો વચ્ચ મુકી દીધો અને પોતે અદ્રશ્ય થઇ ગયો. પાપીની દ્રષ્ટિ મુક્તા પરજ ઠરેલી હોવાથી તેને તે જોઇ શકયો નહિ અને બતીના ઝાંખા પ્રકાશમ

તે પિશાચની ગમે તેટલી સાવચેતી છતાં, તેનો પગ ટીનના ડબ્બા સાથે અથડાયો. અને તેના અવાજથી મુક્તા જાગી ઉઠી સકારામનો ચહેરો બરાબર મોતીલાલને મળતોજ હતો,તેમાં વળી તેણે અત્યારે મોતીલાલનાંજ વસ્ત્રો પરિધાન કરેલાં હતાં પ્રકાશ પણ ઝાંખોજ હતો એટલે મુંક્તાએ તેને મોતીલાલજ માની લીધો. પ્રથમ પ્રેમ દર્શન પછીની આ બીજી મુલાકાત હતી ! મોતીલાલના આગમનથી તેણીને આનંદ થવો જોઇતો હતો પરંતુ તેમ ન થતાં તેણીના હૃદયમાં એક જબરો આઘાત થયો. આવા અયોગ્ય સમયે તેમના થએલા આગમનથી તેણીને તેના પર તિરસ્કાર છુટયો છતાં તે શાન્તિની પ્રતિમાએ શાન્તિથીજ કામ લીધું. વેશધારી સકારામે પણ પોતાનો પાઠ પુરેપુરો ભજાવ્યો. પોતે મોતીલાલ છે, એવો મુક્તાના હૃદયમાં વિશ્વાસ બેસાડયો. અને આખર તેના જાન પર આવ્યો. પરંતુ એ પિશાચ પોતાનું કાર્ય પુરૂં કરે તે પહેલા કાળીદાસના ગંભિર નાદે તેને ગભરાવી દીધો તેનુ શરીર ધ્રુજવા લાગ્યું. હાથમાંથી કટાર પડી ગઇ ખુલ્લો પડી જવાના ભયથી અને ખુનનું તહોમત, માથે આવવાના ડરથી આવનાર માણસ કોણ છે ! તે જોવાની પણ દરકાર કર્યા સિવાય જેમ બને તેમ ઉતાવળે ત્યાંથી ઉઠયો, અને નાસવા માંડયો. કાળીદાસ પણ તેની પાછળ દોડયો. પરંતુ તેને તે પકડી શકયો નહિ, દરેક રસ્તાનો ભોમીયો સકારામ બહાર નીકળ્યા પછી કોણ જાણે કયાં અદ્રસ્ય થઇ ગયો ! પોલીસ ! પોલીસ ! એવા કાળીદાસના પોકારો વ્યર્થ ગયા ! કારણ કે એક તો વરસાદ વળી પોલીસ પણ ખબરદાર ફરીયાદી કરતાં ગુન્હેગારોની જબરી મદદગાર ! એટલે બિચારા કાળીદાસની પીપુડીનો અવાજ કયાંથી સંભળાય ! સકારામ જેવા બદમાશો, કે જેની પાસેથી પોલીસોના ખીસાં તર થાય ! ત્યાં કાળીદાસ જેવા લુખા લાલની મદદે કોણ જાય ?

પ્રિય વાંચક ! આમાં અતિશ્યોકિત જેવું કાંઇજ નથી, કારણ કે આવા પ્રસંગો આપણે ઘણી વખત નજરે જોઇએ છીએ. એક સ્થળે મારામારી થતી હોય તો પોલીસો બીજી બાજુ દોડતા દ્રષ્ટિએ પડે છે ? અરે ! કેટલીક જગ્યાએ તો એવી બહાદુર પોલીસ છે કે, ગાળાગાળી સુધીની રમતો તે ગમત સાથે જોતી ઉભી રહે છે ! પણ જ્યારે એ ગાળાગાળી મારામારીના સ્વરૂપમાં બદલાતી જણાય છે કે તરત ખુણે ખાંચરે છુપાઇ જાય છે ! પણ એમાં બિચારી પોલીસનો લેશ માત્ર પણ દોષ નથી. કારણ કે અહીંના બદમાસો એવા લુચ્ચા છે કે, પોલીસને પણ મેથીપાક આપવા અચકતા નથી ! તોપણ એટલું તો કહેવું જોઇએ કે, જેના પર શહેરના રક્ષણનો જબરો આધાર છે. અને જેની એજ કાર્ય માટે નીમણુક થયેલી છે, એવા શહેર રક્ષકો. પોતાની ફરજ ભુલી જઇ પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે ? એવા બદમાસોથી ડરે ? અને ન કરવાના કર્યો કરે? એ ખરેખર શોચનિય ગણાય? પણ નહિ સઘળાઓ કાંઇ તેવા હોતા નથી. એવા એકાદ બે અપવાદ રૂપ બનેલા દાખલા પરથી આપણે આવા અનુમાન પર જવું એ વ્યાજબી નથી? જેઓ અજ્ઞાન છે, પોલીસની નોકરીમાં પહેલાજ જોડાયા છે પોતાની ફરજ શું છે? એ સમજવાની જેનામાં શકિત નથી? અથવા તો તેમના ઉપરીઓ તરફથી સમજાવવામાં આવતી નથી? એવાઓનીજ આવી ગંભીર ભુલો થાય છે?. પણ જેઓ પોતાની ફરજ બરાબર સમજે છે તેઓ તો જનહિતના કાર્યમાંજ નિરંતર મચ્યા રહે છે? તેના દ્રષ્ટાંત રૂપે અત્યારે આપણે જોઇએ છીએ કે જુની મારકીટ આદિ સ્થળો કે જ્યાં પુર્વે ગંદી છોડ અને ખીસા કાતરૂઓ, અત્યંત ત્રાસ વર્તાવી રહ્યા હતા. ત્યાં નિર્ભયતાંથી આજે આપણે ફરી શકીએ છીએ? એવા બદમાસોનું નામ નિશાન પણ રહ્યું નથી એ પણ એ પોલીસનાજ પ્રતાપ છે ?

'સકારામ જે રસ્તેથી પસાર થએલો હતો તે રસ્તે કાં તો પોલીસની ગેરહાજરી હોય ? યા તો તરતમાંજ પોલીસની નોકરીમાં જોડાએલા બીન અનુભવી પોલીસ સાથે તે મળેલો હોય, કે હાથ દાબેલો હોય ? ગમે તેમ પણ કાળીદાસને આખરે નિરાશ થવું પડયું. પોલીસની મદદ મળી નહિ. બદમાસ હાથમાંથી છટકી ગયો. હવે વધારે પ્રયત્નો છોડી દઇ તે પાછો ફર્યો.

સકારામ અને મુકતા વચ્ચે થયેલી વાત ચિત તેણે સાંભળી હતી. સકારામનો ચહેરો ગમે તેટલો મોતીલાલને મળતો હતો, છતાં મુકતા તે પિશાચને મોતીલાલજ માની લેશે એવી કાળીદાસને ખાત્રી નહોતી. પણ જ્યારે તેણે જોયું કે તે પિશાચે રતિલાલ મારફતે મેળવેલી કેટલીક બાતમીના પરિણામે મુકતાને પોતે મોતીલાલ છે એવો વિશ્વાસ બેસાડયો હતો, અને ભોળી મુકતાએ તે ખરૂંજ માન્યું હતું, એટલે તેણીના હૃદયમાંથી મોતીલાલ માટેનો શક દુર કરવાની પહેલી જરૂર હતી.

એક પળ કાળીદાસને એવો વિચાર આવ્યો કે મુકતા પાસે રતિલાલનો સઘળો ભેદ ખુલો કરી તેણીના માર્ગમાં આડે આવતાં એ કુકર્મીઓને સજાએ પહોંચાડું! પણ બીજીજ પળે તેનો એ વિચાર બદલાઇ ગયો, કારણ કે તેમ કરવાથી રતિલાલને કેટલું વેઠવું પડશે ! અને તેના પરિણામે ચપળાને કેટલું દુઃખ થશે! એ તે સારી રીતે જાણતો હતો ! જો કે ચપળાના આ વર્તન પર તિરસ્કાર આવ્યો હતો, છતાં એ સઘળું તેના પિતાને લઇનેજ છે એમ તે માનતો હતો તેણીના હાવ ભાવ અને કટાક્ષયુક્ત વચનોએ કાળીદાસના હૃદયને કોરી લીધું

હતું. ચપળાનાં પ્રેમમાં તે અંધ બન્યો હતો, મોતીલાલને મેળવવા માટે આવા ભગિરથ પ્રયત્નો થાય છે, એવું જાણવા છતાં ચપળાને મેળવવાની તેની આશા હજુ નાબુદ થઇ નહોતી ! તેની મુર્તિ તેના હૃદયમાંથી ખસી નહોતી ! કાળીદાસને હવે મોતીલાલ કંટકરૂપ જણાવા લાગ્યો, પરંતુ એ કટંક દુર કરવાનો તેણે ઘણોજ ઉતમ રસ્તો શોધી કાઢયો. અત્યાર સુધીના અનુભવથી જાણી લીધું, કે જ્યાં સુધી મોતીલાલ અને મુકતા જેવા વિશુદ્ધ પ્રેમીઓનું લગ્ન થયું નથી ત્યાં સુધી એ પિશાચી વર્તનનાં પિતા પુત્રી બિચારી મુકતા પર આવીજ આફતો વરસાવતાં રહેશે. માટે જેમ બને તેમ મુકતા અને મોતીલાલનાં લગ્ન જલદી કરાવી આપવા એ બંન્ને વિશુધ્ધ પ્રેમીઓના પ્રેમનું દિગ દર્શન આણંદલાલને કરાવવું અને પછી તેને સમજાવીને તે બંન્નેને લગ્ન ગાંઠથી જોડી દેવાં એ બંન્નેના લગ્ન થયાં, એટલે એ પિશાચો શાંન્ત પડી જશે. અને ચપળા પણ મારી થશે, જરૂર તે પોતાનું વચન પાળશે, પણ જો રતિલાલને ખુલો પાડવાની કોશીષ કરીશ; તો સઘળી બાજી બગડી જશે, માટે રતિલાલ ખુલો ન પડી જાય એવી યુકિતથી કામ લેવું જોઇએ તેના માટે કેવા ઉપાયો લેવા તેનો નિશ્ચય તેણે મનમાંજ કરી લીધો. અને થોડીજ વારમાં તે મુકતા પાસે જઇ પહોંચ્યો.

મુકતા હજુ પણ બેશુદ્ધિમાં પડી હતી. તેણીને શુદ્ધિમાં લાવવા કાળીદાસે પ્રયત્ન કરવા માંડયો, કેટલીક વારે તેણી શુદ્ધિમાં આવી અને 'મોતીલાલ ! મને ના મારો – બચાંવો -- નિરાધાર– છું – હાય – કોઇ બચાવો ' એવા અસ્પષ્ટ શબ્દો બોલવા લાગી.

'ગભરા નહિ ! મુકતા ! હવે તું નિર્ભય છે ! ' કાળીદાસે આશ્વાસન આપવા માંડયું.

'નિર્ભય એ શબ્દ સાંભળતાંજ મુક્તાની આંખ ખુલી ગઇ, તે આસપાસ જોવા લાગી, તેની દ્રષ્ટિ પોતાનો જીવ બચાવનાર પર ઠરી ગઇ. કેટલીક વાર સુધી તો તેણીનાથી એક શબ્દ પણ બોલાયો નહિ.

'બહેન ! ડરો નહિ હું તમારો દુશ્મન નથી. પણ રક્ષક છું ! તમારૂં ખુન કરનાર તો ક્યારનો નાસી ગયો ! પરમાત્માએ તમને બચાવી લીધાં છે !'

'હેં ! શું, હું બચી ગઇ ?' મુક્તાનું હૃદય ભરાઇ આવ્યું આગળ બોલવાનો શ્રમ વ્યર્થ ગયો.

'હા હવે તમને કશો ભય નથી ! શાંન્ત થાઓ !' કાળીદાસે ધીરજ આપતાં કહ્યું.

કાળીદાસના આશ્વાસનથી મુક્તાને ધૈર્યતા તો મળી વિશ્વાસ આવ્યો. પણ પોતાની નિરાધાર દશાની કલ્પના એ: વિશ્વાસને ટકાવી રાખવા સ્મર્થ થઇ નહિ ! હૃદયમાં ઉપરા ઉપરી ઉભરા આવી ગયા. અને તેના પ્રતાપે તેનાથી રડી જવાયું.

'બહેન ! આ શું કરો છો ! તમને કોનો ભય છે ? ધીરજ ધરો ! કાળીદાસે આશ્વાસન આપવું ચાલુજ રાખ્યું.'

'ધીરજ ધરૂ ? અરે ! ભાઇ ! હું ધીરજ શી રીતે ધરૂં ! તમે ભલે મને નિર્ભય જુઓ છો પણ હું તો મારી આસપાસ હજુ પણ ભયના ભયંકર દુતોને ફરતા જોઉં છું !'

'મુક્તા ! એ શું ? હું તમને નિર્ભય સ્થાનમાં પહોંચાડયા પછીજ અહીંથી જવાનો છું !'

'તમો મને નિર્ભય સ્થાનમાં લઇ જશો ? કયા નિર્ભય સ્થાનમાં લઇ જશો ? કરાંચીમાં તો મારા માટે કોઇ નિર્ભયસ્થાન રહ્યું નથી !'

'એમ કેમ ! આણુંદલાલ ડોકટરને ઘેર તમને કોનો ભય છે ?'

'ઓ ! નહિ ! નહિ ! મને ત્યાં ના લઇ જતા ! એજ મારા ભયનું સ્થાન છે !' મુક્તાએ ગળગળિત સ્વરે કહ્યું.

'મુક્તા ! ઘેલી મુક્તા ! આ તું શું બોલે છે ? જે આણુંદલાલ તારા પર પુત્રીવત્ પ્રેમ રાખે છે ! અરે ! જે તને પોતાની મિલકતની માલિક બનાવી સુખી કરવા ધારે છે ! અને હમેશાં તારૂં શુભજ ચાહે છે ! તેનેજ તું ભયનું સ્થાન માને છે ! ખરેખર ! મને તું દિવાની થએલી લાગે છે !'

'હા ભાઇ, હું દિવાની છું ! ગાંડી છું ! શુદ્ધ વગરની છું ! છતાં હું એ મારા પરોપકારી પાળક પિતાને તો પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું ! અરે ! એ મારા આશ્રયદાતાને તો હું મારા પિતાજ માનુ છું ! પણ—'

'પણ શું ? બ્હેન !'

'શું કહું ! મારા વહાલાભાઇ ? મારા જીવનદાતા ? મારી કર્મ કથા સાંભળી તું શું કરશે ?'

'તારા દુ:ખમાં ભાગ લઇશ ! મારાથી બનતી સહાયતા કરીશ ! છતાં પણ જો તે જણાવવાને કાંઇ હરકત હોય તો મારો એ જાણવા માટે વિશેષ આગ્રહ નથી !'

'ના, ભાઇ ! તેને જણાવવામાં કશી હરકત નથી ! હું તને કહીશ ! અવશ્ય કહીશ ! જો સાંભળ. મારા એ પાળક પિતા તરફથી

ભવિષ્યમાં મને મળનારી મિલકત–એજ–એજ મારા ભયનું કારણ છે! એજ મિલકતની મહોકાણમાં આજે મારૂં ખુન થતું હતું!' મુક્તા પુનઃ રડી પડી.

'એટલે!'

'શું કહું. ભાઇ? આણંદલાલે મારા નામનું વીલ કર્યું. અને મોતીલાલનો હક ડુબાડયો તેના પરિણામે–તેનાથી વધારે બોલાયું નહિ. કંઠ રૂંધાઇ ગયો. આંખમાંથી મોતી પેરે આંસુઓ સરી પડવા લાગ્યાં.

'અફ્સોસ? મુક્તા શું તારૂં ખુન કરનાર મોતીલાલજ હતા. એમ તું માને છે.?'

'હા,? ભાઇ? હા.! એ મોતીલાલજ મારૂં ખુન કરવા અહીં આવ્યા હતા? અને મિલકતની તકરારો લાગ્યા હતા? મુક્તાએ કહ્યું.

અહાહા? મુક્તા? તું કેટલી ભોળી છે.? મનુષ્યને ઓળખવામાં કેટલી નબળી છો? શું અહીં આવેલા ખુનીને તું મોતીલાલજ ધારેછે!

'હા તે મોતીલાલજ હતા!'

'મુક્તા! શું! તું એમ માને છે કે મોતીલાલ તારૂં ખુન કરે એવા નીચ છે?'

'ઓ! નહિ! નહિ! હું તે માનતીજ નથી! પણ આજ કોઇ બીજાની ઉશ્કેરણીથી કે કોણ જાણે શાથી તે મારૂં ખુન કરવા આવ્યા હતા!'

'શું! તેં ખુનીનો ચહેરો બરાબર નિરખી જોયો હતો?'

'અરે! કાળીદાસ! એ મુર્તિ હજુ પણ મારી દ્રષ્ટિ સમીપજ છે! મારા હૃદયમાં બરાબર કોતરાઇ રહી છે! હું ખાત્રીથી કહું છું કે તે મોતીલાલજ હતા!'

'નહિ, મુકતા! તારી ભુલ થાય છે! એ મોતીલાલ ન હતો! પણ કોઇ અન્યજ હતો!

'એ હું ન માનું મોતીલાલના ચહેરાનેજ મળતો બીજો કોણ હોય?'

'શું! એકજ ચહેરાના બે મનુષ્યો હોવાનું તેં નથી સાંભળ્યું?'

'સાંભળ્યું છે! પણ—'

'પણ શું! હું ખાત્રીથી કહું છું. કે તે મોતીલાલ ન હતો!

'અરે! જો તે કોઇ બીજોજ હોય તો અમારી ગુપ્ત વાતો શી રીતે જાણી શકે?'

'તેમાં કાંઇ ભેદ હોવો જોઇએ!

'ભેદ! ભાઇ! એમાં વળી ભેદ શું હોય?'

'ઘણોએ બહેન! એ વળી આપણા જાણવામાં હોય તો આવી શંકાઓને સ્થાન મળે કયાંથી?'

આ પ્રમાણે બંન્ને વચ્ચે વાતચીત ચાલે છે. એટલામાં એક બીજા પુરૂષે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તે એક હિંદુસ્તાની ભૈયા જેવો જણાતો હતો. મુકતા તેને જોતાંજ ભયભિત થઇ ગઇ. આણંદલાલના

નોકર રામગોપાલને તેણીએ ઓળખી લીધો. મોતીલાલેજ તો મોકલ્યો હશે, એમ મુક્તાને લાગ્યું. ફરીને પણ ફસાણી એવા ભાવથી તે ધ્રુજવા લાગી. તુટતે અવાજે તેણીએ રામગોપાલને પ્રશ્ન કર્યો; કેમ રામગોપાલ ! તું વળી અહીં શા માટે આવ્યો ? શું ! મોતીલાલ ન ફાવ્યો એટલે તુંજ તેની વતી કાર્ય પુરૂં કરવા આવ્યો ?

મુક્તાના આ શબ્દો સાંભળતાંજ બિચારો રામગોપાલતો આભોજ બની ગયો મુક્તાનું કહેવું તે બિલકુલ સમજી શકયો નહિ.

'કેમ ચુપ રહયો ! બોલ અહીં શા માટે આવવું થયું છે ! રામગોપાલને ચુપ ઉભેલો જોઇ મુક્તાએ પુનઃ પ્રશ્ન કર્યો.

'બહેન ! હું તો તમારૂં કહેવું બિલકુલ સમજી શકતો નથી ! મોતીલાલનું અધુરૂં રહેલું કામ એ વળી શું ! મોતીલાલ તમારી પાસે કયારે આવ્યા હતા ?'

'હમણાં થોડા વખત પહેલાંજ અહીં આવેલા હતા ! પણ કહે તું શામાટે અહીં આવ્યો છે !'

'અફસોસ ! મુક્તા ! આજે તમારૂં મગજ ખસી ગયેલું જણાય છે !'

'હા, મારૂં મગજ ખસી ગયું છે ! હું દિવાની થઇ ગઇ છું ! મને વધારે ન સતાવો ! જે કરવાનું હોય તે કરી સત્વર સિધાવો !'

'રામગોપાલ મુક્તાની આ સ્થિતિ જોઇ ગભરાયો. મુક્તાના હૃદયમાં મોતીલાલ માટે આટલી બધી શંકા થવાનું કારણ બિચારો રામગોપાલ કયાંથી જાણી શકે ! તે તો એમજ સમજ્યો કે મુક્તા

દિવની થઇ ગઇ છે. આણંદલાલ પણ સાક છે. એટલે આવી સ્થિતિમાં મુક્તાને ત્યાં લઇ જવી એ આણંદલાલની તબીયતને વિશેષ હાની પહોં-ચાડવા જેવું હતું. કારણ કે આણંદલાલનો મુક્તા પર કેટલો સ્નેહ છે, એ તે સારી રીતે જાણતો હતો. મુક્તાની આવી સ્થિતિ જોતાંજ આણં-દલાલને દુઃખ થશે. અને પરિણામે તેની તબીયત વધારે બગડી જશે. ત્યારે હવે તેણીને આણંદલાલ પાસે લઇ જવી કે કેમ, એવા વિચારમાં તે કેટલીકવાર સુધી દિગમુંઢ જેવો ત્યાંજ સ્થંભી ગયો. એકાએક તેની નજર સામે ઉભેલા કાળીદાસ પર પડી. તે અજબ થયો અને બોલ્યો. 'અહો ! કાળીદાસ ! તમો અહીં કયાંથી ? મુક્તા બહેનને આજે શું થયું છે ?'

'શું કહું ભાઇ ? મુક્તા બહેનનું કોઇ બદમાશ અહીં ખુન કરવા આવ્યો હતો, અને તેનો ચહેરો મોતીલાલને બરાબર મળતોજ હતો. ઓછામાં પુરૂં એ આણંદલાલના વીલની વાત જાણતો હતો. એટલે વીલને માટેજ તેણીનું ખુન કરવામાં આવે છે, અને પોતે મોતી-લાલજ છે એમ તે બદમાશે જણાવ્યું હતું, સારા ભાગ્યે હું અહીં મારા મિત્રને મળવા આવ્યો હતો. ખુનના અત્યંત ત્રાસથી મુક્તા બહેને પાડેલી બુમ મારા સાંભળવામાં આવતાંજ હું દોડી આવ્યો, અને મુક્તા બહેનને બચાવી લીધાં, પણ બદમાશને પકડવાનો, મારો પ્રયત્ન વ્યર્થ ગયો, હવે મુક્તા બહેન એ ખુનીને મોતીલાલજ માની બેઠાં છે. મારી ગમે તેટલી સમજુતી છતાં તેમના ધ્યાનમાં કશું ઉતરતુંજ નથી. કાળીદાસે સઘળું ટુંકામાં જણાવી દીધું.'

મુક્તાના ગભરાટનું કારણ, રામગોપાલથી હવેજ સમજાયું. પોતાના માલિક પર આવતું તહોમત તે સાંખી શક્યો નહિ, પણ તેમાં

મુક્તાનો કાંઇ પણ દોષ નહોતો, કારણ કે, ખુનીનો ચહેરો બરાબર મોતીલાલને મળતોજ હતો, વળી ચોક્કસ કારણ માટે ખુન કરવાનો ભય બતાવવામાં આવ્યો હતો, જેથી મુક્તાને એવી શંકા થાય, તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નહોતું. અને પોતાને અચાનક અહીં આવેલો જોઇ તેણીને ભય થાય એ પણ સ્વભાવિકજ હતું, એટલે મુકતાના હ્રદયમાં પેસી ગયેલો શક દુર કરવાના હેતુથી તે મુકતાના તરફ ફર્યો અને બોલ્યો બહેન! તમારી શંકા ખોટી છે, મારા આગમનનું કારણ જાણ્યા પછી તમને ખાત્રી થશે કે તમારૂં ખુન કરવા આવનાર મોતીલાલ નહોતો. પણ કાળીદાસ કહે છે તેમ મોતીલાલના ચહેરાને મળતો કોઇ અન્યજ હતો!

'હું ઇચ્છું છું, કે તે મોતીલાલ ન હોય! કહે ભાઇ! તું શામાટે આવ્યો છે!' મુકતાએ કહ્યું.

'શેઠજીની તબીયત જરા બગડેલી છે, એથી મોતીલાલ તમને ત્યાં બોલાવે છે!'

'શું! મારા પાળક પિતાની તબીયત બગડેલી છે! અને મોતીલાલ પણ ત્યાંજ છે! હાય! આ હું શું સાંભળું છું! આખરે તે બદમાશે પોતાનું ધાર્યું કર્યું! ચાલો! ચાલો! ભાઇ! મને ત્યાં જલદી લઇ જાઓ!' મુકતાએ બોખરે અવાજે ડસકાં ભરતાં ભરતાં કહ્યું.

'હે! શું! મોતીલાલ ત્યાં છે! રામગોપાલ! મોતીલાલને ત્યાં આવ્યાં કેટલો સમય થયો હશે?' કાળીદાસે કાંઇક અજબ થતાં પુછ્યું.

'ગઇ કાલે મુકતા બહેનના જવા પછી તરતજ તેઓ ત્યાં આવેલા છે. શેઠની તબીયત જરા બગડેલી હોવાથી, પાછા તેઓ ઘેર

ગયાજ નથી. રાત્રે પણ તેઓ ત્યાંજ સુતા હતા. આજે આખો દિવસ મુક્તા બહેનની રાહ જોઇ, પણ જ્યારે તેઓ નહિજ આવ્યા. ત્યારે મને અહીં બોલાવવા મોકલ્યો. આવવાનો વહેલોજ હતો, પરંતુ ગાડીવાળો કાંઇ કારણસર આજે આવેલો નહિ હતો એટલે તેને લીધે મોડું થઇ ગયું.'

'સાંભળ્યું! મુક્તા! રામગોપાલ શું કહે છે?' કાળીદાસે મુક્તા તરફ ફરીને કહ્યું.

'હા સાંભળ્યું! ભાઇ સાંભળ્યું! અને પિતાની બિમારીનું કારણ પણ સમજાયું!'

'હવે તો તારી શંકા દુર થઇ ના?'

'ભાઇ! મને જીવતદાન આપનાર વહાલા ભાઇ! હવે શંકાનું સ્થાનજ કયાં રહ્યું છે! અરે! જો તું અહીં ન આવ્યો હોત તો આ મુક્તા પરમાત્માની હજુરમાં કયારની પહોંચી ગઇ હોત! અને કદાચ પરમાત્માની કૃપાથી જીવતદાન મળત તો પણ જરૂર કાંઇ અનર્થ કરત! વહેમમાંને વહેમમાં વહાલાના વિયોગમાં સડત! અરે! આખરે આપઘાત કરીને પણ મરત! આજે તેં મને જીવતદાન આપવા સાથે એ મહા પાપમાંથી પણ બચાવી છે! ભાઇ! આજે તેં મારા પર ઘણોજ ઉપકાર કર્યો છે, આ ઉપકારનો બદલો હું મારી જીંદગી સુધી વાળી શકું તેમ નથી!'

'બહેન! એવો તે મેં તમારા ઉપર શું ઉપકાર કીધો છે? જેણે જગત બનાવ્યું છે! તે સર્વનો રક્ષા કરનાર પહેલાંજ પેદા કરે છે! માતાના ગર્ભમાં રક્ષા કરનાર બહાર પણ રક્ષા કરે છે! હું ન

હોત તો આનું શું થાત ? એવો વિચાર કરનાર અધમ અને મુર્ખ છે. એક નહિ તો બીજો સૌને અમુક અમુક રક્ષા કરનાર ઇશ્વર સયોગે મળી રહે છે ! માણુસ તો નિમીત માત્ર છે ! સત્ય રક્ષા કરનાર તો તે જગ્તનિયંતા, જગ્તનો બેલી, જગતને ચલાયમાન કરનાર છે! હું ને વળી કોણુ માત્ર ! બહેન! આવો ક્ષુદ્ર વિચાર કદી કરશો નહિ ! જયાં જેટલું રૂણાનુબંધ, ત્યાં તેટલું આવી મળવાનુંજ ! ચાલો, બહેન ! હું પણ તમારી સાથેજ આણુંદલાલ પાસે આવું છું !

'હા ચાલો ભાઈ ! એમ કહી મુકતા કાળીદાસની સાથે બહાર નીકળી રામગોપાલ પણ તેની પાછળ ચાલ્યો. ગુલાબ આજે કાંઈ કારણુસર રજા લઇ ગયેલી હોવાથી મુકતાએ ઘરનો ઘટનો બદોબસ્ત કર્યો. અને રામગોપાળ સાથે ગાડીમાં બેઠી કાળીદાસને પણ સાથે લીધો. થોડીજવારમાં તેઓ આણુંદલાલ પાસે જઇ પહોંચ્યા

---

# પ્રકરણ ૩૨ મું.

## જે થાય તે સારા માટે.

આણુંદલાલની મુલાકાત રતિલાલ વારંવાર લેતો હતો. અને પોતાના મેસમેરીઝમના બળે તેને બેશુધ્ધ બનાવી. તેનાં તમામ વિષ બનાવવાની કૃતિ, તેણે અત્યાર સુધીમાં જાણી લીધી હતી. સકારામને મુક્તાનું ખુન કરવા મોકલ્યા પછી રતિલાલ આણુંદલાલ પાસે ગયો હતો. અને તેમના મેળાપ પછી તરતજ મોતીલાલનું આવવું થયું હતું.

આણુંદલાલ પર રતિલાલે મેસમેરીઝમ કરેલું હોવાથી, તે બેશુધ્ધ આરામ ચેર પર પડયા હતા તેની એવી સ્થિતિથી મોતીલાલ ગભરાયો. રામગોપાલની મદદથી તેણે આણુંદલાલને પલંગપર સુવાડયા. હાર્ટ બંધ થવાનુંજ આ પરિણામ છે એમ મોતીલાલે કલ્પ્યું ખરૂં કારણ. તે બિચારો કયાંથી જાણે ! મુકતા તો આવા પ્રસંગમાં ઘણી વખત આવી હતી. બેશુધ્ધિનું કારણ અને વારણ બંન્ને જાણુતી હતી. પરંતુ મોતીલાલ માટે આ પહેલોજ પ્રસંગ હતો. તેથી તેને ભય લાગ્યો. આટલી મોડી રાત્રે ડોકટરને પણ કોણ બોલાવા જાય. બિચારા મોતીલાલે ઉષ્ણો પચાર ચાલુ કર્યો પરંતુ મેસમેરીઝમની અસર તાજી હોવાથી, તેના ગરમ ઉપચારોએ કાંઇ પણ અસર કરી નહિ. વખતે મુકતા આનો કાંઇ ઉપાય જાણતી હશે. એવો મોતીલાલને વિચાર આવતાં રામગોપાલને ગાડી જોડાવી મુકતાને બોલાવવા દોડાવ્યો.

મુકતાએ આણંદલાલની આવી સ્થિતિ ઘણીવાર જોયેલી હતી. અને તેના સબંધમાં આણુંદલાલને સાવચેત રહેવા સુચના પણ કરી હતી. આણંદલાલની મુલાકાત માટે કોઇ મનુષ્ય આવે છે, એ મુકતા જાણતી હતી. પણ એવી ગુપ્ત મુલાકાત લેવાનું કારણ એને તે કોણ છે ! ક્યારે આવે છે ! તે જાણતી ન હતી. સર્વ વિદ્યાસપન્ન રતિલાલ મુકતાનો પગરવ સાંભળતાંજ ગુપ્ત રસ્તેથી પસાર થઇ જતો મુકતા એ રસ્તાની જાણીતી છતાં ચાલાક રતિલાલને શોધી શકતી નહોતી. આણુંદલાલ તો ' કોઇ પોતાની ગુપ્ત મુલાકાત લેતુંજ નથી. ' એમ કહેતો. તેમાં તે જરા પણ જુઠો નહોતો. કારણ કે રતિલાલ તેના પર મેસમેરીઝમ કર્યા પછીજ ઓરડામાં દાખલ થતોઅને આણું-દલાલની બેશુદ્ધ સ્થિતિમાંજ પોતાનું કાર્ય કરીને ચાલ્યો જતો હતો.

મુક્તાએ તે માણસને જાણવાને ઘણા પ્રયત્નો કર્યા હતા. પરંતુ રતિલાલની ચાલાકી પાસે નિષ્ફળ થયા હતા. જ્યારે મુકતા આણંદલાલને આવી સ્થિતિમાં જોતી ત્યારે તેણી આણંદલાલને એવા ભયંકર માણસના સહવાસમાં નહિ આવવાની ભલામણ કરતી, મુકતાની વારં વારની સુચનાથી જો કે આણંદલાલ સાવચેત રહેતો હતો છતાં, રતિલાલની ભયંકર શકિત આગળ અચેત બની જતો. આણંદલાલની બિમારીના ખબર સાંભળી મુકતા ગભરાઇ ગઇ, પેલા ખુનીએજ પિતને કાંઇ કરેલું હશે. એમ તેણીએ માની લીધું, કારણ કે " આણંદલાલની પણ તારા જેવીજ દશા કરીશ " એ ખુનીના છેલ્લા શબ્દો હજુ તેણીના હૃદયમાં તાજાજ હતા બનતી ત્વરાએ તે રામગોપાલ સાથે આણંદલાલ પાસે જવા નીકળી. કાળીદાસ પણ તેઓની સાથેજ હતો, પણ તેઓ ત્યાં જઇ પહોંચે તે પહેલાં આણંદલાલ શુદ્ધિમાં આવ્યા હતા, અને શુદ્ધિમાં આવ્યા પછી આણંદલાલના શરીરમાં કાંઈ પણ અશકિતનાં ચિન્હ જણાતાં નહોતાં, એ માત્ર મુકતાજ જાણતી હતી. શુદ્ધિમાં આવ્યા પછી આણંદલાલ પોતાના રસાયનવાળા ઓરડામાં પોતાના કાર્યમાં પ્રવૃત થએલો જોતાં મોતીલાલ અજબ થયો હતો, આવી ભયંકર સ્થિતિમાંથી આટલો બધો અજબ ફેરફાર કેમ થઇ ગયો તેના વિચારમાં મોતીલાલ શયનગારવાળા ઓરડામાં બેઠો હતો. આણંદલાલે પોતાના આવતા સુધી; ત્યાં બેસવાને કહેલું હોવાથી; મુકતાની રાહ જોતો ત્યાંજ બેસી રહયો.

આણંદલાલે શુધ્ધિમાં આવ્યા પછી મોતીલાલ સાથે વાતચીત ન કરતાં, રસાયનવાળા ઓરડામાં જવાનુ સાહસ કર્યું એથી મારા સુજ્ઞ વાંચકોને કાંઇક આશ્ચર્ય લાગશે. અને મોતીલાલ પર એનો કાંઇ અભાવ છે, એમ જણાશે એટલા માટે આણંદલાલના એ સાહસનો

કાંઇક ખુલાસો આ સ્થળે કરવાની જરૂર છે. આણંદલાલ પોતાને ઉંઘી ગયેલો માનતો હતો. તેણે સ્વપ્નામાં પોતાનુ તરતનું બનાવેલું, પ્રાણુહારક વિષ કોઇને ચોરી જતાં જોયો હતો. આવા માઠા સ્વપ્નાથી આણંદલાલે પહેલાં તેની તપાસ કરવાનું વ્યાજબી ધાર્યું. જો કે એવા સ્વપ્નાને તે માને તેવો વહેમી નહોતો. તદાપિ, તેને એ 'પ્રાણુહારક વિષ' જાળવવાની ઘણીજ કાળજી હતી, કારણ કે તેમાં કેટલું જોખમ છે એ તે એકલો જાણતો હતો. અપાત્રના હાથમાં જતાં એ વિષથી અનેકના પ્રાણ જાય તેમ હતું, અને સુપાત્રને હાથ જતાં અનેક રોગીઓના રોગ નાબુદ થાય તેમ હતું. એટલે તે સ્વપ્નને મનતો નહિ છતાં તે તપાસવાનું તેને યોગ્ય ન લાગ્યું. અને જાગ્રત થયા પછી, ઉતાવળમાં મોતીલાલની સાથે કાંઇ પણ વાતચીત ન કરતાં, પરબારો રસાયનવાળા ઓરડામાં ગયો હતો. મુક્તાને બોલાવવા રામગોપાલને મોકલ્યો છે એ તે જાણતો નહિ હતો. અને કદાચ જાણતો હોત, તો પણ તે અત્યારે એક પળ પણ થોભત નહિ. કારણ કે તેનું ચિત પેલી પોતાની પ્રિય વસ્તુ 'પ્રાણુહારક વિષમાંજ" ચોટયું હતું.

•

આણંદલાલના જવા પછી એકલા પડેલા મોતીલાલનો મનોવેગ મુક્તા તરફ વળ્યો. તેનું ચિત મુક્તામાં ચોટેલું હતું બગીચામાં એક પળના દર્શનથી અને તેના પરિણામે થએલા સમાગમથી, મોતીલાલે પોતાનું મન પ્રાણ મુક્તાના હાથમાં સોંપી દીધું હતું. મુક્તાએ પોતાના પ્રેમનું પડીકુ મોતીલાલના હૃદયમાં નાખી દીધું હતું. બંન્ને એક બીજાને પોતાનું હૃદય, યૌવન સર્વસ્વ સોંપી ચુક્યા હતા. તે સમય પછીની આ બીજીજ મુલાકાત હોવાથી મોતીલાલને જે આનંદ થનો હતો, તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

મોતીલાલના 'સ્વર્ગિય પ્રેમમાં' સડો નજ હોવો જોઇએ, એવું મુક્તા જાણતી હતી, છતાં તેણીને સંયોગ વશાત મોતીલાલ પર સહેજ શક ગયો હતો. જો કે રામગોપાલના ખુલાસા પછી તેણીનો મોતીલાલ પરનો શક દુર થઇ ગયો હતો. તોપણુ "એ વેશધારીના જાણવામાં અમારી ગુપ્ત વાર્તા શી રીતે આવી શકી." એ વિચારો તેણીના હ્રદયમાંથી ભુસાયા નહોતા, કદાચ ખુન કરવા આવનાર મોતીલાલ નહિ હોય? તોપણુ તેમાં તેનો હાથ અવશ્ય હોવો જોઇએ, એવા જ વિચારો તેનાં અંતઃકરણમાં ઘોળાયાં કરતા હતા. નિર્દોષ બિચારો મોતીલાલ બનેલી બીનાથી બીલકુલ અજ્ઞાત હતો. લાંબી મુદતે મુક્તાને મળવાની આશામાં તે તો બિચારો 'એ આવી!' 'હમણાં આવશે! એવા વિચારથી વારંવાર બારણા તરફ જોતો હતો. થોડીજવારમાં મુક્તાએ ઓરડામાં પ્રવેશ કર્યો, તેને જોતાંજ મોતીલાલનું હ્રદય પરતંત્ર થયું મુક્તાના રૂપ સાગરમાં તે ડુબ્યો. પોતાનું કર્તવ્ય ચુકયો. મુક્તાના નેત્ર કટાક્ષથી તે ઘાયલ થઇ ગયો!

અહા! રમણી નેત્ર કટાક્ષ! તારૂં અસીમ બળ છે! તારા જેવું જગતમાં બીજા કોઇનું બળ નથી! રમણીનાં નેત્ર કટાક્ષમાં અમૃત પણ છે! વિષ પણ છે! સાત્વિક સાધનાવાળી રમણીઓ નેત્ર કટાક્ષ કરી પુરૂષના હ્રદયમાં અમૃત રેડે છે! તામસી ભાવનાવાળી સ્ત્રીઓના નેત્ર કટાક્ષથી પુરૂષોના હ્રદયમાં વિષમ વિષ રેડાય છે! તેથીજ કહેવાય છે કે જેના હ્રદયમાં એક વખત પ્રેમનો પ્રવેશ થયો છે! રમણીના કટાક્ષ બાણોથી જેનું હ્રદય વિંધાયું છે! તેજ જાણે છે કે એ બાણ કેવું ભયંકર છે! જે મનુષ્યનું હ્રદય એ બાણથી વિંધાયું છે તે

મનુષ્યની કેવી સ્થિતિ થઇ છે, તે તેનેજ ખબર છે ! મોતીલાલ આજેજ જાણી શકયો કે રમણીના નેત્ર કટાક્ષથી મનુષ્યની કેવી ગતિ થાય છે !'

મોતીલાલે જોયું કે મુકતાનું કમળ સરખું મુખ મ્લાન દેખાય છે. ખરેખર ! મુખ એજ મનુષ્યના હૃદયનું દર્પણ છે ! હૃદયમાં થતા વિચારોની સાક્ષાત છબી બતાવી આપનાર મુખજ છે ! આજે મુકતાનું અંતઃકરણ કાંઇક દુઃશ્ચિંતાના સમુદ્રમાં ડુબેલું છે. એમ મોતીલાલે તેણીના ચહેરા પરથી જાણી લીધું. તેણીની આ સ્થિતિથી મોતીલાલના હૃદયમાં પણ આઘાત થયો. તેણીના દુઃખનું કારણ જાણી લેવાની મોતીલાલને એકવાર ઇચ્છા થઇ આવી. પરંતુ આણંદલાલ હમણાજ આવશે એવા ભયથી એક શબ્દ પણ બોલવાનું સાહસ કરી શકયો નહિ. મુકતાની સામે તે પણ મ્લાન મુખે જોઇ રહયો. મુકતા પણ મોતીલાલનું સુંદર મુખચંદ્ર જોઇ નક્ષત્રરૂપ થઇ તેના રૂપસાગરમાં ડુબી ગઇ. આણંદલાલ બિમાર છે અને તેની સારવાર કરવાની પોતાની ફરજ છે, એ સઘળું વિસરાઇ જવાયું. આણંદલાલને કેમ છે ! તેઓ કયાં છે ? એ વગેરે પુછવાનું તો મુકતા ભુલીજ ગઈ ! આણંદલાલના પલંગ પર તેની દ્રષ્ટિ પડીજ નહિ. મોતીલાલના હૃદયમાંથી નીકળતી પ્રેમજ્યોતિના પ્રકાશમાં તે અંજાઇ ગઇ ! અહા ! ડુબી ગઇ ! તેનો જીવ ઠેકાણે નથી, તે માત્ર મોતીલાલનુ મુખ જોયા કરે છે ! તેણીનું મન મોતીલાલના શરીરમાં ઉતરી પડયું છે ! તેજ પણ ગયું ! અહાહા ! ગયું ! ખરેખર ગયું ! યૌવન, મન, પ્રાણ, પુર્વ પ્રમાણે મોતીલાલના ચરણમાં અર્પણ થયું શંકા સદાને માટે તેણીનું હૃદય મંદિર છોડી ગઇ ! નહિ ! નહિ ! આ નિર્દોષ મુર્તિ મારૂં ખુન કરવાની કદી કોશીષ કરે નહિ ! એવા વિચારે તેના હૃદયાકાશમાં પ્રત્યાઘાત કીધો, પરંતુ તે ગર્જના રૂપે બહાર સંભ

ળાયો નહિ. ખરૂં છે, એક વખત નજરે નજર મળવાથી વિશુદ્ધ પ્રેમીઓનાં અંતઃકરણ સંધાઇ જાઇ છે. મુકતાના સબંધમાં પણ તેમજ બંન્યું ! પ્રેમનું ખરૂં સ્વરૂપ અહીંજ દેખાયું ! ખુન કરવા આવનાર વેશધારીજ હતો, એમ તેને સમજાયું ! મોતીલાલ તેણીને શુદ્ધ અંતઃકરણથી ચાહે છે, એમ તેના નિર્દોષ ચહેરા પરથી જણાયું ! તેણીએ મનમાંજ નિશ્ચય કીધો કે ભલે મોતીલાલ ખુની પણ હોય તદ્દપિ તેજ મારા હૃદયેશ્વર છે એજ મારા પ્રાણેશ્વર છે !

મુકતાએ મોતીલાલના ચહેરા સામું જોયા કર્યું જેમ કોઇ પ્રાણાધિક વહાલી વસ્તુને ઘણા દિવસોથી જોઇ ન હોય. અને એકાએક જોવામાં આવતાં તરસી આંખો જેવી રીતે જુએ છે. તે પ્રમાણે મુકતા મોતીલાલના સામું આંખના પલકારા માર્યા વગર જોઇ રહી. અમૃત પાન કરતાં કોણ ધરાયું છે ? તેમ વહાલી વસ્તુને જોતાં કોણ ધરાયું છે ? જેના ઉપર અંતઃકરણનો પ્રેમ છે. તે વસ્તુ અતિશય વહાલી હોય છે? એવા પ્રેમમાં સ્વાર્થ નથી? તેમાં પક્ષપાત નથી? તેમાં પાપ નથી ! એવો પ્રેમ ઈશ્વરી પ્રેમ કહેવાય છે' દૈવી પ્રેમ કહેવાય છે ! એ પ્રેમ સુખજ આપે છે, તે પુણ્જ આપે છે ! જેના અંતઃકરણમાં દ્રઢ પ્રેમ છે, જેણે પ્રેમ એ શું વસ્તુ છે, તેને એક વખત બરાબર જાણી લીધો છે, તેના હૃદયમાંથી પ્રેમનું બંધન ઢીલું થાય, એ કદી પણ બને નહિ ! અમારા પ્રથમ પ્રેમ દર્શન વખતે જે હસવાનો અવાજ સંભળાયો હતો. તે એજ નરપિશાચનો હોવો જોઇએ ! અને તેજ વખતે તેણે ગુપ્ત રહી અમારી સઘળી વાતો સાંભળેલી હોવી જોઇએ, મોતીલાલનો પ્રેમ મારા ઉપર ઓછો થાય એ કદી બનેજ નહિ ! હું તેમની છું તે મારા છે ! તે મારા હૃદયેશ્વર છે ! હું તેમની પ્રેમભિક્ષુક દાસી છું

તેમને મેં મારૂં યૌવન, જીવન, મન, પ્રાણ આપ્યાં છે જે તેમણે સ્વિકાર્યાં છે! પરસ્પર થયેલું હૃદયનું પ્રેમબંધન કદી ઢીલું થવાનું નથી! વળી પ્રેમ દોષ જોતો નથી, તે પ્રેમીના દોષોની ક્ષમા આપ્યા કરે છે, અને પોતાના પ્રેમીને જે રીતે સુખ થાય તેવાંજ કામો કરે છે! હું પણ તેમજ કરીશ! મારા પ્રેમીને પૈસાની લાલચ હશે તો હું કોઇ પણ રીતે મને મળેલી મિલ્કત તેમનેજ અપાવીશ! પણ સુખી કરીશ! અને હું પણ તેમના સમાગમથી સુખી થઇશ! આ રીતે પરસ્પર પ્રેમીઓનું મનોમય વિચાર યુધ્ધ ચાલી રહ્યું હતું. એટલામાં રામગોપાલ અને કાળીદાસ કે જેઓ કાંઇ કારણસર પાછળ રહી ગયા હતા તેઓ ત્યાં આવી પહોંચ્યા અને તે બંનેના મનોમય વિચાર યુધ્ધ નો પણ અંત આવ્યો કારણ કે 'આણંદલાલને કેમ છે! તેઓ કયાં છે! એવા કાળીદાસે મોતીલાલને પુછેલા પ્રશ્નોથી મુક્તા ચમકી અને પોતે અહીં શા માટે આવી છે તેનું ભાન થયું! આણંદલાલનું નામ સાંભળતાંજ મુક્તા રડી પડી, અને તેઓ કયાં છે એ જાણવા માગ્યું. મોતીલાલે તેણીને શાન્ત કરી અને સઘળું સવિસ્તર સમજાવ્યું અને વધારામાં જણાવ્યું કે તેઓ રસાયનવાળા ઓરડામાં કાંઇ કારણસર ગયેલા છે, જે હમણાજ આવતા હશે. આણંદલાલને બેચેની વિના કાંઇ નહોતું એવું જ્યારે મુક્તાએ જાણ્યું ત્યારેજ તેને શાન્તિ વળી, જો કે એ સમાચારથી તેણી દિલગીર તો થઇ પરંતુ તેણીને જે સખ્ત બિમાર હોવાનો ભય હતો તે દુર થયો, આણંદલાલની એવી સ્થિતિ તેણીએ ઘણી વખત જોયેલી હતી, એટલે આ પ્રસંગ તેને કાંઇ નવો લાગ્યો નહિ. તેણીનો શ્વાસ નીચે બેઠો, અને બીજાઓની સાથે તે પણ આણંદલાલની રાહ જોતી આરામ ચેર પર શાંન્તિથી બેઠી. થોડીજવારમાં આણંદલાલ ત્યાં આવી પહોંચ્યા. તેનો ચહેરો નિસ્તેજ

જણાતો હતો. કાંઇ અનિષ્ટ થયું હોય તેમ સુચવતો હતો. તો પણ દુનિયા ખાધેલા આણંદલાલે પોતાનો એ ભાવ પ્રગટ ન થઇ જાય એવી સાવચેતી રાખી હતી. છતાં મુક્તા તેનાં ચહેરાનો ભાવ જાણી ગઇ હતી. ગમે તે હો પરંતુ આજે પિતાજીના પર કાંઇક આફત આવી છે. એમ તેણીએ માની લીધું. તે આણંદલાલનો સ્વભાવ સારી રીતે જાણતી હતી. એટલે તેના ભયનું કારણ જાણવાનું ઉતાવળે સાહસ ન કરતાં તેને શાંન્ત થવાનો સમય જોતી બેઠી, આણંદલાલે ઓરડામાં પ્રવેશ કરતાં અને કાળીદાસ મુક્તા વિગેરેને જોતાંજ પ્રશ્ન કર્યો.

" અહો ! કાળીદાસ તમો અત્યારે અહીં ક્યાંથી ? મુક્તા ! આજે તો આ વખતે તું અહીં આવી ! " આણંદલાલે પુછ્યું.

" રામગોપાલ તમારી બિમારીના ખબર લઇ મુક્તા બહેનને ઘેર આવ્યો હતો, અને તે વખતે હું ત્યાં હાજર હતો એટલે વિચાર થયો કે ચાલ હું પણ શેઠને મળતો જાઉં " કાળીદાસે જવાબ આપ્યો

" મોટો ઉપકાર થયો ! સહજ બેચેની થઇ આવી હતી. હવે તો સારી રીતે આરામ છે. એવી બેચેની તો મને વારંવાર થાય છે અને તે મુક્તા જાણે છે પણ બિચારા મોતીલાલે મારી એવી સ્થિતિ જોયેલી નહિ એટલે ગભરાયો હશે. અને રામગોપાલને તમારી પાસે મોકલ્યો હશે. રામગોપાલને મોતીલાલેજ મોકલ્યો હશે એમ જાણીને આણંદલાલે કહ્યું. "

' પણ કાળીદાસ ! તમો આ વખતે મુક્તાને ઘેર ક્યાંથી ! ' આણંદલાલને કાંઇ વિચાર આવતાં બીજો પ્રશ્ન કર્યો.

'આણંદલાલના એ પ્રશ્નથી મુક્તાથી રડી જવાયું. થોડા સમય પહેલાં બનેલો બનાવ તેણીની દ્રષ્ટિ સમિપ આવીને ખડો થયો તે ધ્રુસકા મુકી રડવા લાગી. આણંદલાલ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો, 'મુક્તા ! બેટા શું છે ! આટલી ગભરાય છે કેમ ! શાન્ત થા રડ નહિ !'

આણંદલાલના ગમે તેટલા આશ્વાસન છતાં મુક્તા રડતી રહી નહિ ત્યારે આણંદલાલે કાળીદાસના સામું જોયું. કાળીદાસે સર્વ વૃતાંત સંભળાવ્યો ખુનીનો ચહેરો બરાબર મોતીલાલને મળતોજ હતો અને એથી મુક્તા બહેનનો શક મોતીલાલ પરજ ગયો હતો. પરંતુ રામગોપાલ ના આગમન પછી મોતીલાલ ઘણો સમય થયાં અહીંજ છે એવું જ્યારે તેમના જાણવામાં આવ્યું ત્યારેજ તેઓ શાન્ત થયાં એ વગેરે ટુંકામાં જણાવી દીધું પરંતુ ખુન કરાવવામાં રતિલાલ ડોકટરનો હાથ છે, એ હકીકત છુપાવી. કાળીદાસે ખરી હકીકત શા માટે છુપાવી ? એ મારા સુજ્ઞ વાંચકોના ધ્યાનમાં છે ! અહા ! ચપળા આવી નિર્દય છે ! એવું જાણવા છતાં કાળીદાસ તેણીને ચહાય એ ખરેખર આશ્ચર્ય જનક છે ! પણ નહિ એમાં આશ્ચર્ય જેવું કશું નથી, પ્રેમ આંધળો છે. ભરથરી જેવા મહા સમર્થના કાને પિંગળા ખરાબ હોવાનું ઘણી વખત આવ્યા છતાં તેણે પિગળાના પ્યારને તજ્યો નહતો ! તો બિચારા કાળીદાસનો શું દોષ ! હવે આપણે જોઇએ છીએ કે ચપળા કાળીદાસની પ્યારી બને છે કે હત્યારી !

મુક્તા પર વિતેલી હકીકત સાંભળી આણંદલાલ બહુ દુઃખી થયો, સુંદરરાવના દુશ્મનોએ હજુ પણ પીછો છોડયો નથી, એ જાણી તે દિલગીર થયો, તેણે મુક્તાને અનેક પ્રકારે સમજાવી શાન્ત કરી, હવે શું કરવું તેના વિચારમાં કેટલીક વાર સુધી તે મૌન્ય રહયો, પણ

એટલામાં કાળીદાસે એક પત્ર આણંદલાલના હાથમાં સેરવી દીધો, આણંદલાલે તે વાંચ્યો ખુશી થયો. મોતીલાલ અને મુક્તાનાં જેમ બને તેમ જલદી લગ્ન કરી દેવાનું કાળીદાસે તેમાં જણાવ્યું હતું અને એ બંને પરસ્પરને ચાહે છે, એમ ખાત્રી આપી હતી. જ્યાં સુધી મુક્તાના લગ્ન મોતીલાલ સાથે નહિ થાય ત્યાં સુધી તેના શત્રુઓ મુક્તાને સુખે જંપવા દેશે નહિ! એવું બનાવટી રીતે પણ આણંદલાલને વિશ્વાસ આવે એવી ઢબથી વિસ્તારથી લખ્યું હતું. રામગોપાલ અને કાળીદાસ પાછળ રોકાયા હતા તેનું કારણ પણ એજ હતુ.

'કાળીદાસનો પત્ર વાંચી આણંદલાલને આનંદ થયો. મુક્તા મોતીલાલને ચાહે છે એ તે જાણતો હતો પરંતુ મોતીલાલ મુક્તાને કબુલ કરશે કે નહિ એ તેને શક હતો. મોતીલાલે એક વખત લગ્ન નહિ કરવા માટે આણંદલાલને જણાવ્યું હતું, પણ તેનું ખરૂં કારણ શું હતું તે આણંદલાલથી હવેજ સમજાયું! તે બંને પ્રેમીઓને પ્રેમ ગાંઠથી જેમ બને તેમ જલદી જોડી દેવાનો આણંદલાલે નિશ્ચય કર્યો. પોતાનીજ જ્ઞાતિના ચુનીલાલ નામના પોતાના એક મિત્રની સહાયતા એ કાર્યમાં ઉપયોગી થઇ પડશે એમ તેને લાગ્યું. વળી તે પોલીસ કોર્ટમાં હેડ કલાર્ક હતો, એટલે મુક્તા તેના રક્ષણ તળે નિર્ભય રહી શકશે અને તેની સ્ત્રી સવિતાગૌરી મારફત મુક્તાનાં લગ્ન મોતીલાલ સાથે કરી શકાશે સવિતાગૌરી સાથે મુક્તાને સારી ઓળખાણ છે એટલે તે પોતાની સહી સાથે ખુલ્લા દિલથી વાત કરી શકશે! બસ એજ ઠીક પડશે! અને એવી રીતે થયેલાં લગ્ન વ્યવહારિક દ્રષ્ટિએ ઠીક ગણાશે! આવો નિશ્ચય કરી આણંદલાલે લગ્ન થઇ જાય ત્યાં સુધી મુક્તાને તેની સાથે રાખવાનું નકી કર્યું અને બીજેજ દિવસે સવારથી મુક્તા

ત્યાં રહેવા ગઇ. ગુલાબ પણ તેની સાથે રહી. સવિતાગૌરીને કાંઇ પણ સંતાન ન હોવાથી મુક્તાને જોઇને તે ઘણીજ ખુશી થઇ. અને મુક્તા પણ તેની સાથે આનંદથી રહેવા લાગી આણુંદલાલે ચુનીલાલને સર્વ હકીકતથી વાકેફ કર્યાં હતા. એટલે એ બંન્ને પતિ પત્નિ મુક્તાનાં લગ્ન મોતીલાલ સાથે થાય એવાજ પ્રયાસો કરતાં હતાં. તેઓ બિચારા ક્યાં જાણતાં હતાં કે એ બંન્નેનાં હૃદય લગ્ન તો ક્યારનાં થઇ ગયાં છે ! માત્ર જગતની દ્રષ્ટિનાંજ લગ્ન થવાં બાકી રહયાં છે ! મોતીલાલ પણ વારંવાર ત્યાં આવતો અને મુક્તા તેની સાથે ખુલ્લા દિલથી વાત કરી શકતી. જ્યારે ચુનીલાલ અને સવિતાગૌરીના જાણવામાં આવ્યું કે એ બંન્ને પ્રેમીઓ પરસ્પરને ક્યારનાં પ્રેમ આપી ચુક્યાં છે, ત્યારે તેના આનંદનો પાર રહયો નહિ, તેણે સારૂં મુહુર્ત જોઇ એક દિવસે આણુંદલાલ અને મોતીલાલ બંન્નેને પોતાને ત્યાં નોતર્યા અને તેજ દિવસે બંન્નેનો સબંધ જોડી દેવાનું નક્કી કર્યું. મુક્તાના જાણવામાં એ હકીકત આવતાં તેના આનંદનું તો પુછવું શું ! તેણીએ પોતાના પર આવેલી આફત, કાગીદાસે કરેલો બચાવ, આણુંદલાલની બિમારીના ખબર લઇ રામગોપાલનું આવવું, પ્રેમીનાં પ્રેમ ઝરણાં, ચુનીલાલના રક્ષણ તળે રહેવું, એ સર્વેનો સરવાળો કરતાં સાર એ કાઢયો કે " જે થાય તે સારા માટે ! ! ! ! "



# પ્રકરણ ૩૩ મું.

## " મુકતાના લગ્નની ગોઠવણ "

સવિતાગૌરીએ આજે સઘળી ગોઠવણ કરી છે. ચુનીલાલ પણ આજે અનંત ચતુર્દશી હોવાથી રજા લઇ ઘેર રહેલા છે. આણંદલાલ વગેરેને પોતાને ત્યાં જમવા માટે બોલાવેલા છે, પણ આણંદલાલે કાંઇ અનિવાર્ય કારણુસર મોડા આવવાનું કહેવડાવી મોકલ્યું હતું એટલે તેઓ આવી પહોંચે, ત્યાં સુધીમાં બહારનું કેટલુંક કામ પતાવી લેવાના ઇરાદાથી પતિ પત્નિ જુદે જુદે પંથે પડયાં હતાં. સવિતાગૌરી મુકતાને રસોઇની ભલામણ કરી પોતાની સખીઓ અને સબંધીઓને નોતરવા માટે ગઇ હતી, ચુનીલાલ શિવ પુજન માટે શિવાલયમાં ગયા હતા. મકાન માં માત્ર મુકતા અને ચુનીલાલનો નોકર લધો એ બેજ હતાં. સવિતાગૌરી ગુલાબને પણ સાથે તેડી ગઇ હતી, એટલે પાણી ભરવા વગેરેનું કામ લધાપર આવી પડયું હતું મુકતા રસોઇની તૈયારી કરી રહી હતી. અને લધો પાણી ભરતો હતો એટલામાં મોતીલાલ ત્યાં આવી પહોંચ્યો તેને જોતાંજ મુકતાએ રસોઇનું કામ પડતું મુકયું, અને મોતીલાલ પાસે આવીને બેઠી. ગુલાબે મુક્તાને એવો વહેમ ભરાવ્યો હતો કે મોતીલાલ ચપળાને ચ્હાય છે. મુકતાએ જો કે તે માન્યું નહોતું તોપણ આજે ખાત્રી કરવાના ઇરાદાથી આવી એકાંત મળેલી જોઇ તે મોતીલાલ પાસે આવી અને બોલી, કેમ મોતીલાલ ! ચપળા પાસેથીજ આવતા હશો નહિ વારૂ ?

'હા કેમ મુકતા! આજે એ પ્રશ્ન કરવો પડ્યો? મોતીલાલે આશ્ચર્ય પામતાં પુછ્યું.

'સહજ, ચપળાને તમે ઘણાજ ચાહો છો એમ મેં સાંભળ્યુ છે, એથીજ એ પ્રશ્ન કરવો પડ્યો! પણ શું મોતીલાલ! એ ખરૂં છે?

'હા મુકતા! એ ખરૂં છે. હું ચપળા પાસે ઘણી વખત જાઉં છું તેણીને ચાહું છું! ખરેખર મુકતા! એ ઘણીજ મળતાવડા સ્વભાવની અને આનંદી છે! મોતીલાલે નિર્દોષ ભાવથી સર્વ સત્યજ કહ્યું.

પણ મુકતાને એથી માઠી અસર થઇ. મોતીલાલના મુખેથી ચપળાની સ્તુતિ સાંભળીને તેણીને કાંઇક શંકા થઇ. પોતાના પ્રિય તરફ પહેલીજ વાર તિરસ્કાર આવ્યો, શું મોતીલાલ ખરૂં કહે છે? શું તે ચપળાને ચ્હાય છે? અરે! મોતીલાલ! તમારા હૃદયમાં શું છે! એ કાંઇ સમજાતું નથી! આવા અનેક વિચારો મુકતાએ મનમાંજ કરી લીધા, તેણીનુ મુખ નિસ્તેજ બની ગયું

"ત્યારે તો તમે ચપળાના બહુ લાંબા સમયના સહવાસી જણાઓ છો? કેટલીક વારે કાંઇ વિચાર આવતાં તેણીએ પ્રશ્ન કર્યો અને મોતીલાલના ચહેરા સામું એકી ટસે જોઇ રહી.

"હા આજે લગભગ બે વરસ થયાં હું તેને ત્યાં જાઉં છું." મોતીલાલે જવાબ આપ્યો.

'એમકે! સમજી! મોતીલાલ! સમજી! તમારો મેળાપ નહિ થવાનું કારણ હવે હું સમજી! અત્યાર સુધી હું એમ ધારતી હતી

કે તમો આણંદલાલના ભયથી આવતા નથી ! પણ હવે સાફ સમજાય છે કે, તમો મુકતાને નહિ પણ ચપળાનેજ ચહાઓ છો ! ભલે ચાહો ! સુખી થાઓ ! પણ— મુકતા હજુ પણ આગળ બોલવા જતી હતી પરંતુ તેને અટકાવીને મોતીલાલે કહયું બસ કર ! મુકતા ! તારો હેતુ હું સમજી ગયો ! શું તું મને બે વચની ગણે છે ? નહિ મુકતા ! તારી ભુલ થાય છે ! તને મળવા માટે મારી નિરંતર કેટલી આતુરતા રહે છે ! એ તું કયાંથી જાણે ? મુકતા ! હું તનેજ મળવાના ઇરાદાથી ઘેરથી નીકળું છું, પરંતુ કોણ જાણે કઇ શકિતના બળે હું રતિલાલના ઘર તરફ ઘસડાઇ જાઉં છું ! અને ત્યાં ચપળાના વિનોદી સ્વભાવને વશ થઇ જાઉં છું! તેણીના તરફ મારૂં આટલું આકર્ષણ થવાનું કારણ શું એ હું પોતે પણ સમજી શકતો નથી ! તેણીની સાથેના લાંબા પરિચયથી હું તેને ચહાઉં છું ખરો ! પણ એક બ્હેનના પ્યારથી ! નહિ કે તેણીને મારા હ્રદયમાં સ્થાન આપવાના વિચારથી ! મારી હ્રદયેશ્વરી તો મુકતાજ છે !

"મોતીલાલના છેલ્લા શબ્દો સાંભળતાંજ મુકતાના નેત્રો અશ્રુથી ભરાઇ આવ્યાં, તેણી મોતીલાલને ભેટી પડી. પોતાના પ્રિયને નાહક દુઃખી કરવા માટે તેણી પસ્તાઇ, દુઃખી થઇ, થયેલા અપરાધની ક્ષમા માગતાં તે બોલી; મોતીલાલ ! માફ કરજો ! મેં આજે તમને નાહક હેરાન કર્યાં છે ! મારૂં બોલવું મનમાં ન લાવતાં, સ્ત્રીઓનો એવો સ્વભાવજ હોય છે. એમ સમજી સઘળું ભૂલી જજો !"

"નહિ, મુકતા ! મારા હ્રદયમાં એવું કાંઇ છેજ નહિ ! વળી તેં એવું મને શું કહ્યું છે, કે મને દુઃખ લાગે ?"

'તમારા શબ્દોથી મને શાન્તિ થઇ, હવે હું ઘરમાં જઇ રસોઇની તૈયારી કરવા માંડું કાકીબા હમણાંજ આવી પહોંચશે!" એમ કહેતી મુકતા બહાર નીકળી, હજુતો તે બહુ દુર ગઇ નહિ હશે એટલામાંજ સવિતાગૌરી તેને સામે મળી, અને પ્રશ્ન કર્યો; "કેમ, મુકતા! હજુ રસોઇનું કાંઇ ઠેકાણું નથી! આણંદલાલ હમણાંજ આવી પહોંચશે!"

"હા, આ હમણાંજ રસોઇ કરૂં છું! આ જરા મોતીલાલ આવેલા છે, એટલે તેની પાસે બેઠી હતી!" મુકતાએ જવાબ આપ્યો.

"મોતીલાલ આવી પહોંચ્યા છે! વારૂ એ પણ ઠીકજ થયું! ચાલ, ત્યારે હવે આપણે રસોઇની તૈયારી કરીએ!" એમ કહી મુકતાને સાથે લઇ તે રસોડામાં ગઇ.

"મુકતા તારા કાકા મને હરવખત કહયા કરે છે કે મુકતાને હવે કયાંક ઠેકાણે પાડીએ તો ઠીક!" કેટલીક વારે સવિતાગૌરીએ રસોઇ કરતાં કરતાં મુકતાનો મનોભાવ જાણી લેવાના ઇરાદાથી વાતની શરૂઆત કરી, મુકતા શરમાઇ ગઇ. "જો બહેન આમાં શરમાવાનું નથી! તારાં માતા પિતા હોય તો બીજી વાત છે!"

મુકતા નિરૂત્તર રહી.

"કેમ કાંઇ બોલતી નથી! મુકતા! તારા કાકાની અને આણંદલાલની પોતાની પણ એવી ઈચ્છા છે કે મુકતા પ્રેમ લગ્ન કરે!"

"જ્યારે તમે મારા પરજ સઘળું ઢોળી પાડયું છે, ત્યારે મારે મારો સુખદ માર્ગ શોધ્યા સિવાય છુટકો છે? પણ તેમાં તમારી સંમતિ

તો જોઇએજ ના ? " મુકતાએ અવિરાઇથી સઘળું પોતાના પર ઓઢી લીધું, સવિતાગૌરી તો એથી ખુશીજ થઇ કારણ કે તેણીએ અત્યાર-સુધીના અનુભવથી જાણી લીધું હતું કે મુકતા અને મોતીલાલ પરસ્પરને શુદ્ધ અંતઃકરણથી ચાહે છે તો પણ રખે તે કોઇ બીજાને ચાહતી હોય ! એવી સહજ શંકા થતાં તે બોલી; ના બહેન! હવે તું સમજણી થઇ છે. તું જે કાર્ય કરે તે વિચારીનેજ કરશે, છતાં મારે એક વડીલ તરીકે કહેવું જોઇએ કે, માત્ર સૌંદર્ય અને આર્થિક સુખમાં લોભાઇ ન જતાં ગુણાવ ગુણનું પણ ધ્યાન રાખવું જોઇએ !

' બા ! મેં સર્વ બાબતનો તેમજ આસપાસની પરિસ્થિતિનો વિચાર કરી મારા યોગ્ય લાભ શોધી કાઢયો છે ! પણ તેમાં તમારી મદદની જરૂર છે ! તમારા વગર મારી ઇચ્છા પાર પડે તેમ નથી ! મારી ખરી માતા તમેજ છો ! ' મુકતાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં

' ગભરા નહિ બહેન ? જે હોય તે મને કહે હું તારા માટે મારાથી બનતું કરીશ ! તારા કાર્યમાં કોઇ પણ આડે નહિ આવે ! સવિતાગૌરીએ શાન્તવન આપતાં કહ્યું. !

" મારૂં કહેવું તમને ગાંડું ઘેલું તો નહિ લાગે ના ? "

' ના બહેન ! એમાં ગાંડું ઘેલું શાનું ! કહે ! જે હોય તે સ્પષ્ટ કહે ! ' સવિતાગૌરીએ આતુરતાથી પુછ્યું.

મુકતાએ નીચું જોયું.

' કહેને ! એમાં શરમાય છે શાની ? આવડી મોટીને હવે શરમ તે કયાં લગી ? સવિતાગૌરી મુકતાને ચુપ રહેલી જોઇ બોલી. '

' પણ બા ! તમે મારા વિષે કાંઇક વિચાર તો કરી મુકયો હશે ના ! ' મુકતાએ સવિતાગૌરીનો વિચાર જાણી લેવાનો પ્રયત્ન કરવા માંડયો.

' ના બહેન! કશોએ નહિ ! અમારૂં કહેવું તને અનુકુળ આવે કે નહિ તે વિચારથી અમે બધોએ ભાર તારા ઉપરજ મુકયો છે ! '

ઠીક, ત્યારે મારો વિચાર તો મેં કયારનો કરી મુકયો છે ! જો તે વિચાર અમલમાં મુકાય તોજ હું સુખ સાધક બનું ! મુકતા શરમનો ત્યાગ કરી બોલી. '

' જાણ્યું ! બહેન ! જાણ્યું ! મોતીલાલજ કે ? ' સવિતાગૌરી મુકતાની મનોભાવના સમજી બોલી.

' શબ્દોચ્ચાર કરવામાં કાંઇ ફાયદો છે ? ' મુકતાએ નીચી દ્રષ્ટિ કરી• કહ્યું.

' ના કંઇજ નહિ, ખરેખર ! મુકતા ! તેં તારી બુદ્ધિની આ પસંદગીમાં કસોટી કરી છે ! તારી એ ઇચ્છા પાર પડશે ! આજેજ જમતી વખતે સઘળું નકી થઇ જશે ! સવિતાગૌરી મુકતાના વિચાર સાથે મળતી થઇ, અને તેને હિંમત આપતાં બોલી. '

હવે કાંઇ વિશેષ જાણવાનું રહયું નહોતું રસોઇ પણ તૈયાર થઇ ગઇ હતી. જમવાનો વખત થયો. આણંદલાલ પણ આવી પહોંચ્યા. હવે હું જમવાની તૈયારી કરાવું છું એમ કહી સવિતાગૌરી ત્યાંથી ઉઠી આજે તેના આનંદનો પાર નહોતો. તેણી આણંદલાલ વગેરે બેઠા

હતા તે ઓરડામાં ગઇ થોડીવાર સુધી ગામ ગપાટા ચાલ્યા પછી સૌ જમવા બેઠા. રસોઇની વાહવાહ બોલાઇ, મોતીલાલને તો જમણમાં કાંઇ અનુપમ આનંદ ઉભરાતો હતો. સૌ જમી રહયાં અને પાસેના ખંડમાં ગયાં થોડીવાર શાન્તિ પ્રસરી રહી.

'આણંદલાલ ભાઇ એક વધામણી છે! કેટલીક વારે સવિતા-ગૌરીએ શાન્તિનો ભંગ કરતાં કહ્યું.

'કહો વળી શું છે? શાની વધામણી છે?' આણંદલાલે તેવાજ આનંદથી કહ્યું.

'સ્વિકારશો તો ખરાની?' સવિતાગૌરી બોલી.

'હા, એમાં શું! તમારી વાતનો તે અસ્વિકાર થાય?' આણ-દલાલે સામો જવાબ આપ્યો.

'આણંદલાલ! તમે તો જાણોજ છો કે મુકતાની માતા જન્મ-થીજ મરી ગઇ છે! સુંદરરાગે પણ બિચારીની તેવીજ દશા કરી છે! તમારો આશ્રય જો એ બિચારીને ન હોત! તો પ્રભુ જાણે તે બિચા-રીની શું સ્થિતિ થાત! તેણી તમોને હમેશાં આશિર્વાદ આપે છે. તમો પણ તેણીના પર તેવોજ સ્નેહ રાખો છો! અને એ સ્નેહ સતત્ ચાલુ રહે એવા હેતુથી, અને તેવીજ ઇચ્છાથી, અમે આજથી, મુક્તાને મોતીલાલનું અર્ધાંગ સમજીએ છીએ!' સવિતાગૌરીએ શુભ સમા-ચાર આપ્યા.

'અહો! દેવી! આ તમો શું વાત કરો છો! અમારૂં એવું અહો ભાગ્ય કયાંથી કે મુકતા જેવી વહુ મળે! મારી પણ ઘણા દિવ-

સથી એજ ઇચ્છા હતી. પ્રભુએ એ અવસર અચાનક પ્રાપ્ત કરી દીધો ! ધન્ય ભાગ્ય ! તમારો મોટો ઉપકાર ! આણંદલાલે ઉપકાર માનતાં કહ્યું.

'ના એમાં અમારો ઉપકાર માનવા જેવું કાંઇ નથી ! મોતીલાલ અને મુક્તા એ બન્નેના પરસ્પરના પ્રેમનુંજ એ પરિણામ છે ! સવિતાગૌરીએ ખુલાસો કર્યો.'

અહો ! એ તો વળી વિશેષ આનંદની વાત ! મુક્તાનીજ ઇચ્છા હોય અને મોતીલાલ પણ ખુશી હોય તો મારે કબુલ છે ! હું નહિ ધારતો હતો કે મારી ઇચ્છા આ રીતે પાર પડશે !

'ત્યારે હવે લગ્નનું પણ નક્કી કરી નાખો એટલે પત્યું ! સવિતાગૌરીએ જેમ બને તેમ લગ્ન જલદી થઇ જાય તો ઠીક એવા વિચારથી કહયું.

'ભલે મારી કયાં ના છે ! તમેજ તેની માતા છો ! જોવડાવો મુહુર્ત અને દિવસ નક્કી કરો ! મુક્તાના લગ્ન થઇ ગયા પછી તેણીના પર વારંવાર આવતી આફતનો અંત આવશે એમ ધારી આણંદલાલે અનુમતિ આપી.

'ઠીક છે ! ત્યારે કાલે અમે તેનુ નક્કી કરી, તમને ખબર આપીશું ! અમારે કાંઇ છોકરૂં નથી એટલે એટલો તો લાવો લઇએ !

ભલે જેવી તમારી ઇચ્છા ! ફરીને કાલે વળી હું અહીં આવીશ! એમ કહી આણંદલાલ ઉઠયો; તેની સાથે મોતીલાલ પણ ચાલ્યો અને બીજા સગાં સંબધીઓ પણ જમી પરવાર્યા પછી પોત પોતાને ઘેર ગયાં. મુક્તા સવિતાગૌરી વિગેરે છેક મોડી રાત્રે સુતાં મુક્તાને

નિંદ્રા આવેજ શાની? તેના અંતઃકરણમાં હર્ષ માતો નહોતો! તેના હૃદયમાં પ્રેમના ઝરણાં સિવાય અન્ય ઝરણને માટે સ્થાનજ નહતું! પણ તે બિચારીને કયાં ખબર હતી કે તેના દુશ્મનો તેના કાર્યમાં વિઘ્ન નાખવાને તેની પાછળ પડછાયાની માફક ફરતા હતા!!!

---

# પ્રકરણ ૩૪ મું.

## " ભાવિ મિથ્યા થતું નથી. "

'બીજે દિવસે મુકતા આણંદલાલને ઘેર ગઇ તે વખતે આણંદલાલ ઘરમાં નહોતા રામગોપાળ શયનગારવાળા ઓરડા પાસે એકલો હોકો પીતો બેઠો હતો. મુકતાને જોતાંજ તે ઉભો થયો અને આવકાર આપતાં બોલ્યો 'આવો બહેન! શેઠજી તો બહાર ગયા છે! અને સાંજના આવવાનું કહી ગયા છે!'

'આ વખતે બહાર ગયા છે? કોઇ દિવસ નહિ અને આજે!' મુકતાએ આશ્ચર્ય પામતાં પુછ્યું.

'તે તો હું નથી જાણતો! પણ કાંઇક અગત્યના કારણસર જાઉં છું એમ કહી ગયા છે!'

'કેટલા વાગે આવશે એ કાંઇ કહ્યું છે!'

'ન બહેન!'

'વારૂ ત્યારે આવે તો કહેજે કે મુક્તા અહીં આવી હતી!'

'સારૂં બ્હેન કહીશ!'

મુક્તા ત્યાંથી ઉઠી અને જવા તૈયાર થઇ પણ એટલામાં તેની નજર રસાયનવાળા ઓરડા તરફ પડી તે ખુલ્લો પડેલો હતો

'આ શું? રામગોપાલ? રસાયનવાળો ઓરડો કોણે ખુલ્લો મુક્યો છે? ઉતાવળમાં એ બંધ કરવાનું પણ ચુકી ગયા કે શું!' મુક્તાએ કંઇક ભય અને કંઇક આશ્ચર્ય પામતાં રામગોપાલને પ્રશ્ન કર્યો

'રામગોપાલ પણ આશ્ચર્ય પામ્યો હેં! શું રસાયનવાળો ઓરડો ખુલ્લો છે? ત્યારે તો શેઠ હજુ બહાર ગયેલા નહી હોય?'

'ખેર જે હશે તે હમણાં જણાશે? હું રસાયનવાળા ઓરડામાં જઇ તપાસ કરી લાવું છું! એમ કહી મુક્તા દાદર ચડવા લાગી, અને ધીમે પગલે તે ઓરડામાં દાખલ થઇ. ઓરડો બારીકીથી તપાસ્યો તેમાં કોઇ જણાયું નહિ. તેણીએ ગુપ્ત બારી તરફ દ્રષ્ટિ કરી તેમાં પણ કાંઇ ફેરફાર થએલો જણાયો નહિ. આણંદલાલને નહિ જોતાં ગભરાએલી મુક્તા ત્યાંથી પાછી ફરી એકા એક તેણીની નજર નીચે પડેલી એક ચીઠી પર પડી. તે ઉપાડી વાંચી, વાંચતાંજ તે ભયભિત થઇ ગઇ તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

'આણંદલાલને માટે જેમ બને તેમ જલદી ગોઠવણ કરો' ટુંકા શબ્દોમાં પણ ઘણું રહસ્ય સમાએલું હતું' મુક્તાનો ચહેરો નિસ્તેજ બની ગયો, તેણીએ રામગોપાલને બુમ પાડી રામગોપાલ ઉપર આવ્યો.

"રામગોપાલ ! ગજબ થયો ! કોઇ બદમાશોએ પિતાનો પીછો પકડયો છે ! હવે શું થશે ? પિતા કયારે આવશે ? ગભરાએલી હાલતે મુકતાએ રામગોપાલને કહ્યું.

' કેમ, બહેન વળી શું થયું છે ?"

'જોની ? આ ચીઠીમાં કોઇ બદમાશે પોતાના સોબતીને સુચના આપતાં જણાવ્યું છે કે, આણંદલાલને માટે ગોઠવણ કરો" મુકતાએ રામ ગોપાલને ચીઠી બતાવતાં કહ્યું.

'હેં ? એ વળી નવું કૌતક ? બહેન ? આપણે આ બાબતમાં પોલીસની મદદ માગીએ તો કેમ ?"

"નહિ રામગોપાલ ? આ બાબતમાં પોલીસને ખબર આપવાની કાંઇ પણ જરૂર નથી ? "આમ થશે" એ તો માત્ર આપણી કલ્પનાજ છે. ? પોલીસને ખબર આપીએ અને તે ખોટી ઠરે તો પોલીસને નાહક તકલીફ આપવા માટે આપણે સરકારના ગુન્હેગાર બનીએ ? સમય આવતાં આપણે પોલીસની મદદ કયાં નથી લઇ શકતાં ? હાલ તરત તેમ કરવાની કાંઇ પણ જરૂર નથી? માત્ર મારે અને તારે બંન્નેએ સાવધ રહેવાની જરૂર છે ? આજે હું પિતાની રજા લઇને રાત્રે અહીંજ રહીશ અને તને પણ અહીંજ રાખે એમ સમજાવીશ. આપણે પિતાના પડછાયાની માફક તેની પાછળજ ફરીશું? પછી દુશ્મનો જખ મારે છે? મુકતાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો,

'રામગોપાલ મુકતાની યુકિતથી પ્રસન્ન થયેલો જણાયો, તે પણ મુકતાના વિચારને સમંત થયો પણ તેઓને કયાં ખબર હતી કે પાપીઓ તેની એ યુકિતને પણ પહોંચી વળે તેવા પાકા હતા !!!

પોતાના લગ્ન મોતીલાલ સાથે થશે એવા વિચારમાં મુક્તા ગાંડી ઘેલી બની ગઇ હતી પરંતુ જ્યારે તેને જાણ્યું કે આણંદલાલ પર આફત આવવાની તૈયારી છે. દુશ્મનોએ તેને બરાબર દાવમાં લીધા છે ત્યારે તેણીના દુઃખની સીમા રહી નહિ. લગ્નની વાતને તે બિલકુલ વિસરી ગઇ આણંદલાલના રક્ષણુનીજ ચિંતા થઇ, આણંદલાલના આવ વાની રાહ જોતી છેક સાંજ સુધી તે ત્યાં બેઠી પરંતુ આણંદલાલ કોણ જાણે કેવા કાર્યમાં રોકાએલા હતા કે આવ્યાજ નહિ? આખરે બહુ મોડું થતાં ચુનીલાલ અને સવિતાગૌરીને ચિંતા થશે માટે ત્યાં જવું જોઇએ. એવા વિચારથી તેણીએ એક ચીઠી લખી તૈયાર કરી અને તે રામગોપાલમા હાથમાં આપી. હું હમણાંજ આવું છું અને જો પિતાજી આવે તો આ ચીઠી આપજે મારા આવતાં સુધી તું અહીંજ રહેજે. ચુનીલાલ અને સવિતાગૌરીને મળીને હું હમણાંજ આવું છું?' 'વારૂ પધારો? હું તમારા આવતાં સુધી અહીંજ રહીશ અને તમારી ચીઠી પણ શેઠને આપીશ?' એવો રામગોપાલ તરફથી દિલાસો મળતાં તે ત્યાંથી બહાર નીકળી, અને થોડીજવારમાં ચુનીલાલને ઘેર જઇ પહોંચી તેણીએ મકાનમાં પ્રવેશ કર્યો અંધારૂં થયાં છતાં હજુ સુધી ઓરડામાં બતી કેમ થયેલી નથી? એવો પોકાર કરવા છતાં કાંઇ જવાબ મળ્યો નહિ. મુક્તા ગભરાઇ ગઇ પોતાના હાથે બતી સળગાવી સઘળું શાંન્ત હતું ઓરડામાં કોઇ જણાતું નહોતું. આ શું! આજે કયા અભાગીઆનું મુખ જોયું છે કે જ્યાં ત્યાં નિરાશાજ મળે છે! પ્રભુ જાણે આજે શું થવા બેઠું છે! નિશ્વાસ નાખતી મુક્તાના મુખમાંથી એકાએક એ ઉદગારો નિકળી પડયા તે આરામ ચેર પર પડી અને ગંભિર વિચારમાં લિન થઇ ગઇ. હેક રાત્રિના આઠ વાગ્યા, નવ વાગ્યા, અને દશની

પણ તૈયારી થઇ, તોપણ હજુ સવિતાગૌરી કે ચુનીલાલનો પતો નથી. આ શો ગજબ! શું તેઓ મારી શોધ કરવા આણંદલાલને ત્યાં તો નહિ ગયાં હોય? ખચિત! એમજ હોવું જોઇએ! નહિ તો આટલો સમય બીજે કયાં પણ રોકાય નહિ! ત્યારે હું પણ ત્યાં જાઉં! હા, મારે ત્યા જવુંજ જોઇએ! કારણ કે પિતા ભયમાં છે! પણ મારે ઘરની ભલામણ કોને કરવી? મુકતા ગભરાવા લાગી હવે શું કરવું, એવા વિચારમાં તે બહાર આવી અને આસપાસ જોવા લાગી. સામેથી ગુલાબ આવતી જણાઇ. તે નજીક આવતાંજ મુકતાએ પ્રશ્ન કર્યો, " ગુલાબ! સવિતા બહેન ઘરમાં કેમ જણાતાં નથી?"

" બહેન! કયારની હું તમનેજ શોધું છું! બિચારાં સવિતા ગૌરી અને ચુનીલાલ તમારી ગેરહાજરીથી દુઃખી થતાં અને તમારી શોધ કરતાં આણંદલાલને ત્યાંજ ગયાં છે! તે બિચારાંઓએ કાંઇ ખાધું પણ નથી!" ગુલાબે પ્રત્યુતર આપતાં કહ્યું.

" અફસોસ! બિચારાં મારા માટે કેટલાં દુઃખી થાય છે! ગુલાબ! ત્યારે હવે તું અહીંજ બેસજે, હું ત્યાંજ જાઉં છું અને તેઓને બોલાવીને હમણાંજ આવું છું! એમ કહી મુકતા ગુલાબને મકાનની ભલામણ કરી બહાર નીકળી અને ભાડાની ગાડી કરી થોડીજ વારમાં આણુદલાલને ઘેર જઇ પહોંચી. જે વખતે તેણીએ મકાનમાં પ્રવેશ કર્યો તે વખતે અગીયાર વાગી ગયા હતા. સર્વ શાન્ત જણાતું હતું રામગોપાલ પણ ત્યાં ન હોતો તો સવિતાગૌરી કે ચુનીલાલની તો આશાજ શી? મુક્તાની ગભરામણનો પાર રહ્યો નહિ તેણીએ શાન્ત નિસ્તેજ વદને આણંદલાલના શયનગારવાળા ઓરડામાં પ્રવેશ કર્યો

તેમાં ઝાંખી બતી બળતી હતી, તેના ઝાખા પ્રકાશમાં મુકતાએ આણંદલાલને શબવત પડેલા જોયા આ દેખાવથી તેણીને જે દુઃખ થયું તેનું વર્ણન કરવાને આ કલમ અશકત છે.

કેટલીકવારે તેણી શાન્ત થઇ આણંદલાલની લાશને તે તપાસવા લાગી બહારના દેખાવ પરથી ભુલાવામાં ન પડતાં, આણંદલાલનું ખુન તેનાજ બનાવેલા પ્રાણહારક વિષથી થયું છે, એમ તેણીએ જાણી લીધું. તે એકદમ રસાયનવાળા ઓરડામાં ગઇ, કબાટ ખોલ્યો, તેમાંથી પ્રાણહારક વિષની શીશીઓ જે બોકસમાં રાખવામાં આવતી હતી; તે બહાર કાઢયું, બે શીશી કમતી થએલી જણાઇ, આણંદલાલે બનાવેલાં તમામ વિષનું નિવારણ મુકતા સારી રીતે જાણતી હતી. તેણીએ તે બોકસ પાછું હતું ત્યાંજ મુકયું અને બીજો કબાટ ખોલ્યો. અને તેમાંથી કાંઇ બીજુ ઔષધ શોધવા લાગી પરંતુ તેની શોધ પુરી થાય, તે પહેલાં કોઇએ તેણીને બેશુદ્ધ બનાવી દીધી અને તેવીજ સ્થિતિમાં, તેજ ઓરડામાં બંધ કરી, પસાર થઇ ગયા. એ સઘળું આપણે આગળ જાણી ગયા છીએ અને ત્યાર પછી શું બન્યું તે મારા સુજ્ઞ વાંચકોથી અજ્ઞાત નથી.

અહા! મુકતાને બિચારીને કયાં ખબર હતી કે પોતના લગ્નમાં અચાનક આવું વિઘ્ન આવી પડશે? આણંદલાલ કયાં જાણતા હતા કે મુકતાને મોતીલાલ સાથે જોડવામાં પોતાનો પ્રાણ ગુમાવવો પડશે? ચુનીલાલ અને સવિતાગૌરીએ કન્યાદાન આપવાનો અમુલ્ય લાભ નહિ મળે! એમ કયાં માન્યું હતું? કાળીદાસ તો મોતીલાલ અને મુકતાના લગ્ન થઇ જવા પછી ચપળા મારીજ થશે એવી આશાથી આનંદ સાગરમાં ડોલતો હતો! પરંતુ તેમાં તે નિરાશ થશે એવી કલ્પના પણ

તેણે કયાં કરી હતી? સહુ પોત પોતાની ઇચ્છા પુર્ણ થએલી માનતાં હતાં પણ ભાવી કોણ ફેરવી શકયું છે ? ભલે મનુષ્યો ગમે તેટલા પ્રયત્નો કરે ! પરંતુ ભાવિ કોઇ કાળે મિથ્યા થતું નથી ! ! !

પ્રિય વાંચક ! લગ્નમાં વિઘ્ન થયું અને મુકતાની આશા મનમાંજ રહી ગઇ, હવે આપણે અહીં સુધીના પુર્વ વૃતાંત પર પડદો નાખી આપણી મુળ બાબત તરફ વળીએ.

આણંદલાલના ખુનની તપાસ રસાયનવાળા બંધ ઓરડામાંથી મુકતાનું નીકળવું, પોલીસ અમલદારોનો સંભ્રમ, હરિસીંહને મહાદેવ પર ગયેલો મહાદેવનો ભય અને પલાયન, હુસેનખાંને તેની શોધ માટે મોકલી હરિસીંહે મુકતાને તેના મકાન સુધી પહોંચતી કરી ત્યાં સુધીની હકીકત આપણે આગળ જાણી ગયા છીએ. હવે હુસેનખાંન મહાદેવની શોધ કરવામાં અને હરિસીંહ માથે ઉઠાવેલા સાહસમાં કેટલા ફળીભૂત થાય છે, એ જાણવું બાકી રહ્યું છે, ને જાણવા માટે હવે આપણે બીજા ભાગ તરફ વળીએ.

